# હવે પછી છપાશે

ક. ર દલપતરામ, ભાગ ૨ જો

કવીશ્વર દલપતરામ, ભાગ ૩ જો

ધર્મમન્થન

વિચારણા

ગ્રોજ અને અગર; એક કાવ્ય

કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો

ગીતમંજરી, ભાગ ૨ જો

શ્રી હર્ષ

કુરુક્ષેત્રના કાંડો

૨૨, સંસારમન્થન ( ૨ જી આવૃત્તિ ) ... ... ૧૯૨૭

૨૩, વિશ્વગીતા ( ૨ જી આવૃત્તિ ) ... ... ૧૯૨૭

૨૪, ઇન્દુકુમાર અંક ૨ જો ( ૨ જી આવૃત્તિ ) ... ૧૯૨૭

૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) ૧૯૨૮

૨૬, ગીતમંજરી ... ... ... ... ૧૯૨૮

૨૭, જહાંગીર-નૂરજહાંન ( ૨ જી આવૃત્તિ ) ... ૧૯૨૮

૨૮, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી ... ... ૧૯૨૮

૨૯, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ ... ... ૧૯૨૮

૩૦, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા ... ... ૧૯૨૯

૩૧, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ ... ૧૯૩૦

૩૨, શાહાનશાહ અકબરશાહ ... ... ... ૧૯૩૦

૩૩, પાંખડીઓ ... ... ... ... ૧૯૩૦

૩૪, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો ... ... ૧૯૩૦

૩૫, સંબોધન ... ... ... ... ૧૯૩૦

૩૬, દામ્પત્યસ્તોત્રો ... ... ... ... ૧૯૩૧

૩૭, શિક્ષાપત્રી, સમશ્લોકી ... ... ... ૧૯૩૧

૩૮, બાળકાવ્યો ... ... ... ... ૧૯૩૧

૩૯, ઉપનિષત્પંચક, સમશ્લોકી ... ... ૧૯૩૧

૪૦, સંઘમિત્રા ... ... ... ... ૧૯૩૧

૪૧, પ્રસ્તાવમાળા ... ... ... ... ૧૯૩૨

૪૨, ઇન્દુકુમાર, અંક ૩ જો ... ... ... ૧૯૩૨

૪૩, કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો, કાવ્યદીક્ષા ... ૧૯૩૨

# પ્રેમભક્તિ-ગ્રંથમાળા

પ્રથમાવૃત્તિની સાલ

૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨ જી આવૃત્તિ ) ૧૯૦૩
૨, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ ( ૩ જી આવૃત્તિ ) ૧૯૦૩-૦૫-૧૧
૩, વસન્તોત્સવ ( ૪ થી આવૃત્તિ ) ... ... ૧૯૦૫
૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) ૧૯૦૮
૫, ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) ... ૧૯૦૯
૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો ( ૭ મી આવૃત્તિ ) ૧૯૧૦
૭, શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી ( ૨ જી આવૃત્તિ ) ૧૯૧૦
૮, જયા-જયન્ત ( ૪ થી આવૃત્તિ ) ... ... ૧૯૧૪
૯, મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) ... ૧૯૧૭
૧૦, ઉષા ( ૫ મી આવૃત્તિ ) ... ... ... ૧૯૧૮
૧૧, ચિત્રદર્શનો ... ... ... ... ૧૯૨૧
૧૨, રાજર્ષિ ભરત ( ૨ જી આવૃત્તિ ) ... ... ૧૯૨૨
૧૩, પ્રેમકુંજ ( ૨ જી આવૃત્તિ ) ... ... ૧૯૨૨
૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ ( ૨ જી આવૃત્તિ ) ... ૧૯૨૪
૧૫, સાહિત્યમન્થન ... ... ... ... ૧૯૨૪
૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી ... ... ૧૯૨૫
૧૭, શકુન્તલાનું સંભારણું ( ૨ જી આવૃત્તિ ) ... ૧૯૨૬
૧૮, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો ( ૩ જી આવૃત્તિ ) ૧૯૨૬
૧૯, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન ( ૨ જી આવૃત્તિ ) ૧૯૨૭
૨૦, ઉદ્બોધન ( ૨ જી આવૃત્તિ ) ... ... ૧૯૨૭
૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ ( ૨ જી આવૃત્તિ ) ૧૯૨૭

## દલપતરામના કાવ્યગુરુ
## સદ્ગુરુ સ્વામી શ્રી દેવાનંદ



દેવાનન્દે રમન્તા તે દેવાનન્દ ગુરુથી આ
પામીને કાવ્યની દીક્ષા દીપ્યા દેવકુમાર શા.

प्रेमभक्ति - ग्रन्थमाळा

# કવીશ્વર દલપતરામ

## ભાગ ૧ લો, કાવ્યદીક્ષા

( ઇ. સ. ૧૮૨૦ થી ૧૮૪૮ )

ન્હાનાલાલ દલપતરામ કવિ

पाराशर्यवचःसरोजममलम्

વિ. સં. ૧૯૮૯ ઇ. સ. ૧૯૩૩

કીંમત સવા બે રૂપીઆ

પ્રકાશક : આનન્દ ન્હાનાલાલ કવિ

ભદ્ર, અમદાવાદ

આવૃત્તિ ૧ લી   ૧૯૩૩   પ્રત ૧૨૫૦



૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ–ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.







મુદ્રક અને મુદ્રણસ્થાન

શંકરરાય અમૃતરાય સૈયદ

જ્ઞાનમન્દિર મુદ્રણાલય, રાયપુર, અમદાવાદ

# પ્રસ્તાવના

---

આટઆટલે વર્ષે આજ દલપતજીવનકથાનો આ પ્રથમ ખંડ પ્રગટ થાય છે. દલપતરામની ૧૧૩ મી જન્મતિથિ આવી ગઇ અને ૩૫ મી સંવત્સરી હવે આવશે: આ ગ્રન્થ એક પેઢી મોડો છપાય છે. મોડું તો થયું છે; પણ ઇતિહાસઆલેખન કદી યે મોડું પડતું નથી. દલપતરામ કાંઇ પેઢી–બે પેઢીના કવિ ન હતા: પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમકાળના દલપતરામ કવિ હતા. એ સંગમકાળ હજી પૂરો થયો છે? સંસ્કૃતિઓના સંગમકાળ દાયકાઓથી નથી મપાતા, સૈકાઓથી મપાય છે. પ્રાચીનઅર્વાચીન સંસ્કૃતિઓનો સંગમકાળ સમાપ્ત થયો નથી, ને દલપતરામનો યુગ હજી આથમ્યો નથી. એટલે, મોડું તો થયું છે; પણ યુગમન્થનમાં મોડું પડે એટલું મોડું થયું નથી. દલપતજીવનકથાનો ઇતિહાસઅર્ક તો છેલ્લાં ૨૩ વર્ષથી, મ્હારા ગીતાભાષાન્તરમાંના પિતૃતર્પણમાં, ઇ. સ. ૧૯૧૦ થી ગુજરાત સમક્ષ છે.

દલપતરામના પ્રથમ કાવ્યગ્રન્થો ઇસ્વી ૧૮૩૩માં રચાયા હતા. આજ એમની શતાબ્દિ છે. કાવ્યસાહિત્યમાં દલપતરામે પહેલી પગલીઓ માંડયાની શતાબ્દિએ દલપતજીવનકથાનો આ કાંડ છપાય છે.

દલપતજીવનકથાનાં કેટલાંક ધાર્યાં સાધનો નાશ પામ્યાં છે, કેટલાંક અણધાર્યાં સાધનો ઉપલબ્ધ છે. દલપતકાવ્ય એ જ દલપતરામનો ચીરંજીવ ઇતિહાસ છે, ને જૂનાં બુદ્ધિપ્રકાશમાંની છૂટક નોંધો એ દલપતઇતિહાસની પૂરવણી છે. ગુજરાત વર્નાકયુલર સોસાયટીનું દલપતયુગનું–ઇ. સ. ૧૮૪૮ થી ૧૮૭૮ સૂધીનું દફ્તર અલોપ થયું છે. ફારબસની જીવનકથનીઓ કે રાસમાળાના સંશોધનકાળની ફારબસની ગુજરાતયાત્રાની વિગતવાર્તાઓ સોસાયટીએ શોધી–સંગ્રહી નથી. એ સૌ દલપતજીવનકથાને અંગે પણ સાધનની ખોટો જ છે.

પણ એ સાધનસામગ્રીની ખોટને પૂરે એવો બીજો, પ્રજાનો અણધાર્યો, એક ભંડાર છે. ઇ. સ. ૧૮૯૬ ના ડિસેમ્બરમાં ૭૬ વર્ષની વયે શનીવાર તા. ૫ મીએ મધરાતે દલપતરામને અર્ધાંગવાયુનો પક્ષાઘાત થયો. પછી આયુષ્યના છેલ્લાં પંદર માસ દલપતરામ એમની બાણશય્યામાં હતા. એ પંદર માસમાં પોતાની જીવનકથાની વિસ્તૃત નોંધ દલપતરામે ઉતરાવેલી છે. પણ તે પ્રસંગનોંધો છે, સળંગ આત્મકથા નથી. ૧૯૧૩ થી એ નોંધપોથીઓ મ્હારી કને છે. કેટલી યે વાર આ જીવનકથા લખવાના ઉધામા કરેલા, પણ સફળ ન થયા. ૧૯૨૮ ના જાનેવારીમાં ઘડેલી યોજના એ આ ગ્રન્થના પાયા રૂપ છે. બેએક વર્ષો ઉપર ત્રણે ય ખંડનાં ફરીથી પ્રકરણો પાડી પ્રથમોધ્યાય અડધેરોક લખ્યો ત્ય્હાં અમારાં વિનતાબાએ સંસારની વિદાય માગી, ને દાદાજીનાં પિતૃતર્પણ અળગાં મૂકાવ્યાં. એના મન્દવાડે ઉગ્ર રૂપ લીધું, ને ક્ષર ત્યાગી એ અક્ષરવાસિની થઇ. પછી હૈયાની સરવાણીઓ બીજી દિશામાં વળી ગઇ, ને દલપતજીવનકથાને બદલે સંઘમિત્રા ત્ય્હારે લખાઇ. વાંચક ! દલપતજીવનકથાને આટઆટલું મોડું થયું છે એ મ્હારે લીધે; પણ તે આળસને કે ભાવઓછપને કારણે એવું તો તું યે નહિ કલ્પે. સૌસૌનો પાકકાળ હોય છે; ને ત્ય્હારે જ સૌ પાકતું હશે ને ?

પેશ્વાઇ પડયા પછી બેએક વર્ષે ઇ. સ. ૧૮૨૦ ના જાનેવારીની ૨૧ મી તારીખ એ દલપતરામની જન્મતિથિ; ને મહારાણી વિક્ટોરિયા વિદેહ થયાં તે પૂર્વે ત્રણેક વર્ષે ઇ. સ. ૧૮૯૮ ના માર્ચની ૨૫ મી તારીખ એ દલપતરામની અવસાનતિથિ. પેશ્વાઇની પડતીથી માંડીને ૨૦ મી સદીના ઉદયકાળ સૂધીનું દલપતરામનું આયુષ્ય: જાણે આપણી ૧૯ મી સદીનો દેશકાળ ભરીને ગિરિવરનો મ્હોટો પડછાયો પથરાયો. આયુષ્યે યુગ ગણતાં દલપતયુગ એટલે ૧૮૨૦ થી ૧૮૯૮. ઇંગ્લાંડમાં ૧૯ મી સદી ભરીને ત્રણ મહાછાયાઓ પડી છે: એક ગ્લેડસ્ટનની, બીજી ટેનીસનની [illegible] મહારાણીજીની. એ સદીનો ઇંગ્લાંડનો દીર્ઘાયુ બ્રાહ્મણ [illegible] जीव शरदो [illegible]

એ વૈદિક આશીર્વાદ એમણે તો લગભગ પૂરો મૂર્તિમન્ત કીધો હતો. આપણા ગુજરાતમાં ૧૯ મી સદીનો પૂર્વાર્ધ એટલે સ્વામીનારાયણ ને દયારામભાઇ, અને ઉત્તરાર્ધ એટલે નર્મદ ને ગોવર્ધનરામ; અને લગભગ આખી ૧૯ મી સદી એટલે દલપતરામ. દલપતરામે ૧૮૫૧ માં સૂરતમાં હુન્નરખાનની ચ્હડાઇનું ભાષણ કર્યું ત્યહારે નર્મદે હજી કાવ્યપ્રવેશ કે લોકપ્રવેશ કર્યો ન હતો. દલપતજીવનકથા એટલે ૧૯ મી સદીની આપણી ઇતિહાસકથા: સ્વામીનારાયણ ધર્મની સંસ્થાપનકથા, નવસંસ્કૃતિની ઉદયકથા, બળવાના જ્વાળામુખીની કથા, કંપની બહાદુરના અસ્તની ને ઢંઢેરાનાં અભયવચનદાતા મહારાણીજીના રાજ્યપ્રકરણની કથા. વિષય વિશાળ છે, સામગ્રી અથાગ છે, મનન ને મીમાંસા ડગલે ડગલે છે; કવિતાની કુંકુમવર્ણી તેમ જ ભસ્મભયંકર અભ્રમાળા, ને એ અભ્રમાળાને ઉછંગે રમતાં ઇન્દ્રધનુષ્યો, ઇતિહાસગાથા કરતાં મહાકાવ્યને સુહાવે એવાં વધારે છે. સંસ્કૃતિઓના સંગમકાળ કાંઈ સૈકે સૈકે આવતા નથી. ૧૨૯૭ પછી ૧૮૪૮ જેવો ઇતિહાસયોગ ગુર્જરદેશે સાંપડ્યો નથી. આમ દલપતજીવનકથા લખવી એક રીતે સુલભ છે, પણ બીજી રીતે દુર્લભ છે. કલમ હોય તો પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમકાળનો બીજો પૃથુરાજરાસો લખાય. પણ સરસ્વતીનાં વરદાનપામ્યો આજનો એ ચન્દ બિરદાઇ ક્ય્હાં?

મુદ્રણકલા, બન્ધૂકનો દારૂ, ને હોકાયન્ત્ર–Printing Press, Gun-powder, and Mariner's Compass એમણે યૂરોપનો મધ્યકાળ નવો સરજ્યો એમ ત્ય્હાંના કાળમીમાંસકો કહે છે. એ મધ્યયુગનો ત્ય્હાં અર્વાચીન યુગ સરજ્યો ફ્રેંચ રેવોલ્યૂશને ને વરાળયન્ત્રે. યૂરોપઅમેરિકાની ૨૦ મી સદી એટલે વીજળી ને વિમાન; અને ૧૯ મી સદી એટલે દેશદેશમાં ને દિશાદિશામાં ફ્રેંચ રેવોલ્યૂશનનું ને વરાળયન્ત્રનું મ્હોરણપ્રફુલ્લન. નેપોલિયનની સંહારપચ્ચીશીમાંથી યૂરોપને તારીઉગારી લીધો વરાળયન્ત્રે–આગગાડી અને આગબોટોએ. ૧૯ મી સદી અર્ધી વીત્યે હિન્દમાં પશ્ચિમની સંસ્કૃતિએ પહેલાં

પણ એ સાધનસામગ્રીની ખોટને પૂરે એવો બીજો, પ્રજાનો અણધાર્યો, એક ભંડાર છે. ઇ. સ. ૧૮૯૬ ના ડિસેમ્બરમાં ૭૬ વર્ષની વયે શનીવાર તા. ૫ મીએ મધરાતે દલપતરામને અર્ધાંગવાયુનો પક્ષાઘાત થયો. પછી આયુષ્યના છેલ્લાં પંદર માસ દલપતરામ એમની બાણશય્યામાં હતા. એ પંદર માસમાં પોતાની જીવનકથાની વિસ્તૃત નોંધ દલપતરામે ઉતરાવેલી છે. પણ તે પ્રસંગનોંધો છે, સળંગ આત્મકથા નથી. ૧૯૧૩ થી એ નોંધપોથીઓ મ્હારી કને છે. કેટલી યે વાર આ જીવનકથા લખવાના ઉધામા કરેલા, પણ સફળ ન થયા. ૧૯૨૮ ના જાનેવારીમાં ઘડેલી યોજના એ આ ગ્રન્થના પાયા રૂપ છે. બેએક વર્ષો ઉપર ત્રણે ય ખંડનાં ફરીથી પ્રકરણો પાડી પ્રથમાધ્યાય અડધેરોક લખ્યો ત્ય્હાં અમારાં વિનતાબાએ સંસારની વિદાય માગી, ને દાદાજીનાં પિતૃતર્પણ અળગાં મૂકાવ્યાં. એના મન્દવાડે ઉગ્ર રૂપ લીધું, ને ક્ષર ત્યાગી એ અક્ષરવાસિની થઇ. પછી હૈયાની સરવાણીઓ બીજી દિશામાં વળી ગઇ, ને દલપતજીવનકથાને બદલે સંઘમિત્રા ત્ય્હારે લખાઇ. વાંચક! દલપતજીવનકથાને આટઆટલું મોડું થયું છે એ મ્હારે લીધે; પણ તે આળસને કે ભાવઓછપને કારણે એવું તો તું યે નહિ કલ્પે. સૌસૌનો પાકકાળ હોય છે; ને ત્ય્હારે જ સૌ પાકતું હશે ને?

પેશ્વાઇ પડયા પછી બેએક વર્ષે ઇ. સ. ૧૮૨૦ ના જાનેવારીની ૨૧ મી તારીખ એ દલપતરામની જન્મતિથિ; ને મહારાણી વિક્ટોરિયા વિદેહ થયાં તે પૂર્વે ત્રણેક વર્ષે ઇ. સ. ૧૮૯૮ ના માર્ચની ૨૫ મી તારીખ એ દલપતરામની અવસાનતિથિ. પેશ્વાઇની પડતીથી માંડીને ૨૦ મી સદીના ઉદયકાળ સૂધીનું દલપતરામનું આયુષ્યઃ જાણે આપણી ૧૯ મી સદીનો દેશકાળ ભરીને ગિરિવરનો મ્હોટો પડછાયો પથરાયો. આયુષ્યે યુગ ગણતાં દલપતયુગ એટલે ૧૮૨૦ થી ૧૮૯૮. ઇંગ્લાંડમાં ૧૯ મી સદી ભરીને ત્રણ મહાછાયાઓ પડી છેઃ એક ગ્લેડસ્ટનની, બીજી ટેનીસનની, ને ત્રીજી મહારાણીજીની. એ સદીનો ઇંગ્લાંડનો દીર્ઘાયુ બ્રાહ્મણ તો જેમ્સ માર્ટિનો. **शतं जीव शरदो वर्धमानः**

એ વૈદિક આશીર્વાદ એમણે તો લગભગ પૂરો મૂર્તિમન્ત કીધો હતો. આપણા ગુજરાતમાં ૧૯ મી સદીનો પૂર્વાર્ધ એટલે સ્વામીનારાયણ ને દયારામભાઇ, અને ઉત્તરાર્ધ એટલે નર્મદ ને ગોવર્ધનરામ; અને લગભગ આખી ૧૯ મી સદી એટલે દલપતરામ. દલપતરામે ૧૮૫૧ માં સૂરતમાં હુન્નરખાનની મ્હોટાઇનું ભાષણ કર્યું ત્હારે નર્મદે હજી કાવ્યપ્રવેશ કે લોકપ્રવેશ કર્યો ન હતો. દલપતજીવનકથા એટલે ૧૯ મી સદીની આપણી ઇતિહાસકથા: સ્વામીનારાયણ ધર્મની સંસ્થાપનકથા, નવસંસ્કૃતિની ઉદયકથા, બળવાના જ્વાળામુખીની કથા, કંપની બ્હાદુરના અસ્તની ને ઢંઢેરાનાં અભયવચનદાતા મહારાણીજીના રાજ્યપ્રકરણની કથા. વિષય વિશાળ છે, સામગ્રી અથાગ છે, મનન ને મીમાંસા ડગલે ડગલે છે; કવિતાની કુંકુમવર્ણી તેમ જ ભસ્મભયંકર અભ્રમાળા, ને એ અભ્રમાળાને ઉછંગે રમતાં ઇન્દ્રધનુષ્યો, ઇતિહાસગાથા કરતાં મહાકાવ્યને સુહાવે એવાં વધારે છે. સંસ્કૃતિઓના સંગમકાળ કાંઇ સૈકે સૈકે આવતા નથી. ૧૨૯૭ પછી ૧૮૪૮ જેવો ઇતિહાસયોગ ગુર્જરદેશે સાંપડ્યો નથી. આમ દલપતજીવનકથા લખવી એક રીતે સુલભ છે, પણ બીજી રીતે દુર્લભ છે. કલમ હોય તો પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમકાળનો બીજો પૃથુરાજરાસો લખાય. પણ સરસ્વતીનાં વરદાનપામ્યો આજનો એ ચન્દ બિરદાઇ ક્ય્હાં ?

મુદ્રણકલા, બન્ધૂકનો દારૂ, ને હોકાયન્ત્ર–Printing Press, Gun-powder, and Mariner's Compass એમણે યૂરોપનો મધ્યકાળ નવો સરજ્યો એમ ત્ય્હાંના કાળમીમાંસકો કહે છે. એ મધ્યયુગનો ત્ય્હાં અર્વાચીન યુગ સરજ્યો ફ્રેંચ રેવોલ્યૂશને ને વરાળયન્ત્રે. યૂરોપઅમેરિકાની ૨૦ મી સદી એટલે વીજળી ને વિમાન; અને ૧૯ મી સદી એટલે દેશદેશમાં ને દિશાદિશામાં ફ્રેંચ રેવોલ્યૂશનનું ને વરાળયન્ત્રનું મ્હોરણપ્રફુલ્લન. નેપોલિયનની સંહારપચ્ચીશીમાંથી યૂરોપને તારીઉગારી લીધો વરાળયન્ત્રે–આગગાડી અને આગબોટોએ. ૧૯ મી સદી અર્ધી વીત્યે હિન્દમાં પશ્ચિમની સંસ્કૃતિએ પહેલાં

પગલાં માંડયાં. ૧૭૪૮ માં ત્રિચિનાપલ્લીના ઘેરામાં એસામણ હિન્દી સેનાનીઓએ પીધાં ને ચોખા બ્રિટિશ સેનાનીઓને આપ્યા ત્યહાર પછી બારોબાર એક સૈકે, ૧૮૪૮ માં, બ્રિટિશનાં ઘોડાંઓએ અટકનાં પાણી પીધાં. કન્યાકુમારીથી અટક પર્યન્ત ભારત ૧૮૪૮ માં જીતાઇ રહ્યું. જીત્યા પછી જમાવટ થઇ. ૧૮૪૪ માં ઇંગ્રેજી રાજભાષા જાહેર થઇ; ને પછી આગગાડી આવી, તાર નંખાયા, મીલો થઇ; નવી નિશાળો સ્થપાઇ, કન્યાશાળાઓ ઉઘડી, વાંચનસાળા રચાઇ, કોલેજો નીકળી, યુનિવ્હર્સિટિ એકૂટ થયો; છાપાં છપાયાં, માસિકો પ્રગટયાં, પુસ્તકાલયો બન્ધાયાં, લોકસભાઓ થઇ; વિધવાવિવાહનો કાયદો થયો, સિવિલ મેરેજનો કાયદો થયો, એઇજ ઓફ કન્સેન્ટનો કાયદો થયો; મ્યુનિસિપાલિટિઓ થઇ, લોકલ બોર્ડો થઇ, લેજીસ્લેટિવ કૌંસિલો થઇ, કોંગ્રેસ થઇ; ઇતિહાસનું સંશોધન થયું, નવા ગ્રન્થો લખાયા, નવી કવિતા રચાઇ; નવા દેશહિતચિન્તકો થયા, નવી દેશકલ્યાણની મીમાંસા થઇ, લોકસેવાના મહાવ્રતિયા દીક્ષિતો થયા. દલપત ને નર્મદ આપણા લોકસેવાવ્રતના પ્રથમ દીક્ષિતો; ને ત્હેમાં ય તે જન્મે, કવિતાપ્રવેશે, લોકસભાઓ ઉદ્‌બોધવે, સંસ્થાઓ સ્થાપવે, ગુજરાતી ગદ્ય લખવે, છાપાના અધિપતિ લેખે, શબ્દકોષની ભાવના સેવવે ને સામગ્રી સજવે, ગ્રન્થગૂંથનમાં, તેમ લોકસેવાના દીક્ષાવ્રતમાં દલપતરામ નર્મદાશંકરના અગ્રણી. યૂરોપમાં યે ૧૮૩૦ પછી સિદ્ધ થતી અર્વાચીનતા ૧૮૪૮ પછી હિન્દને કિનારે ઉતરી ત્યહારે અનેક નવા પ્રજાપ્રશ્નો આપણે ત્યહાં ઉપસ્થિત થયા. નવપદ્ધતિની બાળકેળવણી ને કન્યાકેળવણી, ઇતિહાસસંશોધન, પુસ્તકાલયો, હુન્નરઉદ્યોગો, સંસ્થાનસુધારો, જ્ઞાતિવ્યવસ્થા, હુન્નરખાનની ચ્હડાઇ, સ્વદેશી, ધાર્મિક કલહકુસંપ, બાળલગ્નનિષેધ, વિધવાવિવાહ, મીઠાનો કરભાર, અન્ત્યજોની વેઠ ને વિટંબણાઓ, રાજ્યપલટો, હિન્દીઇંગ્રેજની મૈત્રી, સંસ્કૃતિઓનો સમન્વય: દલપતકાવ્યમાં ગવાયેલા દલપતયુગના એ સૌ પ્રજાપ્રશ્નોમાંથી આટઆટલે વર્ષે આપણે કેટકેટલાક ઉકેલી રહ્યા છીએ ? દલપતરામ

ચળવળસંચાલક ન હતા, મન્ત્રોચ્ચારક હતા. ચળવળ એ કવિધર્મ કે કાવ્યધર્મ નથી એ દલપતરામ સ્હમજતા હતા. કાળ કાળનું કામ કર્યે જાય છે; કાળનું વ્હેણ કોઇની વાટ જોતું થંભતું નથી. કોઇ ગાડાં ધાંચમાં સદાનાં રહ્યાં નથી કે આપણી પ્રજાનું ગાડું ધાંચમાં રહે. નવયુગના પ્રશ્નો કંઇક કંઇક ઉકેલાયા છે ને બીજા ઉકેલાતા જાય છે. ગુર્જરદેશ કે ભરતખંડ ૧૮૪૮ માં હતા ત્ય્હાં ૧૯૩૩ માં નથી. પણ એ સહુ પ્રજાપ્રશ્નો ઉકેલાઇ રહે નહિ ત્ય્હાં સુધી દલપતકાવ્ય કે દલપતરામ ગઇ કાલનાં થયાં નથી, આજનાં જ છે, હજી બોલે છે. દલપતકાવ્યમાંની મીઠાના કરવિરોધની કવિતા ૧૮૯૬ માં રચાયેલી છે; દલપતકાવ્યમાંના અન્તજોની વિટંબણાના સંવાદ ૧૮૫૫ માં જાહેર સભામાં ઉચ્ચારાયેલા છે; ૧૮૫૨ માં દલપતરામ સદ્બોધી ગયા છે કે ‘ જતી રિદ્ધિને દૂર રસ્તેથી રોકો.’ ૧૮૫૧ માં દલપતરામ ભાખી ગયા છે કે હુન્નર નરેશની સ્હામે આપણો એક જ જોધ્ધો ઝૂઝી શકશે, અને તે ‘ વીર વડો વણરાજ. ’ ૧૮૫૧ માં દલપતરામે જાદવાસ્થળી ગાઇ, ને મદ્યનિષેધ ઉચ્ચાર્યો. દલપતરામની આર્ષ દૃષ્ટિ ભવિષ્ય વાંચતી એટલો આજ ભૂતકાળે વાંચનાર કેટલાક છે? આ વિષયોમાં તો આજનો જમાનો દલપતરામના બોલના પડઘા ઝીલે છે. દલપતમન્ત્રો હજી બોલે છે; દલપતયુગ હજી આથમ્યો નથી.

નહિ ઉતાવળિયાપણે કે નહિ કાયરતાથી, સંસારશાસ્ત્રની ઉંડી સ્હમજણ ને હૃદયંગમ સ્હમજાવટથી, લોકસમૂદાયને ભડકાવ્યા વિના, સમાજ શું સંપ જાળવીને, પ્રજાસંઘનું સંઘબળ જમાવતાં જમાવતાં, સેંકડો વર્ષોને કારણે ખંડેરરૂપ થયેલાં આપણાં આત્મનિષ્ઠા ને આત્મભાન સમારતાં સમારતાં, નહિ તિરસ્કારી–નહિ ઉશ્કેરી, સેનાનીની રીતે નહિ પણ ઋષિની સાત્ત્વિકતાથી, આવતો દેશકાળ સ્મૃતિકારની આંખે વાંચી, પહેલા પાઠોમાં સદ્ગુરુ શિષ્યને દોરે છે એ ભાવથી, ગુર્જર પ્રજાને દલપતરામે નવયુગની સત્પ્રવૃત્તિઓમાં પહેલાં પગલાં ભરાવ્યાં અને ગાળી ગાળીને વ્હડતાં પૂરનાં પાણી પાયાં એ તો ધીરગંભીર ભાવે ભણવાવિચારવાનો આપણા ગુર્જર ઇતિ-

હાસનો ઐતિહાસિક પ્રસંગ છે. ઉગતી તારકમાળને જ્યોતિષી જૂવે ને એ ગ્રહયોગ વાંચીને જન્મોત્રી ઉચ્ચારે, એમ દલપતરામે ઉગતી સંસ્કૃતિ નિરખી ને એના સતઅસત્ ભાવની પ્રજા જન્મોત્રી લખીવાંચી. 'સુધારો થવા સદ્ય વિદ્યા વધારો:' પોણોસો વર્ષે આજ સર્વરોગ-નાશક ઓષધિ સમો એ દલપતમન્ત્ર ખરો છે કે ખોટો? દલપત-કાવ્ય એટલે દલપતયુગની દલપતસ્મૃતિ. વેનચરિત્ર ત્ય્હારે 'સુધારાનું પુરાણ' કહેવાતું. માણભટ્ટ વેનચરિત્રની કથા કરતા, અને કથાકારને રાજપીપળાના એક શેઠ તરફથી પચાસ રૂપિયા દક્ષણા અપાતી. દલપતરામે આલેખેલી દેશની જન્મકુંડળી કે જન્મોત્રી આજ સૈકો બદલાયે પણ જુઠ્ઠાં પડ્યાં છે?

સૌમ્યમૂર્તિ દલપતરામ પ્રધાનભાવે સાત્ત્વિકવર્ણા સાધુગુણોની ગુણમૂર્તિ હતા.

શબ્દોના અર્થ કાળે કરી બદલાય છે. વીસમી સદી બેઠા પછી આપણે ત્ય્હાં 'સુધારા' એટલે રાજકીય સુધારા: મોર્લીસુધારા, મોન્ટેગ્યુ-સુધારા. ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીસીમાં 'સુધારો' એટલે સંસારસુધારો. દલપતરામનો એ શબ્દનો અર્થ વિશાળ હતો. દલપતભાષામાં સુધારો એટલે Civilization, આજે સંસ્કૃતિ કહિયે છીએ તે. દલપતરામને તો આગગાડી પણ સુધારાનું અંગ હતું: 'સુધારાથી થૈ આ જૂઓ આગગાડી.' હુન્નરઉદ્યોગો, સરોવરનહેરો, શાળાપુસ્તકશાળાઓ, પ્રદર્શન ને મીલો, આગગાડી ને વીજળીના તાર, મંડળીઓ, સોસાયટીઓ, સંસ્થાસ્થાપનાઓ, નવગ્રન્થોનું ગૂંથન ને ગુર્જર ગિરાનો ગિર્વાણ સમો વિકાસ: એ સૌ દલપતરામની ને દલપતકાવ્યની ભાષામાં સુધારાનાં અંગો હતાં. કાળની પગલીઓમાં, ત્ય્હારની તેજછાયામાં દલપતરામ સંસ્કૃતિઓના મન્ત્રો વાંચતા. સંસ્કૃતિઓના સંગમકાળના દલપતરામ કવિ હતા; પણ અર્વાચીન-તાના અન્ધશ્રદ્ધાળુ અનુકરણિયા ઉપાસક એ ન્હોતા કે પ્રાચીનતાના ઉવેખનારે ન્હોતા. એમને તો પ્રાચીનતાના થડ ઉપર અર્વાચીનતાની વેલીઓ ચ્હડાવવી હતી. ગાળીગાળીને પાણી પીવું એ એમનું ધર્મસૂત્ર

તેમ જ સંસારસૂત્ર હતું. ત્હારનો યુગ પ્રત્યક્ષ નિરખનાર, નર્મદના મિત્ર, સુધારાના સાથી, સૂરત અમદાવાદ રાજકોટ—સમગ્ર ગુજરાતવાસી, દેશનું નિત્ય હિત ચિન્તવનાર નવલરામભાઇ એમની સુધારાની ઇતિહાસમીમાંસામાં ભાખી ગયા છે કે 'દલપતરામને હાથ રહ્યો હોત તો સુધારો દારૂડિયો ન થાત.' દલપતરામ કવિ હતા ને કવિકુલગુરુ કાલીદાસના મહાવાક્યને સન્માનતા કે

**पुराणमित्येव न साधु सर्वम्,**
**न चापि काव्यं नवमित्यवंद्यम्;**
**सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते,**
**मूढः परप्रत्ययनेयबुद्धिः**

પ્રાચીનઅર્વાચીનના સારસંગ્રાહક દલપતરામ સારગ્રાહી સુધારક હતા, નવાજૂના ઉભયના સદ્અંશોના પરીક્ષક ને ઉપાસક હતા.

પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સમન્વયના તે પરમ શ્રદ્ધાળુ હતા. નવા યુગના ને નવા રાજ્યના ગુણદોષ—ઉભય તે જોતા અને બોલતા. દલપતરામની રાજભકિત દેશવિદિત હતી; દલપતરામની દેશભકિત ઇતિહાસવિદિત છે. રાજભક્તિ ને દેશભક્તિનો વિરલ સંયોગ દલપતરામમાં થયો હતો. રાજાપ્રજા ઉભયના દલપતરામ પરમ શ્રદ્ધાસ્થાન હતા.

અને, સહુનો સાળો, સહુનો સસરો છે દ્વિજ દલપતરામ

એમ નિધડક ઉચ્ચરનાર, આજીવન ગાર્હસ્થ્ય બ્રહ્મચર્યના ઉપાસક, મદ્યમાંસનિર્લેપ, ધર્મપરાયણ, 'મ્હારી સ્ત્રીચાતુરીની વાર્તાઓ વાંચી સંસાર રખેને! અવળે પન્થે વળે' એમ વિચારી એવાં કાવ્યોનો નિઃશેષ નાશ કરનાર, દલપતરામ સદ્ગુણમૂર્તિ સમા દૂધઉજળા સાહિત્યકાર ને લોકનેતા હતા.

**कंदर्पदर्पदलने विरला मनुष्याः** એ શ્લોકભાખ્યા દલપતરામ વિરલ મનુષ્ય હતા.

દલપતરામનું કવિતાનું આદર્શ મહાભારતકારનું હતું. પ્રજાકલ્યાણનો મન્ત્રોચ્ચાર એને દલપતરામ કવિતાનો પરમ ધર્મ માનતા. હૈયાની ભાષા એટલે પ્રેમની ભાષા, રસ એટલે નરનારના શુદ્ધઅશુદ્ધ

શૃંગારપ્રસંગો એવો એકદેશીય એક સાહિત્યસંપ્રદાય છે. દલપતરામ એ સંપ્રદાયના સંપ્રદાયી ન હતા. ઉરની શૃંગારી ઉર્મિઓ નહિ, યુગના યુગબોલ દલપતરામ કવિતામાં ભાખતા. દલપતકવિતા એટલે પ્રજાપ્રશ્નોનું મન્થન. કવિતા દલપતરામને મન અન્તિમ સિદ્ધિ ન હતી, લોકસન્દેશનું સાધન હતી. સર્વદેશીય લોકકલ્યાણ એ દલપતરામને કાવ્યસિદ્ધિ ને જીવનસિદ્ધિ હતાં. લોકહિત કાજે દલપતરામે સરકારી નોકરી ત્યાગી હતી, લોકહિત કાજે પછી દલપતરામ ગુજરાતભરમાં ઘૂમતા. કાવ્યકલાનું બીજું એક આદર્શ એ છે કે Art for art's sake. દલપતરામનું કાવ્યાદર્શ એ પણ ન હતું. દલપતરામને તો પ્રજાને સન્દેશ આપવો હતો. દલપતરામ સન્દેશવાહી કવિ હતા, ને સન્દેશવાહી કવિતા એ દલપતરામનું કાવ્યાદર્શ હતું. સર્વતોમુખ લોકકલ્યાણ એ દલપતકવિતાનો સન્દેશ છે; એવા લોકકલ્યાણના ભાવને દલપતરામ હૈયાનો પરમ ભાવ માનતા.

આર્યભૂમિ તણું હિત અન્તરમાં ઇચ્છું સદા,
આર્યભૂમિ તણાં મ્હારાં અસ્થી અને ચર્મ છેઃ

એ દલપતરામનો હૈયાભાવ. દલપતરામની કવિતા સદા દેશહિતનાં સ્તોત્રો ગાવાને કાજ હતી.

અને દલપતરામનો છેલ્લોવેલ્લો પ્રજાસન્દેશ શો છે? દલપતરામનાં છેલ્લાં કાવ્યોમાંનું એક કાવ્ય એ છે કે

એક મંડળી એવી સ્થાપો જ્યહાં સહુને ઉદ્યોગ જડે.

હિન્દના નેતાઓને લક્ષ્મીપુત્રોને રાજમન્ત્રીઓને દલપતરામનો વિદાયસન્દેશ એ છે. ગરીબી, બેકારી, મોંઘવારી, Modern Industrialismમાંથી પરિણમતો મૂડીવાદનો ભેદભાવઃ છેલ્લાં પોણો સો વર્ષમાં આપણે ત્ય્હાં વધ્યાં છે કે ઘટયાં? નવયુગના એ પ્રજારોગોના શા શા ઔષધોપચાર યોજાયા છે? દલપતરામનો એ છેલ્લો વિદાયસન્દેશ નહિ સાંભળનારાઓ પશ્ચિમદેશોમાં પ્રવર્તતી ભયંકર વિપ્લવકારી Class Warને આપણે દેશે ન્હોતરી રહ્યા છે. ૧૯૩૦ માં હિન્દને કિનારે પગ મૂકતાં ના. વાઇસરોય ઉચ્ચારે છે કે I come

to take you towards equalization. દલપતરામનો તો એ ૧૮૫૮દીધો લોકમન્ત્ર છે. મૂડીવાદની ને રંગભેદની અગ્નિઝાળો આવતી અવરોધવી હોય કે આવ્યે હોલવવી હોય ત્હેમણે દલપતસન્દેશ સાંભળવો, ઝીલવો, આચરવો પડશે જ કે

કાળા ગોરા કોઇ છે, ધનહીણા ધનવાન;
ગણો ન હલકા કોઇને, સઘળા એકસમાન.

ગુજરાતી કવિતાની દલપતરામે દિશા બદલી. પૂર્વનાં પાંચસો વર્ષનાં આપણા કાવ્યસાહિત્યે વિરલ ક્વ્હાંક હશે ત્હેને દલપતરામે કાવ્યસિંહાસને સ્થાપ્યું; સ્મૃતિકારો કરતા એ એમણે નિજ દલપત-સ્મૃતિમાં કર્યું; પ્રજાના મહાપ્રશ્નોનાં મન્થનને દલપતરામે દલપતકાવ્યમાં કાવ્યવિષય કીધાં. દલપતરામે કાવ્યસાહિત્યની દિશાઓ વિસ્તારી.

કવિ એટલે ક્રાન્તદ્રષ્ટા, આવતા યુગને ઓળખે અને ઓળખાવે તે. એ આપણા સનાતન વૈદિક આદર્શના દલપતરામ કવિ છે. દલપતરામ દ્રષ્ટા છે. દલપતરામે બેસતા યુગને ઓળખ્યો ને ગુજરાતને ઓળખાવ્યો. Buckle's History of Civilization જેવો ગુર્જર-સંસ્કૃતિનો ઇતિહાસ લખાશે—અને આજ નહિ તો કાલે એ લખાશે જ. શ્રીકૃષ્ણપ્રાચીન ગુર્જરસંસ્કૃતિ તો જગત્‌સંસ્કૃતિઓનો પણ શણગાર છે—, અને એમાંનું પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમકાળનું પ્રકરણ જ્યહારે વર્ણવાશે ત્ય્હારે એ ગુર્જરસંસ્કૃતિની ઇતિહાસમીમાંસાના મહાગ્રન્થમાં દલપતરામ યુગદ્રષ્ટાનું કીર્તિપદ પામશે.

એમના યુગના દલપતરામ પરમ બ્રાહ્મણ હતા. એમનો જમાનો દલપતરામને કવીશ્વર કહીને સન્માનતો. ૧૯ મી સદીના ઉત્તરાર્ધના છેલ્લા ચાર દાયકાઓમાં યત્કિંચિત ભણેલ પ્રત્યેક ગુજરાતીના મુખમાં ને હૈયે ક. દ. ડા. હતા. રંક કે રાજવી, સાધુ શેઠિયા કે આચાર્ય, પાદરી કે કાજી, દેશી કે પરદેશી, હિન્દુ ઇસ્લામી પારસી કે ખ્રીસ્તી, લોકસભા કે રાજદરબાર : સહુ દલપતરામને કવીશ્વર કહીને સંબોધતા. દલપતરામનું એ જનતાદીધું બિરદ હતું. એટએટલો લોકવ્હાલો,

એટએટલો યુગને ને કાળને સારવનાર, એટએટલો સર્વમાન્ય ને સર્વ-સન્માન્ય કવિ કે સાહિત્યકાર છેલ્લી કેટલીક સદીઓ શોધી વળ્યે સાંપડશે?

યુગને મન્થી અમૃતખાના સપૂતે દેશને અમૃત પાયાં.

ગુર્જરદેશે એ યુગમન્થનની આ દલપતજીવનકથા છે. વાંચક! વાંચજે ને કાળનાં અમૃત પીજે.

દેવદીવાળી, સં. ૧૯૮૯ — ન્હાનાલાલ દલપતરામ કવિ

---

## અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| પ્રસ્તાવના | | પાનું ૭ |
| પ્રકરણ ૧ લું : | શ્રીમાળનગરી | ૧૯ |
| પ્રકરણ ૨ જું : | વંશવૃક્ષ | ૩૫ |
| પ્રકરણ ૩ જું : | દેશકાળ, ઇ. સ. ૧૮૨૦ | ૪૫ |
| પ્રકરણ ૪ થું : | વઢવાણને ખોળે બાળાપણ | ૬૬ |
| પ્રકરણ ૫ મું : | કાવ્યપાંખડીઓ ઉઘડી | ૭૭ |
| પ્રકરણ ૬ ઠું : | સ્વામી નારાયણનાં પંચવર્તમાન | ૧૦૩ |
| પ્રકરણ ૭ મું : | કાવ્યદીક્ષા, વ્રજભાષા | ૧૩૫ |
| પ્રકરણ ૮ મું : | કાવ્યદીક્ષા, સંસ્કૃત | ૧૫૮ |
| પ્રકરણ ૯ મું : | મનોરથો | ૧૮૪ |
| પ્રકરણ ૧૦ મું : | તેડું ને વતનમાંથી વિદાય | ૨૧૩ |
| સાલવારી | | ૨૨૯ |
| વંશાવળી | | |

# કવીશ્વર દલપતરામ

## ભાગ પહેલો, કાવ્યદીક્ષા

( ઇ.સ. ૧૮૨૦ થી ૧૮૪૮ )

# પ્રકરણ ૧લું, શ્રીમાળનગરી

को कवि दलपतिराम है? कहा करत है काम?

दाखे दलपतिराम, सुनो दिग्विजयसिंह!
जाति विप्र जानो, मेरी ज्ञाति तो श्रीमाली है.

શ્રવણાખ્યાનમાં દલપતરામ કહે છે કે વર્ણે હું બ્રાહ્મણ છું; ને નાતે હું શ્રીમાળી=શ્રી+માળી=લક્ષ્મીજીનો માળી છું: પાણી પાઈ પાઈ સંસારવાડીઓ ઉછેરવી એ મ્હારો જીવનધર્મ છે.

અને સહુ શ્રીમાળીઓનું વતન છે શ્રમાળનગરી.

ગુજરાતનો નકશો જોનારને સહેજે જણાશે કે અર્બુદાચળની પશ્ચિમે કચ્છના અખાતનું છોગલું એક ઉછળે છે. આસોપાલવના પાનના અણીઅગ્ર સમો એ છોગલાંનો છેડો, સાગરલહરીથી જાણે નમન્તો, પૂર્વાભિમુખે હસ્તિનાપુર ભણી ઢળેલો છે. ન્હાનકડી સુકડી-સ્રવતી નદી ત્ય્હાં કચ્છના અખાતમાં ભળે છે. પશ્ચિમે રેતીનાં રણ ને લૂણી નદી છે, ઈશાનમાં આરાવલ્લીની ગિરિમાળ કિલ્લો કરી પડી છે, પૂર્વે પરાશરનું અરણ્ય ને અર્બુદાચળનાં શિખરો ઉભાં છે, ને નૈઋત્યે આઠેક યોજનવાએ કચ્છનો રણઅખાત છે. ભિન્નમાળની તવારીખમાં મિ. જેકસન લખે છે કે આજ શ્રીમાળ છે ત્ય્હાં અસલ પાણી હતું. ત્ર્યંબકસરોવર ગૌતમસરોવર ઈશસરોવર કનિષ્કસરોવર અહલ્યાદ્રહ બ્રહ્મકુંડઃ એ સરોવરોનાં આજનાં ખંડેરો મિ. જેકશનની સાક્ષી પૂરે છે. પાણીમાંથી તરી આવતા ખડકો સમી ત્ય્હાં કેટલીક ટેકરીઓ, સપાટ ધરતીને ભાલે ગંડસ્થળ સમી, ગોરમ્ભે છે. ત્ય્હાં, સાગર ને

સરિતાને સંગમઘાટે, રેતીનાં રણ ને પીલૂડીનાં અરણ્યને સીમાડે, ન્હાનકડી ટેકરીઓને મથાળે, રોમનગરી સમી શિખરવાસિની, શ્રીમાળનગરી, લક્ષ્મીમ્હોરન્તી ને વિદ્યાફોરન્તી, વિરાજતી. હસ્તિનાપુરથી દ્વારકા જતાં–આવતાં શ્રીમાળનગરી વટેમાર્ગુઓને રાજમાર્ગમાં આવતી.

ગુજરાતની પૂર્વ પાંખ લીલી છે ને પશ્ચિમ પાંખ નીલી છે. ગુર્જરદેશની પૂર્વે ઇડરનાં પંચમહાલનાં રાજપીપળાનાં ધરમપુરનાં વન ઢળેલાં છે, ને પશ્ચિમે સાગરનો જળપગથાર છે. સિન્ધુદેશની દક્ષિણે ને સૌરાષ્ટ્રની ઉત્તરે વહતા બે કચ્છી અખાતનાં જળઝૂલ્ફાંઓ ઉત્તરમાં ગૂંથાય છે, ને ઈડરઆરાસુરનાં વનોની અલકલટો ઉડતી આવી એ જળઝૂલ્ફાં સાથે સંગમ પામે છે ત્ય્હાં, સુન્દરીના સેંથીપ્રાન્તે સુવર્ણબોર સમો, અર્બુદાચળનો પહાડ છે. અને એ પહાડને શિખરે, સુવર્ણબોરમાંનાં રત્નો સમાં, વસિષ્ઠકુંડ ને જૈન દેવાલયો છે. એ પહાડની પશ્ચિમે છએક યોજનવા આઘે કચ્છના અખાતનો ફાંટો, છોગલાં સરિખડો, ફંટાયો છે. એ અખાતછોગલાંના ઉત્તર શિખાન્તની પૂર્વે છએક ગાઉને અન્તરે આજ શ્રીમાળનગરીનાં ખંડેરો વેરાયલાં પડયાં છે.

દ્વાર એટલે બારણું, અને દ્વારકા એટલે ન્હાનું બારણું–બ્હારીઃ સાગરમાંથી પૃથ્વીમાં પ્રવેશવાની બ્હારી તે દ્વારકા. દ્વારકાની સાગરબ્હારીમાં થઇ પ્રવેશતાં એક કાંઠે સૌરાષ્ટબાંધી ને બીજે કાંઠે કચ્છબાંધી કચ્છના દક્ષિણ અખાતની લાંબી નેળ, જામનગર ને જોડિયા થઈ, બારા-

ઘોડા ને ઝીંઝુવાડાને અડકી, રૂપેણ સરસ્વતી ને બનાસના અદ્રશ્ય જળપ્રવાહોને હૈયામાં સમાવતી, રાધનપુરને પૂર્વમાં મૂકીને, ઉત્તરે વહે છે. કરાંચીની દક્ષિણે ને લખપતનારાયણ-સરની ઉત્તરે કોરીની ખાડીમાં વહતો કચ્છનો ઉત્તર અખાત મુખદ્વારે સાંકડો છે, પણ પૃથ્વીમાં પ્રવેશ્યા પછી અન્દર-વાસે ચોક સમો વિસ્તરે છે. ઇતિહાસનવેશો લખે છે કે ૨૩૦૦ વર્ષ પૂર્વે મહાન સિકન્દરનો કાફલો, સિન્ધુ નદમાં વહી, પાટલનગરી જીતી, સાગરમાં ઉતર્યો ત્હારે સિન્ધુ નદના ઓઘ કચ્છના એ ઉત્તર અખાતના ચોકમાં ઠલવાતા હતા. ગુજરાતસર્વસંગ્રહ કહે છે કે ઈ. સ. પૂ. ૩૨૫ માં સિકન્દરે કચ્છના મ્હોટા રણને સ્થાને મહાસરોવર દીઠું હતું. કચ્છી અખાતનો એ ઉત્તર જળચોક લંબચોરસ છે, અને સિન્ધુનાં ને લૂણીનાં જળ ઝીલતો ઝીલતો પૂર્વાભિમુખે વિસ્તરતો બનાસ નદીના મુખ સન્મુખે કચ્છી અખાતના દક્ષિણ જળઓઘ શું સંગમ પામે છે. એ ઉત્તરદક્ષિણ અખાતછોળોની ફૂવારાધારા ઉત્તરે ઉડે છે ત્હેની પડોશમાં શ્રીસાળનગરી હતી.

કચ્છ દેશ એટલે પાણીનાં ખાબોચિયાંનો પ્રાન્ત. મેઘદૂતના ૨૧ માં શ્લોકમાં પદ છે कन्दलीश्चानुकच्छम्—કચ્છના—ખાબોચિયાના કાંઠાની કન્દલી-ને મલ્લીનાથની સંજીવિની ટીકામાં એ પદનું અમરકોશનું અવતરણ આપતું કચ્છ શબ્દનો અર્થ ભાખતું ભાષ્ય છે કે जलप्रायमनूपं स्यात् पुंसि कच्छस्तथाविधः । इत्यमरः આજે યે કચ્છ દેશ ચાર માસનો દ્વીપ છે, આઠ માસનો દ્વીપકલ્પ છે. કચ્છનાં

રણમાં ચાતુર્માસ અણઉતાર પાણી પાથર્યાં પડે છે, અને આઠ માસ એ જળ સૂકાઇ ખાબોચિયાં ને રણ થાય છે. પણ પચ્ચીસો વર્ષ પૂર્વે વર્ષાપ્રવાહ ને સિન્ધુપ્રવાહ બન્ને એ રણમાં ઠલવાતા ત્ય્હારે રણ તે બારે માસનો અખાત થઇને રહેતું. સિદ્ધરાજ-બન્ધાવ્યા ઝીંઝુવાડાના ઉન્નત દુર્ગ-દ્વારે કોઠામાં કડાં છે ને એ કડે જહાજો બન્ધાતાં. ખંભાતના અખાતનો મ્હોટો ઝાર આજે યે મહીસાગરના ને નર્મદાજીના આગગાડીના પૂલો સૂધી આવે છે; એમ દ્વારકાની છોળનો મ્હોટો જુવાળ ઠેઠ બજાણા ને પાટડીની વચ્ચે વહતો, ને રૂપેણ ને બનાસમાં ઘૂઘવતો. મહાન સિકન્દરનો કાફલો પાટલનગરીને જીતી સિન્ધુમુખમાંથી નીસર્યો ત્ય્હારે કચ્છના ઉત્તરદક્ષિણ બન્ને અખાતોના સંગમને શિખાદેશે શ્રીમાળનગરીનું બન્દર હતું.

કચ્છને મ્હામે કાંઠે રાધનપુર રાજ્યમાં સરેરાશ વરસાદ કચ્છ જેટલો દશેક દોકડા પડે છે; છતાં ચોમાસામાં ઘણા પ્રદેશમાં પાણી ભરાઇ પથરાય છે, ને પૂરને વખતે ઘણો ભૂમિભાગ ભાલની પેઠે જળમય થઇ રહે છે. કોઇ કોઇ સ્થળે આસપાસના કરતાં ઉપસેલી જમીન હોય છે તે ગોઢ કહેવાય છે. રાધનપુર પ્રદેશના પશ્ચિમ ભાગનાં અખાત ભણીનાં ઘણાં ગામો ગોઢ મથાળે વસેલાં છે. ગોઢ માથે વસેલાં ગામો પાણી ઉપર તરતાં હોય ત્હેવાં દેખાય છે. શ્રીમાળનાં ખંડેરો આજ કહે છે કે એ નગર એવા ગોઢ મથાળે-કેટલીક ન્હાનકડી ટેકરીઓને માથે વસેલું હતું.

શ્રી+માળ+નગરી=લક્ષ્મીજીની માળાઓને ઠામે વસેલી નગરી તે શ્રીમાળનગરી. ઇ. સ. ૧૬૧૧ માં એક ઇંગ્રેજ

વ્હેપારી નિકોલસે ૩૬ માઇલના ઘેરાવની, ને પડી જતી દુર્ગદિવાલની, મ્હોટાં સરોવરોની નગરી એને કહી છે. દિશદિશમાં છ–છ માઇલ છેટે પડેલાં નગરદ્વારનાં પગલાં એ ઇંગ્રેજ વ્યાપારીની સાક્ષી પૂરે છે. અકબરશાહના સમય સૂધી શ્રીમાળનગરી ગુર્જરત્રામાં ગણાતી. ૧૫૮૩ માં રાજા ટોડરમલ્લે ગુજરાતની જમાબન્ધી બાંધી ત્‍યહારે શ્રીમાળ જોધાણનાથને સોંપાયું. હજી ત્‍યહાં ગૌતમ સરોવર અને એ સરોવર વચ્ચે ગૌતમાશ્રમ છે. સં. ૧૩૩૩ના એક લેખમાં શ્રી મહાવીર સ્વામી શ્રીમાળે પધાર્યાનો ઉલ્લેખ છે. અસલ વસ્તી ત્‍યહાં અઢી લાખની હતી; આજ ચારપાંચેક હજારની વસ્તી છે'

અરબી સમુદ્રનો ખંભાતનો અખાત ને ખંભાતના અખાતમાંની ઘેલા ને કાળુભારની સંગમખાડી—એ સંગમ-ખાડીને કાંઠે વલ્લભીપુર હતું. એવી જ નર્મદાજીની ખાડીને તીરે ભૃગુકચ્છ હતું. જગન્નાથપુરી પ્રભાસપાટણ કે દ્વારકા જેવું સ્તંભતીર્થ પણ કાંઇ સાગરકાંઠે ન હતું. પાટલ પણ સિન્ધુમુખથી દશેક યોજનવા ઉપરવાસરે વસેલી નગરી હતી. રોમ ટાઇબિરના બ્હારાને અન્દરવાસે હતું; લંડન ને કલકત્તા, મુંબઇ મદ્રાસ કે કોલંબોની પેઠે, સાગરકાંઠે નથી, ટેમ્સ ને ભાગીરથીનાં બ્હારાંઓની અંદરવાસે છે. પુરી પ્રભાસ કે દ્વારકા, મુંબઇ મદ્રાસ કે કોલંબોની પેઠે શ્રીમાળ સાગરકાંઠે ન હતું; ભૃગુપુર વલ્લભીપુર ને પાટલ, રોમ લંડન કલકત્તાની પેઠે શ્રીમાળનગર અખાતમાંનું અન્તર્વાસી બંદર હતું.

જંબૂજ્યોતિ—Light of Asia ના કર્તા સર એડ્વિન આર્નોલ્ડ કહે છે કે Rajputana is measurelessly old; દિલ્હી ન્હોતું ત્ય્હારે હસ્તિનાપુર ભારતવર્ષની પાટનગરી હતી; તારાગઢ અને અજમેર ન હતાં ત્ય્હારે પુષ્કરજીનું બ્રહ્માતીર્થ હતું; કરાંચી ન્હોતું ત્ય્હારે પાટલનગરી ને શ્રીમાળનગરી હતી. પાટલનગરી ત્ય્હારે તક્ષશિલાનું બન્દર હતી.; શ્રીમાળનગરી ત્ય્હારે હસ્તિનાપુરનું બન્દર હતી. આજે લાહોર ને દિલ્હી બન્નેયનું બન્દર કરાંચી છે.

ક્ષેત્ર એટલે તીર્થોનો સમુદાય. શ્રીમાળ તીર્થ નહિ, શ્રીમાળ ક્ષેત્ર કહેવાતું. શ્રીમાળ અનેક તીર્થોનું તીર્થમંડળ હતું. પ્રધાન તીર્થ બે હતાં; બ્રહ્મકુંડની સમીપમાં લક્ષ્મીસ્થળ ને જગત્સ્વામીનું સૂરજદેવળ. લક્ષ્મીસ્થળે મહાલક્ષ્મીનું મન્દિર હતું, આજ ત્ય્હાં ગોંદરો છે. સમુદ્રમન્થને સાગરમાંથી દેવવૃક્ષની ફૂલમાળા લઈ લક્ષ્મીજી નીકળ્યાં ને સાગરે કહ્યું પુત્રી ! ત્હને ગમે ત્હેને વરમાળ પહેરાવ. લક્ષ્મીજીએ વિષ્ણુ ભગવાનને વરમાળ આરોપી ને પછી લક્ષ્મી+નારાયણનાં લગ્ન થયાં તે આ લક્ષ્મીસ્થળમાં: એવી કથા છે. શ્રીમાળીઓનાં કુળદેવતા લક્ષ્મીનારાયણ સ્વયંવરભાવે પરણ્યાં હતાં. જગત્સ્વામીનું સૂરજદેવળ, કરોડ—કનક—કનિષ્ક સરોવર બંધાવનાર, ઈ. સ. ૭૮ ના શકપ્રવર્તક કનિષ્કે બન્ધાવ્યું હતું. કાશ્મીરથી દ્વારકા જતાં કનિષ્ક મહારાજ શ્રીમાળે આવ્યા હતા, ને બ્રહ્મકુંડમાં ન્હાયે એમના કોઢ મટ્યા હતા. ત્રીજું તીર્થ ત્રંબકસરોવર ને ત્ય્હાંનો ગૌઘાટ છે. પાસે નરમુખ સરોવર ને ગયાકુંડ છે. ચોથું પ્રાચીન તીર્થ

તે ગૌતમ સરોવર ને ગૌતમાશ્રમ. બ્રહ્મકુંડથી દોઢસોક હાથને અન્તરે ગૌતમસરોવરમાં એક ન્હાનકડો દ્વીપ છે, ને એ દ્વીપમાં આરસના સ્થંભો તે ગૌતમાશ્રમની કાળ-ચગલીઓ છે. શ્રીમાળની ન્હાનકડી સ્રવતી નદીને ઉત્તર તીરે જગેશ્વર, ને ત્ય્હાંથી અગ્નિ દિશે પચાસેક વ્હામવા શ્રીમાળની દેશદેશાન્તરવિખ્યાત વિદ્યાશાળા હતી. ભિન્નમાળની ઉત્તરે ચાર સરોવરો છે ને વટયક્ષિણી દેવી છે. શ્રીમાળમાં સિદ્ધિ-વિનાયક ગણાધીશ છે, ભુવનેશ્વરી દેવી છે. ઈશાનમાં ઇશ સરોવર દુર્ગાદેવી ને પારાશરેશ્વરનું શિવમન્દિર છે. કાક-વરાહના મન્દિરશિખર સમીપે સર્વસિદ્ધાશ્રમ હતો. વાલ્મિકેશ્વર, કાશ્યપેશ્વર, કિરાતેશ્વર, પાતાળેશ્વર, ચંડીદેવી, નવલાખેશ્વર એ શ્રીમાળક્ષેત્રનાં અન્ય તીર્થો હતાં. ઝાલોર-દ્વાર પાસે અહલ્યાદ્રહ છે. વાવો હતી, ભમરિયા કૂવા હતા, એક યક્ષકૂપ હતો. સૂરજપોળ, લક્ષ્મીપોળ, ઝાલોરપોળ, પીંપળપોળ એવાં શ્રીમાળનાં નગરદ્વાર હતાં. નગરી ફરતો નગરકોટ હતો, ને રાજમહેલ ફરતો રાજદુર્ગ હતો. કોટીધ્વજો રાજદુર્ગમાં રહેતા ને લખેપતિ નગરકોટમાં રહેતા. છએક ગાઉ દક્ષિણે રૂપ નામની પત્થરખાણો છે ત્ય્હાંથી શ્રીમાળના નગરમહાલયો ધર્મમન્દિરો રાજ-મહેલો લક્ષ્મીભવનોને કાજ રૂપબક્ષન્તી પત્થરશિલાઓ આવતી. વીરપૂજાને ને શીલપૂજાને શ્રીમાળ વીસર્યું ન હતું. રણવીરોના પાળિયા શ્રીમાળને પરવાડે છે; શ્રીમાળનાં ખંડેરો વચ્ચે આજે ય સતીની દહેરી છે.

શ્રીમાળમાં વિદ્યા હતી, લક્ષ્મી હતી, ધર્મ હતો; વેદશાળાઓ હતી, હવેલીઓ હતી, મન્દિરો હતાં; બ્રહ્મકુંડો

હતા, તળાવો હતાં, યજ્ઞવેદીઓ હતી; બ્રાહ્મણો હતા, વૈશ્યો હતા, ક્ષત્રિયવીરો હતા. શ્રીમાળના ક્ષત્રિયો પછી જૈન થયા, અહિંસા સ્વીકારી, 'તરવારો ટીપી ગજ કીધા,' પંદરેક ગાઉએ આવેલા ઓસિયા ગામે કેટલાક જઇ રહ્યા, એ ઓસવાળો કહેવાયા. ઉવસ=વણખેડયું વેરાન; ઓસિયા= ઉવસમાં-વણખેડ્યા વેરાનમાં વસાવેલું ગામ. વિષ્ણુ ભગવાને ગૌતમને શ્રીમાળનગરી દાનમાં દીધી ત્ય્હારે સિન્ધુતટેથી આવેલું બ્રહ્મમંડળ શ્રીમાળ તજી પુષ્કરતીર્થે જઇ વસ્યું તે પુષ્કરણા. જૈનોના પ્રથમ ગણધર ગૌતમ મુનિ શ્રીમાળી હતા. ચ્હુઆણોની બ્રહ્મપુરી શ્રીમાળ હતું. દશકુમારચરિતના કર્તા કવિવર દણ્ડી શ્રીમાળી હતા. વિમળપ્રબન્ધ કહે છે કે અર્બુદાચળના વિમળશાહનાં જગત્અદ્વિતીય દહેરાં બંધાવનારના પૂર્વજ નીન મન્ત્રી શ્રીમાળી હતા. નીન મન્ત્રી શ્રીમાળથી ગાંભુ ગયા, ને વનરાજ મહારાજે પાટણ વસાવ્યું ત્ય્હારે ગાંભુથી પાટણ જઇ રહ્યા. મહાકવિ માઘ શ્રીમાળમાં થયા; માઘનું મહાકાવ્ય શિશુપાલવધ શ્રીમાળમાં લખાયું; કો મહારાણીથી યે ઉદારદિલ માઘપત્ની પણ શ્રીમાળમાં થઇ ગયાં.

પ્રબન્ધચિન્તામણિ ભોજપ્રબન્ધ ને પ્રભાવકચરિતમાં માઘકથા છે. ખરી હોય તો માઘકથા શોકકથા છે. માઘના પિતામહ સુપ્રભદેવ ને પિતા સર્વાશ્રય રાજઅમાત્ય હતા, કરોડપતિ હતા. માઘના પિતામહ પણ રાજઅમાત્ય હતા. માઘ સ્વયં મહારસિયો હતો, મહાઉદાર હતો, કવિતાની ગગનકલ્પનાઓને જીવતો હતો. પિતાને પુત્રની પરમ ચિન્તા થતી. માઘપિતાએ અવસાન-

કાળે સો ભોંયરાં કરાવ્યાં, એક એક ભોંયરામાં લાખ લાખ રૂપિયા ભંડાર્યા, મૃત્યુશય્યાપર પુત્રનો કોલ લીધો કે એક વર્ષે એક ભોંયરૂં ઉઘાડીશ. પિતા દેવ થયા, કવિવર કવિતા-લોકમાં રમતા હતા, વર્ષે લાખ રૂપિયા વાપરતા. એવે માલવપતિ શ્રીમાળનગરીની મ્હેમાનીએ પધાર્યા. કવિવર પિતૃકોલ ભૂલી ગયા, ભોંયરાં ઉઘાડી નાંખ્યાં, રાજઆતિથ્ય આદર્યું. ઋતુઋતુનાં ભવન કીધાં, સ્નાનગૃહ રચ્યાં, ક્રીડા-મંડપ બન્ધાવ્યા, રાજઅતિથિને હીરામોતીએ વધાવ્યા. કવિવરે દિલના દરિયા કીધા. માલવપતિને ઘડીક થયું કે પોતે કવિતાદેશમાં છે. માલવપતિને સિધાવ્યે પછી કવિવર એ રાજવૈભવને કે રાજઉદારતાને સંકેલી શક્યા નહિ. માઘની વૈભવપાંખને કવિની ઉદારતાની પાંખ હરાવતી. કલાવન્ત કે માગણ કોઇ સરોવરેથી પાછું વળે તો કવિ-દ્વારેથી વણપાસ્યું પાછું વળતું. પણ સરોવરનાં પાણી કે ભરેલા ભંડાર કોઇના યે અખૂટ રહ્યા છે ? માઘપિતાનાં સો યે ભોંયરાં રત્નખાણી ખાણ સમાં ખાલી થયાં. કવિવરને વિટં-બણાઓ ઝંખાણી. વૈભવ માણેલો ત્હેમણે રંકતા દીઠી. લક્ષ્મીના વીજળીવેડા અનુભવ્યા. પણ સરસ્વતી કંઈ ક્ષણ-ચંચળા નથી. મહાકવિએ મહાકાવ્ય લખ્યું, કલ્પનાનાં વિમાન ઉડાવી તારા ઉતાર્યા. સાંભળ્યું હતું કે માલવપતિ મહાકાવ્યને લક્ષ મ્હોરે વધાવે છે. પણ મહાકાવ્ય લઈ માલવપતિ કને જાય કોણ ? કવિવર સુદામાજીથી યે અજાચક હતા. અન્તે કવિપત્ની માઘકાવ્ય લઈ માલવમહેલે ગયાં. પંડિતો સૂરજને શું પરીક્ષવાના હતા ? માઘનું કાવ્ય એટલે એને સન્માની માલવપતિને તો કીર્તિ-

હતા, તળાવો હતાં, યજ્ઞવેદીઓ હતી; બ્રાહ્મણો હતા, વૈશ્યો હતા, ક્ષાત્રિયવીરો હતા. શ્રીમાળના ક્ષત્રિયો પછી જૈન થયા, અહિંસા સ્વીકારી, 'તરવારો ટીપી ગજ કીધા,' પંદરેક ગાઉએ આવેલા ઓસિયા ગામે કેટલાક જઇ રહ્યા, એ ઓસવાળો કહેવાયા. ઉવસ=વણખેડયું વેરાન; ઓસિયા= ઉવસમાં=વણખેડ્યા વેરાનમાં વસાવેલું ગામ. વિષ્ણુ ભગવાને ગૌતમને શ્રીમાળનગરી દાનમાં દીધી ત્ય્હારે સિન્ધુતટેથી આવેલું બ્રહ્મમંડળ શ્રીમાળ તજી પુષ્કરતીર્થે જઇ વસ્યું તે પુષ્કરણા. જૈનોના પ્રથમ ગણધર ગૌતમ મુનિ શ્રીમાળી હતા. ચહુઆણોની બ્રહ્મપુરી શ્રીમાળ હતું. દશકુમારચરિતના કર્તા કવિવર દણ્ડી શ્રીમાળી હતા. વિમળપ્રબન્ધ કહે છે કે અર્બુદાચળના વિમળશાહનાં જગતઅદ્વિતીય દહેરાં બંધાવનારના પૂર્વજ નીન મન્ત્રી શ્રીમાળી હતા. નીન મન્ત્રી શ્રીમાળથી ગાંભુ ગયા, ને વનરાજ મહારાજે પાટણ વસાવ્યું ત્ય્હારે ગાંભુથી પાટણ જઇ રહ્યા. મહાકવિ માઘ શ્રીમાળમાં થયા; માઘનું મહાકાવ્ય શિશુપાલવધ શ્રીમાળમાં લખાયું; કો મહારાણીથી યે ઉદારદિલ માઘપત્ની પણ શ્રીમાળમાં થઇ ગયાં.

પ્રબન્ધચિન્તામણિ ભોજપ્રબન્ધ ને પ્રભાવકચરિતમાં માઘકથા છે. ખરી હોય તો માઘકથા શોકકથા છે. માઘના પિતામહ સુપ્રભદેવ ને પિતા સર્વાશ્રય રાજઅમાત્ય હતા, કરોડપતિ હતા. માઘના પિતામહ પણ રાજઅમાત્ય હતા. માઘ સ્વયં મહારસિયો હતો, મહાઉદાર હતો, કવિતાની ગગનકલ્પનાઓને જીવતો હતો. પિતાને પુત્રની પરમ ચિન્તા થતી. માઘપિતાએ અવસાન-

કાળે સો ભોંયરાં કરાવ્યાં, એક એક ભોંયરામાં લાખ લાખ રૂપિયા ભંડાર્યા, મૃત્યુશય્યાપર પુત્રનો કોલ લીધો કે એક વર્ષે એક ભોંયરૂં ઉઘાડીશ. પિતા દેવ થયા, કવિવર કવિતા-લોકમાં રમતા હતા, વર્ષે લાખ રૂપિયા વાપરતા. એવે માલવપતિ શ્રીમાળનગરીની મહેમાનીએ પધાર્યા. કવિવર પિતૃકોલ ભૂલી ગયા, ભોંયરાં ઉઘાડી નાંખ્યાં, રાજઆતિથ્ય આદર્યું. ઋતુઋતુનાં ભવન કીધાં, સ્નાનગૃહ રચ્યાં, ક્રીડા-મંડપ બન્ધાવ્યા, રાજઅતિથિને હીરામોતીએ વધાવ્યા. કવિવરે દિલના દરિયા કીધા. માલવપતિને ઘડીક થયું કે પોતે કવિતાદેશમાં છે. માલવપતિને સિધાવ્યે પછી કવિવર એ રાજવૈભવને કે રાજઉદારતાને સંકેલી શક્યા નહિ. માઘની વૈભવપાંખને કવિની ઉદારતાની પાંખ હરાવતી. કલાવન્ત કે માગણ કોઇ સરોવરેથી પાછું વળે તો કવિ-દ્વારેથી વણપામ્યું પાછું વળતું. પણ સરોવરનાં પાણી કે ભરેલા ભંડાર કોઇના યે અખૂટ રહ્યા છે ? માઘપિતાનાં સો યે ભોંયરાં રત્નખણી ખાણ સમાં ખાલી થયાં. કવિવરને વિટં-બણાઓ ઝંખાણી. વૈભવ માણેલો ત્હેમણે રંકતા દીઠી. લક્ષ્મીના વીજળીવેડા અનુભવ્યા. પણ સરસ્વતી કંઈ ક્ષણ-ચંચળા નથી. મહાકવિએ મહાકાવ્ય લખ્યું, કલ્પનાનાં વિમાન ઉડાવી તારા ઉતાર્યા. સાંભળ્યું હતું કે માલવપતિ મહાકાવ્યને લક્ષ મ્હોરે વધાવે છે. પણ મહાકાવ્ય લઇ માલવપતિ કને જાય કોણ ? કવિવર સુદામાજીથી યે અજાચક હતા. અન્તે કવિપત્ની માઘકાવ્ય લઇ માલવમહેલે ગયાં. પંડિતો સૂરજને શું પરીક્ષવાના હતા ? માઘનું કાવ્ય એટલે એને સન્માની માલવપતિને તો

હતા, તળાવો હતાં, યજ્ઞવેદીઓ હતી; બ્રાહ્મણો હતા, વૈશ્યો હતા, ક્ષત્રિયવીરો હતા. શ્રીમાળના ક્ષત્રિયો પછી જૈન થયા, અહિંસા સ્વીકારી, 'તરવારો ટીપી ગજ કીધા,' પંદરેક ગાઉએ આવેલા ઓસિયા ગામે કેટલાક જઇ રહ્યા, એ ઓસવાળો કહેવાયા. ઉવસ=વણખેડયું વેરાન; ઓસિયા= ઉવસમાં–વણખેડ્યા વેરાનમાં વસાવેલું ગામ. વિષ્ણુ ભગવાને ગૌતમને શ્રીમાળનગરી દાનમાં દીધી ત્ય્હારે સિન્ધુતટેથી આવેલું બ્રહ્મમંડળ શ્રીમાળ તજી પુષ્કરતીર્થે જઇ વસ્યું તે પુષ્કરણા. જૈનોના પ્રથમ ગણધર ગૌતમ મુનિ શ્રીમાળી હતા. ચહુઆણોની બ્રહ્મપુરી શ્રીમાળ હતું. દશકુમારચરિતના કર્તા કવિવર દણ્ડી શ્રીમાળી હતા. વિમળપ્રબન્ધ કહે છે કે અર્બુદાચળના વિમળશાહનાં જગતઅદ્વિતીય દ્હેરાં બંધાવનારના પૂર્વજ નીન મન્ત્રી શ્રીમાળી હતા. નીન મન્ત્રી શ્રીમાળથી ગાંભુ ગયા, ને વનરાજ મહારાજે પાટણ વસાવ્યું ત્ય્હારે ગાંભુથી પાટણ જઇ રહ્યા. મહાકવિ માઘ શ્રીમાળમાં થયા; માઘનું મહાકાવ્ય શિશુપાલવધ શ્રીમાળમાં લખાયું; કો મહારાણીથી યે ઉદારદિલ માઘપત્ની પણ શ્રીમાળમાં થઇ ગયાં.

પ્રબન્ધચિન્તામણિ ભોજપ્રબન્ધ ને પ્રભાવકચરિતમાં માઘકથા છે. ખરી હોય તો માઘકથા શોકકથા છે. માઘના પિતામહ સુપ્રભદેવ ને પિતા સર્વાશ્રય રાજઅમાત્ય હતા, કરોડપતિ હતા. માઘના પિતામહ પણ રાજઅમાત્ય હતા. માઘ સ્વયં મહારસિયો હતો, મહાઉદાર હતો, કવિતાની ગગનકલ્પનાઓને જીવતો હતો. પિતાને પુત્રની પરમ ચિન્તા થતી. માઘપિતાએ અવસાન-

ઉંચી ટેકરીઓ ઉપર ખંડિત થયેલાં અંગો સમાં ફરતાં શ્રીમાળનાં ખંડેરો પડ્યાં છે.

વાંચક! માઘકથા અસંભવિત સમી આશ્ચર્યકથા ભાસે છે ? ત્હારા જમાનાનાં જોણું જો ને વિચારી જો. ભૂવે પ્રજા રોઇ ને દેશસન્માન દીધાં; પણ ફ્રાન્સનો રક્ષણહાર જનરલ જોફ્ર ને તારણહાર માર્શલ ફોશની મૃત્યુકથા છેક આવી નથી, પણ બહુ નિરાળી છે ?

માઘ કવિ વિષેનું પ્રચલિત સુભાષિત તો સર્વવિદિત જ છે કે

उपमा कालिदासस्य, भारवेरर्थगौरवम्;
दण्डिन: पदलालित्यं; माघे सन्ति त्रयो गुणाः

માઘ કવિના જમાનામાં, ઇસ્વી સાતમો સૈકો બેસતાં, ઉત્તરાપથના છેલ્લા ચક્રવર્તી શ્રી હર્ષે દિગ્‌વિજયયાત્રામાં શ્રીમાળનગરીને જીતી હતી. ગ્રીસ ત્યહારે રોમરાજ્યનો પ્રાન્ત હતું, ને ગ્રીસવિજેતા રોમનગરીને મધ્યએશિયાનાં હૂણધાડાં-ઓએ ધૂળઢગમાં રગદોળી હતી. હર્ષદેવની રાજધાની પ્રથમ હતી કુરુક્ષેત્રે બ્રહ્માવર્તમાં; અને ત્યહાંથી દિગ્વિજયસ્વારી ચ્હડી હતી. ઇતિહાસ શ્રી હર્ષને કનોજપતિ લેખે, રાજ્યશ્રીના રાજવીર તરીકે, બાણ ભટ્ટના સાહિત્યરસિક રાજવી કહી ઓળખે છે. શ્રી હર્ષના ચક્રવર્તીત્વયુગમાં ચીની બૌદ્ધયાત્રાળુ હ્યૂયેનસંગ બુધ્ધપ્રભુના વતનની યાત્રાએ આવ્યો હતો. હ્યૂયેનસંગ ત્યહારે શ્રીમાળનગરીનાં દર્શને ગયો હતો. પછી ઇસ્વી ૭૧૨માં એ બાવીશેક વર્ષનો નવલોહિયાળો જુવાનડો મહમ્મદ કાસમ સિન્ધ ઉપર ચ્હડી આવ્યો. શ્રીમાળનો ત્યહારે મધ્યાહ્ન ઉતર્યો હતો. મહાકવિ થઇ ગયા હતા, મહાકાવ્ય લખાઇ ગયું હતું, ઇતિહાસનો ઉત્તરકાંડ આલેખાતો

હતો. દાહીરરાજ્યધાનીએ જઈ શ્રીમાળમન્ત્રીઓએ એ સિન્ધવિજેતાને રાજભેટ ધરી હતી. શ્રીમાળ અસ્તાચળને કાળમાર્ગે હતું.

અમદાવાદમાં એક દન્તકથા પ્રચલિત છે, ને ઘણીખરી -ખરી કે ખોટી-દન્તકથાઓની પેઠે લાક્ષણિક સત્ય ઉચ્ચારે છે. કોઇક શેઠને ત્ય્હાં મારવાડી રસોઇઓ હતો. એક વેળા રસોઇમાં ખામી હશે ને શેઠ ખીજાયા. 'મારવાડી ભઉ.' 'દુકાળિયો આવ્યો છે.' 'દુકાળિયાને રાંધતાં કેવુંક આવડે?' શેઠનાં વાગ્બાણ છૂટવા માંડયાં. અન્તે રસોઇયાથી સહેન ન થયાં, ધીરજ ખૂટી ગઇ, તે બોલ્યોઃ શેઠજી! મારવાડને ગાળ મ દ્યો. ત્હમારો વડવો ને મ્હારો બાપ બન્ને મારવાડથી આવ્યા છે. ત્હમારા વડવાને વ્હેલું ખૂટયું તે વહેલા આવ્યા, ને મ્હારા બાપને મોડું ખૂટયું તે મોડા આવ્યા.

મરુભૂમિના દુકાળોએ ગામો ભાગ્યાં છે, કુટુંબોને પરપ્રાન્તવાસી કીધા છે.

અગ્યારસેં છોંતરનો દુકાળ,  
ભાગી પડયું ત્ય્હાં પુર ભિન્નમાળ;  
રાજા હતો પાટણ સિદ્ધરાજ,  
આવી વસ્યો ત્યાં સઘળો સમાજ.

ધોલેરા અમદાવાદનું બન્દર હતું; આજે દરિયો આઘેરોક ગયો છે. સૂરતમાં ચોર્યાસી બંદરનો વાવટો ફરકતોઃ આજ તાપીના બ્હારામાં જહાજો પ્રવેશી શકતાં નથી. બંદર પૂરાયું હશે; ચાંચિયા પેઠ્યા હશે; વ્યાપાર તૂટયો હશે. પાલ્હણપુરમાં ચન્દ્રાવતી નગરી જામી હતી. ચહુઆણો ને

સોળંકીઓનાં વેર બન્ધાયાં હતાં. એ સૌને માથે મ્હોટા દુકાળ પડયા. લોંકાગચ્છની પટ્ટાવલિ કહે છે કે બાર દુકાળી પડી હતી. ઈ. સ. ૧૧૨૦ માં, દલપતજન્મ પૂર્વે બરાબર સાત સૈકે, ૧૫૦૦૦ શ્રીમાળીઓ સંગાથે મહાલક્ષ્મીજી શ્રીમાળથી પાટણ પધાર્યાં. ગુર્જર રાજકુળચૂડામણિ મહારાજ સિદ્ધરાજ જયસિંહની છત્રછાયા ત્યહારે પાટણમાં પથરાતી. ભિન્નમાળમાં આજ મહાલક્ષ્મીના મન્દિરનો ગોંદરો છે, પારાશરેશ્વર મહાદેવ છે, ચારેક જૈન મન્દિરો છે; દુર્ગ-કોટના પડછાયા છે, પાળભાગ્યાં બ્રહ્મકુંડો ને નગરતળાવો છે, બ્રહ્મશાળાઓના પાયા છે; પાટનગર શ્રીમાળનગરીને સ્થાને મારવાડના જસવન્તપુર મહાલનું ૪૫૦૦ ની વસ્તીનું ગામડું છે. વાંચનાર ! એ સિધ્ધરાજ ને હેમાચાર્યના પાટણની આજ શી સંસ્કારદશા છે ? કે એ પાટણનું પૂર્વજ પંચાસર શી કાળઝાંખી ઝંખવે છે ? સ્હવાર ને સ્હાંજ રોજ પડે છે, ને સૌને શિરે પડે છે. પણ પડતાં યે પસરે એમનો ઇતિહાસમહિમા.

શ્રીમાળનગરીના સરસ્વતીપુત્રો ને લક્ષ્મીપુત્રો આજે ત્યહાં નથી. દ્વીવેદ ને ત્રિવેદપારંગત એના બ્રહ્મકુમારો ને એના કોટીધ્વજ શાહુકારો, દિશદિશમાં વિખેરાઇ ગયા છે. શ્રીમાળની હવેલીઓ, એનો નગરદુર્ગ, એનાં મન્દિરો, એની વેદશાળાઓ, એના યજ્ઞકુંડો, એના બ્રહ્મકુંડોની આજ રેખાઓ રહી છે. આજ તો એ મહાનગરીનાં છિન્નભિન્ન અસ્થીઓ પડેલાં છે. એનું નામાભિધાને અસ્તોદયના કાળ-ધર્મને પામ્યું છે. આજ ત્યહાં શ્રીમાળ નથી, ભિન્નમાળ છે. શ્રીમાળને શોધવા જનાર મરુદેશના આરાનાં રણની

પ્ર. ૧, પા. ૩૪

સરસ્વતી ને લક્ષ્મી ઉભય દેવીઓની કૃપાપાત્ર પશ્ચિમદેશની ઉજ્જયિની હતી.

એ શ્રીમાળનગરીના વતની તે શ્રીમાળી બ્રાહ્મણો. શ્રી જોગેન્દ્રનાથ ભટ્ટાચાર્ય એમના 'હિન્દુજાતિ અને પેટાજ્ઞાતિઓ' નામના પુસ્તકમાં શ્રીમાળી બ્રાહ્મણો વિષે લખે છે કે The Aryan physiognomy is perhaps more distinctly marked in them than in any other class of Brahmins in India.

એ શ્રીમાળનગરી તે દલપતરામના પૂર્વજોનું મૂળ વતન.

# પ્રકરણ ૨જુ, વંશવૃક્ષ

ગુર્જરરાષ્ટ્રની પાટનગરીઓ ને રાજ્યસીમાઓનો રાજપ્રવાહ, ઉદિચ્ચોના બ્રહ્મપ્રવાહની પેઠે, ઉત્તરમાંથી દક્ષિણ ભણી વહેલો છે. આજે દમણગંગા ગુજરાતની દક્ષિણે સીમરેખા છે, ને પાટનગર અમદાવાદ છે. જ્યહારે નર્મદા ને મહી ને સરસ્વતી ગુર્જરરાષ્ટ્રની દક્ષિણ સીમરેખાઓ દોરતી હતી, ત્યહારે ગુર્જરરાષ્ટ્રના પાટનગરો પાટણ ચન્દ્રાવતી ને શ્રીમાળનગર હતાં.

ગુજરાતભરમાં પૂર્વજોએ પાડેલી પગલીઓ દલપતરામે સંશોધી છે. એમના એ વંશપગેરાની કથની અનુસાર દલપતરામના બારમા પૂર્વજ મહીધર તરવાડી સં. ૧૫૧૫ માં અણહિલ્લપુર પાટણમાં હતા. સં. ૧૫૧૫ એટલે ઇસ્વી ૧૪૫૯; એટલે મહમ્મદ બેગડાનો, રા' માંડળિકનો, સતી નાગબાઇનો, નરસિંહ મહેતાનો જમાનો. અહમદશાહે અમદાવાદ વસાવ્યે હજી પચાસ વર્ષ ન્હોતાં થયાં; ગુજરાતની બાદશાહી સ્થપાયે હજી છ દાયકા માંડ વીત્યા હતા.

वेदानां सामवेदोऽहम्—વેદે દલપતવંશ સામવેદી હતો, ને સામગાન ગાતો. ગોત્રે કલિના સ્મૃતિકાર પરાશર ઋષિનો પારાશરગોત્રી, શાખાએ કોથમી શાખાનો, અવટંકે ત્રવેદી—त्रैविद्या मां सोमपाः पूतपापाः—એ ત્રિવેદી દલપતવંશ હતો. દલપતકુળ [illegible] કુળ કહેવાતું. દલપતરામ કહે છે કે गो=ગાય અથવા કન્યા+देय= દેવા યોગ્ય; એટલે કે ગાય કે કન્યા દેવા યોગ્ય. गोदेयનો ગોદીય અપભ્રંશ થઇ રૂઢ શબ્દ ગાધે થયો. વેદવિદ્ એ બ્રહ્મકુળ બ્રાહ્મણોમાં

યે વિદ્યાપ્રતિષ્ઠિત હતું. દલપતવંશનાં દેવી વટયક્ષિણી છે, શિવ પારાશરેશ્વર છે, ગણેશ નરકવિનાયક છે, ભૈરવ સિદ્ધિદાતા છે, યક્ષ ચિત્રેશ્વર છે, ને શર્મ ત્રાતક છે. પ્રાચીન રીતે બોલીએ તો દલપતરામ નહિ, પણ એ દલપત ત્રાતક હતા. એમની જીવનકથા એની સાક્ષી પૂરે છે કે સાચે જ ને દલપતરામ દલપત ત્રાતક હતા.

સં. ૧૯૨૮માં દલપતરામે, નગરનગરેથી શોધી, પોતાનું વંશવૃક્ષ છપાવ્યું હતું; અને સંવત ૧૯૪૪માં ત્હેની શોધિતવર્ધિત આવૃત્તિ, દલપતવંશના એક કુલદીપક ને વૈદક માસિક વૈદ્યકલ્પતરુના સંસ્થાપક વૈદ્યરાજ જટાશંકર લીલાધરે છપાવી હતી. વૈદ્યરાજે શ્રીમાળપુરાણ છપાવ્યું હતું ને શ્રીમાળીશુભેચ્છક માસિક કહાડતા. એ વંશવૃક્ષમાં દલપતરામ લખે છે કેઃ–

'૧, વસિષ્ઠ ઋષિ, રામચન્દ્રજીના ગોર હતા.
૨, શક્તિ
૩, પરાશર ઋષિ (કલિયુગમાન્ય પારાશરી સ્મૃતિના કર્તા.)
} પારાશર ગોત્રના આ ત્રણ પ્રવર કહેવાય છે.

, વ્યાસ ઋષિ, જેણે (ભારત ને) પુરાણો રચ્યાં.
૫, શુકદેવજી, જેણે રાજા પરીક્ષિતને ભાગવત સંભળાવ્યું.

'અંગ્રેજો કહે છે કે રામાવતારને ત્રણ હજાર વર્ષ ા છે. જો તેમ હોય તો, સૈકડે ત્રણ પેઢી લેખે ગણતાં .રાશર ઋષિથી પંચોતેરમી પેઢીએ મહીધર તરવાડી હોવા જોઈએ.'

'પાટણમાં આશરે અગિયાર પેઢીઓ (શ્રીમાળથી આવ્યે) થઈ ગયા પછી મહીધર ત્રવાડી થયા.'

અપ્સરા રંભાની મોહિનીને જીતનાર, વૈરાગ્યના અવતાર શુકદેવજી; માનવજાતનું મ્હોટામાં મ્હોટું કાવ્ય રચનાર વ્યાસ ભગવાન; સ્મૃતિકાર પરાશર ઋષિ; અને રઘુકુળના પુરોહિત બ્રહ્મર્ષિ વસિષ્ઠજી; એ દલપતવંશના મૂળ પુરુષો હતા. ગોત્રપ્રવરનો પ્રાચીન ઇતિહાસ કહે છે કે દલપતવંશ બ્રહ્મર્ષિવંશ હતો; દલપતજીવનકથામાં તરવરતાં સંન્યરત, અગ્નિહોત્ર, વેદાભ્યાસ, કવિતા, દેશકાળ વાંચી સ્મૃતિ લખવી એ દલપતવંશનો જૂનો-જૂનો વંશવારસો છે.

મહીધર તરવાડીના નાસો [ નવલ? ] તરવાડી થયા, ને ત્હેમના હરદેરામ. હરદેરામના પુત્ર બત્તો તરવાડી ઉંડમાં હતા. બત્તો એટલે ખરલમાંનો વાટવાનો પથરો. ખોટનાં સન્તાનનાં નામ આજે જેમ કચરો ને પૂંજો પાડે છે એમ ત્ય્હારે પણ એવાં નામ પાડતા. દલપતકુળ પાટણથી ઉંડ કય્હારે ગયું તે જાણ્યું નથી; પણ ઇસ્વી ૧૫મા સૈકાની અધવચાળ શ્રીમાળીઓ પાટણથી હળવદ ગયાની ઇતિહાસકથા છે. ઉંડમાંનું એ તરવાડીકુટુંબ દેશજાણીતું હતું: ઉંડવાસાને લીધે એ ઉંડિયા ગાધે કહેવાયા. બત્તો તરવાડી પણ પ્રાન્તજાણીતા હતા; ને જામ રાવળના ભાઇ હરધ્રોળજીના તેડાવવાથી સં. ૧૬૦૧માં ઉંડથી ધ્રોળમાં જઇ રહ્યા. ત્ય્હાં બત્તા તરવાડીના વાછો-વત્સ તરવાડી થયા. વાછા તરવાડીનો વંશવસ્તાર સોરઠમાં ને પ્રધાનપણે હાલારમાં પથરાયો ને વાછાણી વંશ કહેવાયો.

ધ્રોળ ત્ય્હારે વિદ્યાનું ધામ હતું ને 'છોટી કાશી' કહેવાતું. ધ્રોળમાં અગ્નિહોત્રી હતા, વેદવિદ્ હતા, કર્મકાંડીઓ હતા. ધ્રોળની વિશાળ બ્રહ્મપુરી દેશમશહૂર હતી. સામવેદ

ચે વિદ્યાપ્રતિષ્ઠિત હતું. દલપતવંશનાં દેવી વટયક્ષિણી છે, શિવ પારાશરેશ્વર છે, ગણેશ નરકવિનાયક છે, ભૈરવ સિધ્ધદાતા છે, યક્ષ ચિત્રેશ્વર છે, ને શર્મ ત્રાતક છે. પ્રાચીન રીતે બોલીએ તો દલપતરામ નહિ, પણ એ દલપત ત્રાતક હતા. એમની જીવનકથા એની સાક્ષી પૂરે છે કે સાચે જ ને દલપતરામ દલપત ત્રાતક હતા.

સં. ૧૯૨૯માં દલપતરામે, નગરનગરેથી શોધી, પોતાનું વંશવૃક્ષ છપાવ્યું હતું; અને સંવત ૧૯૪૪માં ત્હેની શોધિતવર્ધિત આવૃત્તિ, દલપતવંશના એક કુલદીપક ને વૈદક માસિક વૈદ્યકલ્પતરુના સંસ્થાપક વૈદ્યરાજ જટાશંકર લીલાધરે છપાવી હતી. વૈદ્યરાજે શ્રીમાળપુરાણ છપાવ્યું હતું ને શ્રીમાળીશુભેચ્છક માસિક કહાડતા. એ વંશવૃક્ષમાં દલપતરામ લખે છે કેઃ—

'૧, વસિષ્ઠ ઋષિ, રામચન્દ્રજીના ગોર હતા.
૨, શક્તિ
૩, પરાશર ઋષિ (કલિયુગમાન્ય પારાશરી સ્મૃતિના કર્તા.)
(પારાશર ગોત્રના આ ત્રણ પ્રવર કહેવાય છે.)
૪, વ્યાસ ઋષિ, જેણે (ભારત ને) પુરાણો રચ્યાં.
૫, શુકદેવજી, જેણે રાજા પરીક્ષિતને ભાગવત સંભળાવ્યું.

'અંગ્રેજો કહે છે કે રામાવતારને ત્રણ હજાર વર્ષ થયાં છે. જો તેમ હોય તો, સૈકડે ત્રણ પેઢી લેખે ગણતાં પરાશર ઋષિથી પંચોતેરમી પેઢીએ મહીધર તરવાડી હોવા જોઈએ.'

'પાટણમાં આશરે અગિયાર પેઢીઓ (શ્રીમાળથી આવ્યે) થઈ ગયા પછી મહીધર ત્રવાડી થયા.'

કારીગિરિએ જામનગર કોડીલું નગર હતું. એની નાગરિક વિશિષ્ટતાથી જામનગરને લોક 'નગર' કહેતા. વાંકડી પાઘનો ટેકો મરોડ, બાલાબન્ધી અંગરખું, આંખમાં સુરમો, ને કાનમાં અત્તરઃ જામનગરી વ્હેપારી રસિકડો નર હતો. માણેકઘેરો કુંકુમનો ચન્દ્રક, સૌભાગ્યના શણગાર, વસન્તરંગી કમખો, ફરતી ઝૂલતી ઘેરનો ચણિયો, ઉપર ફૂલવાડીની બાંધણીનો ચોરસોઃ ફૂલડે ફૂલેલી ફૂલવાડી સમી નગરની નાર સૌન્દર્યસોહામણી હતી; જાણે ચિત્રામણવર્ણી ઝૂલઝૂલાવન્તી હાથિણી ચાલી! વેદવિદ્યાના વ્યાપારલક્ષ્મીના રસિકતાના જામનગરે ત્ય્હારે ફૂવારા ઉડતા.

દલપતવંશ જામનગરમાં ત્રણ પેઢી રહ્યો. દેવરામ તરવાડીના ત્ર્યંબક વેદિયા થયા. મહારૂદ્રની યજ્ઞક્રિયા કરાવે એવા ત્ર્યંબક વેદિયા વિદ્વાન હતા. કચ્છમાંડવીના સોનીગોર કાળા તરવાડીનાં પુત્રી જીવણીબાઇ સાથે ત્ર્યંબક વેદિયાનાં લગ્ન થયાં હતાં. જીવણીબાઈના પુત્ર તે ડાહ્યાભાઈ. ડાહ્યાભાઇનો જન્મ જામનગરમાં સં. ૧૮૩૬માં થયો હતો. વેદવિદ્ પિતા પાસે સામવેદ ને સામવેદીય સંસ્કારવિધિ ડાહ્યાભાઇ શીખ્યા હતા. ડાહ્યાભાઈ અઠંગ કર્મકાંડી હતા, ને ધનાઢ્ય નહિ પણ સુખી હતા. જામનગરમાં એમના ચૂનાબન્ધ ઘર હતાં. સામસંહિતા ને વૈદિક ક્રિયમાણ એમની બ્રહ્મલક્ષ્મી હતી. ડાહ્યાભાઇનાં પ્રથમ પત્ની રામકુંવરબા અંજારનાં હતાં. બ્હેનકોર બ્હેન નામની એક પુત્રી પાછળ મૂકી રામકોરબાએ જામનગરમાં જ દેહ ત્યાગ્યો હતો. પછી સં. ૧૮૬૯માં તેત્રીસ વર્ષની વયે એક મિત્ર નાગરગોરને ત્યહાં ઘર ગીરો મૂકી, માતા જીવણીબાઇ ને પુત્રી બ્હેનકોર બ્હેનને હારે

ભણવો ને ભણાવવો, યજ્ઞયાગાદિ કરવા ને કરાવવા, સોળ સંસ્કારનાં ક્રિયમાણ ઉજવાવવાં એ દલપતવંશનો ધર્મ ને ધંધો હતો. કોઈકે ધ્રોળનો કારભાર કીધો છે, પણ બ્રાહ્મણકુળનો પ્રધાન વ્યવસાય બ્રાહ્મણધર્મ હતો. ધ્રોળના વેદિયા વૈદિક કર્મકાંડના આચાર્યો હતા.

પાંચેક પેઢી દલપતવંશ ધ્રોળમાં રહ્યો, ને વેલ ડાંખળીઓને નાંખે છે એમ ધ્રોળમાંથી કાઠિયાવાડમાં ફેલાયો. વાછા તરવાડીના બીજા પુત્ર હકો તરવાડી હતા. હકા તરવાડીના વંશજો આજ ધ્રોળમાં છે. ધ્રોળના સ્વ. ઠાકોર સાહેબ હરિસિંહજી કાવ્યરસિક હતા, કવિતા કરતા; દલપતરામને સદા ધ્રોળવંશજના ભાવે બોલાવતા. હકા તરવાડીના પુત્ર દેવેશ્વર; અને દેવેશ્વરના બીજા પુત્ર રામચન્દ્ર. રામચન્દ્ર વેદિયાના પુત્ર દેવરામ તરવાડી પછી ધ્રોળથી જામનગર ગયા. ગાયકવાડનું ઘોડસેન એ અરસામાં શિહોરને ડુંગરે અથડાઈને પાછું વળ્યું હતું, ને મહારાજ ભાવસિંહજી વડવે ગયા હતા કે જવા તૈયારી કરતા હતા. સરસ્વતી પણ ધ્રોળથી જામનગર ગઈ હતી. અને સરસ્વતીનો ઉપાસક દલપતવંશ પણ સરસ્વતીની પાછળ ગયો. ધોળકાના શાંકર મઠ ને શ્રીમાળીશેરીઓનાં ઉતરડેલાં હાડપીંજર આજ પડયાં છે એવાં ધ્રોળની બ્રહ્મપુરીનાં યે હાડપીંજર રહ્યાં છે; મહીંનો આત્મા બ્રહ્મપાંખો ફડફડાવતો દેશાવરે ઉડી ગયો છે.

જામનગર ત્ય્હારે જામતું હતું. ત્ય્હારે રાજવૈદ્યો હતા, શાસ્ત્રીરત્નો હતા, છઆઠ અગ્નિહોત્રીઓ હતા. પુર શોભે લક્ષ્મીપુત્રોથી ને પમરે સરસ્વતીપુત્રોથી. વિદ્યાએ ને ધને જામનગર ઉજળું શહેર હતું. વ્યાપારે હુન્નરકળાએ કસબ-

કારીગિરિએ જામનગર કોડીલું નગર હતું. એની નાગરિક વિશિષ્ટતાથી જામનગરને લોક 'નગર' કહેતા. વાંકડી પાઘનો ટેકો મરોડ, બાલાબન્ધી અંગરખું, આંખમાં સુરમો, ને કાનમાં અત્તરઃ જામનગરી વ્હેપારી રસિકડો નર હતો. માણેકઘેરો કુંકુમનો ચન્દ્રક, સૌભાગ્યના શણગાર, વસન્ત-રંગી કમખો, ફરતી ઝૂલતી ઘેરનો ચણિયો, ઉપર ફૂલવાડીની બાંધણીનો ચોરસોઃ ફૂલડે ફૂલેલી ફૂલવાડી સમી નગરની નાર સૌન્દર્યસોહામણી હતી; જાણે ચિત્રામણવર્ણી ઝૂલઝૂલાવન્તી હાથિણી ચાલી! વેદવિદ્યાના વ્યાપારલક્ષ્મીના રસિકતાના જામનગરે ત્યહારે ફૂવારા ઉડતા.

દલપતવંશ જામનગરમાં ત્રણ પેઢી રહ્યો. દેવરામ તરવાડીના ત્ર્યંબક વેદિયા થયા. મહારૂદ્રની યજ્ઞક્રિયા કરાવે એવા ત્ર્યંબક વેદિયા વિદ્વાન હતા. કચ્છમાંડવીના સોનીગોર કાળા તરવાડીનાં પુત્રી જીવણીબાઇ સાથે ત્ર્યંબક વેદિયાનાં લગ્ન થયાં હતાં. જીવણીબાઈના પુત્ર તે ડાહ્યાભાઈ. ડાહ્યાભાઇનો જન્મ જામનગરમાં સં. ૧૮૩૬માં થયો હતો. વેદવિદ્ પિતા પાસે સામવેદ ને સામવેદીય સંસ્કારવિધિ ડાહ્યાભાઇ શીખ્યા હતા. ડાહ્યા વેદિયા અઠંગ કર્મકાંડી હતા, ને ધનાઢ્ય નહિ પણ સુખી હતા. જામનગરમાં એમના ચૂનાબન્ધ ઘર હતાં. સામસંહિતા ને વૈદિક ક્રિયમાણ એમની બ્રહ્મલક્ષ્મી હતી. ડાહ્યાભાઇનાં પ્રથમ પત્ની રામકુંવરબા અંજારનાં હતાં. બ્હેનકોર બ્હેન નામની એક પુત્રી પાછળ મૂકી રામકોરબાએ જામનગરમાં જ દેહ ત્યાગ્યો હતો. પછી સં. ૧૮૬૯માં તેત્રીસ વર્ષની વયે એક મિત્ર નાગરગોરને ત્યહાં ઘર ગીરો મૂકી, માતા જીવણીબાઇ ને પુત્રી બ્હેનકોર બ્હેનને હારે

લઇ, ડાહ્યો વેદિયો જામનગરથી વઢવાણ જઈને રહ્યા. ગુર્જરદેશે શ્રી સ્વામીનારાયણ ત્ય્હારે પ્રગટી ચૂક્યા હતા; ગાયકવાડ મહારાજે કાઠિયાવાડ ત્ય્હારે કંપની સરકારને સો વર્ષને પટે સોંપી દીધો હતો. ભાણજી મહેતા ને કેશવજી મહેતા—એ નાગરબન્ધુઓનો વઢવાણમાં ત્ય્હારે કારભાર હતો. વેદવિદ્ ડાહ્યાભાઈની વિદ્વત્તાને એ બન્ધુકારભારીઓ સત્કારતા. 'વાસ કવિનો નાગરવાડે:' વઢવાણમાં ડાહ્યાભાઈ નાગરવાડામાં રહેતા. આજ એ નાગરવાડામાં નાગરનું એકે ઘર નથી.

વઢવાણવાસી થયા પછી બીજે વર્ષે સં. ૧૮૭૦માં ભારદ્વાજગોત્રી ભૂપેલ તરવાડી કલ્યાણજી રાજારામનાં પુત્રી અમૃતબા સાથે ડાહ્યાભાઇનું બીજી વારકું લગ્ન થયું. અમૃતબાને ત્રણ ભાઇઓ હતા, પ્રભુરામ પ્રેમાનન્દ ને સૂળજી. અમૃતબા સાથેનાં લગ્ન પછી ડાહ્યા વેદિયાએ અગ્નિહોત્ર લીધું. ઘરના એક વિશાળ ઓરડામાં યજ્ઞકુંડ સ્થાપ્યો, ને વિધિવત્ વૈદિક અગ્નિ પધરાવ્યો. એ ઓરડાને આજે યે યજ્ઞશાળા કહે છે. અગ્નિદેવનાં સેવાપૂજનમાં અમૃતબા થાય તે સહાય આપતાં થયાં.

અમૃતબાને પગલે ડાહ્યાભાઇને ઘેર પ્રથમ તો બુદ્ધિ-રિદ્ધિ—બે દેવીઓ પધારી: એક જેકોરબા ને બીજી રળિયાતબા. બેએક વર્ષ પિતાને આંગણે રમી રળિયાતબા પાછી દેવલોકે ગઈ. જેકોરબા દલપતરામની વૃધ્ધાવસ્થામાં ને મહિમાગૌરવમાં અમદાવાદમાં બાળાપણમાં તેડી રમાડેલા ન્હાનેરા વીરના ફૂલ્યાફાલ્યા ને ભર્યાભાદર્યા ઘરનાં છેલ્લે છેલ્લે મહેમાન થયાં હતાં; ને હરખી, આંખો ઠારી, દેશવિખ્યાત વીરની હેત-છાંયડીમાં પંચત્વ પામ્યાં હતાં. દલપતરામને સહોદરવિયોગનો

એ છેલ્લો ઘાવ હતો, ને યમની બરછી જેવો ડંખ્યો હતો.

પછી સં. ૧૮૭૬ની મકરસંક્રાન્તિ આવી, સૂર્ય ઉત્તરાયનનો થયો. વસન્તપંચમી યે આવી ને વસન્ત ઋતુ બેઠી. ત્હારે, મકરસંક્રાન્ત પછી આઠ તિથિએ ને વસન્તપંચમીની વળતી વરષે–તે દિવસે છઠ ઉપર સાતમ હતી–શાકે ૧૭૪૧ની મહા શુદ સાતમે, તા. ૨૧મી જાનેવારી ૧૮૨૦ને શુક્રવારે, રેવતી નક્ષત્રમાં, ત્રણ ઘડી રાત્રી જતાં, સિદ્ધિયોગમાં દલપતરામનો જન્મ થયો. ડાહ્યા વેદિયા ત્હારે મકરસંક્રાન્તિની દક્ષિણા લેવા લીમડી યજમાનોમાં ગયા હતા. ડાહ્યાભાઈનું વય ત્હારે ૪૦ વર્ષનું હતું. ત્રણ પુત્રીએ પ્રથમ પુત્રરત્ન સાંપડયો હતો. લીમડીમાં વધામણી મળ્યે ડાહ્યાભાઈએ ત્હાંની નાતને હરખજમણ જમાડયું હતું. ડાહ્યાભાઈને ઘેર દલપતરામનાં મોંઘાં પગલાં હતાં.

વાનપ્રસ્થાવસ્થામાં દલપતરામ કુટુંબવાડીએ અનેક વિધના કુટુંબાનન્દ માણતા–મણાવતા. કોયડા પૂછતા, વરત નાંખતા, જૂની વાતો કહેતા, કવિતાઓ શિખવતા ને ગવરાવતા, જૂનાં સ્નેહીસગાંનાં આતિથ્ય કરતા. એમનો એક કુટુંબઆનન્દ હતો જન્મતિથિ ઉપરથી નામ પાડવાનો. આઠ ગણ ને લઘુગુરુના લ ગ લઈને દશકના આંક ગોઠવ્યા હતા. ફારસી અબજદ શૈલી જેવી દલપતશૈલી કપરી કે અટપટી ન હતી, સુલભ હતી. આ ચરિત્રઆલેખકનું નામ પાડયું'તું મેજર ૧૬+૩ભાલો૭૭(૧૬–૩–૭૭); અને જન્મતિથિનું પોતાનું નામ પાડયું'તું યમદમ૨૧+૧ યોગી૨૦ (૨૧/૧૨૦). સાચે જને એમનું નામ તો લાક્ષણિક જ હતું.

પ્ર. ૨, પા. ૪૨

જન્મયોગે મીન રાશી હતી, એટલે દ આદ્યાક્ષરે દલપતરામ નામ પિતાએ પાડયું. જન્મથી જ દલપતરામને જમણે પડખે પડખાથી તે સાથળ સૂધી કુંકુમવર્ણું લાખુ હતું. ડાહ્યાભાઈ વેદમાર્ગી હતા ને જ્યોતિષ શાસ્ત્રના આસ્થાવન્તા હતા. વઢવાણમાં ત્ય્હારે દામોદર જાની કરીને પ્રસિદ્ધ જ્યોતિષી હતા. અગ્નિહોત્રીને ને જ્યોતિષીને-બન્ને વિદ્વાનોને મૈત્રી હતી. દલપતરામના જન્માક્ષર ને જન્મોત્રી ડાહ્યાભાઈએ દામોદર જાની કને કરાવ્યાં હતાં. જન્મકુંડળીનો ગ્રહયોગ આવો હતોઃ—




सन्तान भावांकसम प्रसंख्या
स्यात् संततिर्वेत्ति वदन्ति केचित्;

જોશીએ કહ્યું ભાવાંક ૯ છે, આ બાળકની નવ સન્તાનની વસ્તારવાડી થશે. અવસાનકાળે પાંચ પુત્રો ને ચાર પુત્રીઓ દલપતરામ પાછળ મૂકી ગયા હતા. અને વળી દલપતરામને ગ્રહયોગ વાંચી જન્મોત્રીમાં જ્યોતિષીએ જ્યોતિષશાસ્ત્રનો શ્લોક લખ્યો હતો કે:—

शुक्रो यस्य, बुधो यस्य, यस्य केन्द्रे बृहस्पतिः,
दशमे ऽऽ. गारको यस्य, स जातः कुलदीपकः.

વઢવાણના જ્યોતિષી દામોદર જાનીએ દલપતરામનું ભવિષ્ય ભાખ્યું હતું કે કુલદીપક થશે.

૩૫ વર્ષ દલપતવંશ વઢવાણમાં રહ્યો. પછી ઇ. સ. ૧૮૪૮ના આસો માસમાં દલપતરામ અમદાવાદ જઇ રહ્યા. છેલ્લાં ૮૫ વર્ષથી દલપતવંશ અમદાવાદનિવાસી છે.

ઇ. સ. ૧૪૫૯ની પૂર્વે દલપતવંશ પાટણને પાટનગરે હતો; ને સૌરાષ્ટ્રમાં ઘૂમીને પાછો ૧૮૪૮માં અમદાવાદને પાટનગરે આવ્યો.

દલપતકુલકથાનો સારસાર આવો છે. એ કુલકથામાંથી બેત્રણ ગુણલક્ષણો તરી આવે છે. એક તો એ કે બ્રાહ્મણોમાંયે ત્ય્હારે દલપતવંશ બ્રાહ્મણપૂજ્ય હતો. વેદાભ્યાસ, વૈદિક ક્રિયામણ, સંસ્કારવિધાન, યજ્ઞયાગ, અગ્નિહોત્રઃ એ દલપતકુલની બ્રહ્મલક્ષ્મી હતી. સંસ્કારે, ક્રિયાકર્મે, વિદ્યાભ્યાસે, ધર્મે, જન્મે, તેમ જ ગુણકર્મે દલપતકુળ દેશપ્રશસ્ત વેદવિદ્ બ્રાહ્મણપૂજ્ય બ્રાહ્મણકુળ હતું.

બીજો તરી આવતો મુદ્દો એ છે કે એ બ્રાહ્મણપૂજ્ય બ્રહ્મકુળનો વેલો દેશ ભરી પથરાયેલો છે. પાટણ, ઉંડ, ધ્રોળ, જામનગર, વઢવાણ, અમદાવાદઃ તેર પેઢીમાં છ ગામવાસો દલપતવંશે કીધેલો છે. ગામદીઠ સરેરાશ બે પેઢીઓ ! ગુર્જરો મૂળે પાલવાસી–Nomads હતાઃ વેદવિદ્ આ બ્રહ્મકુળમાં એ ગુર્જરગુણ છેલ્લી છ સદીઓથી તો વંશપરંપરા ઉતરેલો છે. દલપતકુળ શુદ્ધ ને સનાતન ગુર્જરકુળ હતું. કુંડલા ને ધારીથી ધ્રોળ, અને માંડવી ને જામનગરથી અમદાવાદ પર્યન્ત દલપતકુળની પાંખડીઓ વેરાયેલી છે. દલપતવંશનો

આંબો ગુજરાતભરમાં પ્રસરેલો છે. એક શાખા તો કાશીમાં જઇ રોપાયેલી હતી.

ત્ય્હારે દલપતવંશને ને દલપતરામને કહેવા ક્ય્હાંના? દલપતવંશ પાટણમાં પટ્ટણી છે, હાલારમાં હાલારી છે, ઝાલાવાડમાં ઝાલાવાડી છે, અમદાવાદમાં અમદાવાદી છે. ખરી રીતે દલપતવંશ નથી માત્ર કાઠિયાવાડી કે નથી માત્ર ગુજરાતી. ઇતિહાસ ભાખે છે કે દલપતવંશ સમસ્ત ગુજરાતનો છે.

અને દલપતરામ સ્વયં પણ સમસ્ત ગુજરાતના ઘડેલા હતા. દલપતરામનાં દાદીમા જીવણીમા હતાં કચ્છમાંડવીનાં; પિતા ડાહ્યાભાઇ હતા જામનગરના; માતા અમૃતબા હતાં વઢવાણનાં; પત્ની મૂળીબા હતાં વાગડનાં, કાશીબા હતાં આંતરસૂબાનાં, ને રેવાબા હતાં ધોળકાનાં; અને સન્તાનો હતાં ઘણાંખરાં અમદાવાદનાં. દલપતરામનાં અંગો સમસ્ત ગુજરાતદીધાં છે, માટે દલપતરામ સમસ્ત ગુજરાતના છે. દલપતરામ જેવા સમસ્ત ગુજરાતના ગુજરાતીઓ આપણે ત્ય્હાં વિરલા હશે.

સદેહે દલપતરામ અખિલ ગુર્જરદેશની ગુણમૂર્તિ હતા.

—:o:x:o:—

## પ્રકરણ ૩ જું, દેશકાળ: ઇ. સ. ૧૮૨૦

ઇતિહાસ એટલે પ્રજાઓના છઠ્ઠીના લેખ; અને સંસ્કૃતિ એટલે પ્રજાઓએ ઉચ્ચારેલા બ્રહ્મબોલ.

દેશકાળ વિચારીને વિચરવું એવી આપણી શાસ્ત્રાજ્ઞા છે. યૂરોપનો આધુનિક એરિસ્ટોટલ ફિલસુફ કેન્ટ કહે છે કે દેશકાળથી પર કોઇ જ્ઞાન નથી. Time and Space are a priori conditions of knowledge. દલપતરામ કહે છે કે દેશકાળવિહોણું કો સ્થાન નથી.

વસ્તીમાં, વળી વગડામાં રે, કહે સૈયર ! તે કોણ હશે ?
ગિરિરાજ તણી ગુફામાં રે, જ્યહાં જોઉં ત્યહાં વાસ વસે.

૧૮૨૦માં ત્યહારે દેશકાળ કેવાક હતા ? ગુજરાત ભરતખંડ યૂરોપખંડ—દલપતરામના જન્મયોગે દુનિયાં કેવીક હતી ? વિહંગદ્રષ્ટિએ જરા એ અવલોકી જોઇએ. વાંચક ! ઇતિહાસના ગગનમાં ઉડવાની પાંખ તો ત્હારે છે; ચાલો ત્યહારે.

યૂરોપખંડ તો ત્યહારે ખંડેર જેવો હતો. ૧૭૮૯થી ૧૮૧૫ની નેપોલિયનપચ્ચીસી યૂરોપે હમણાં જ ઉતરી હતી. નેપોલિયનના તોપગોળાના ઘાવ દેશદેશે ને નગરનગરે હજી સમરાઇ રહ્યા ન હતા. મોસ્કોના નગરદાહની અષ્ટવર્ષી માંડ ગઇ હતી, વોટરલૂની પંચવર્ષી માંડ વીતી હતી. વોટરલૂના ગગનધડાકાના પડઘા હજી યૂરોપમાં ગડગડતા. યૂરોપ જાણતું કે નેપોલિયન હયાત છે, એટલાન્ટિકના એકાન્ત-ટાપુમાં નજરકેદી છે. એલ્બાના રાજકેદીને નાઠે હજી છ જ વર્ષ થયાં હતાં; 'એક સો વરધો'નાં આશ્ચર્ય હજી સ્મરણે તાજાં હતાં; નેપોલિયનના નામની કંપારી હજી યૂરોપને

ઉતરી ન હતી. આગબોટ, આગગાડી, તાર હજી યૂરોપમાં યે ન હતાં. ઘોડે કે ગાડીમાં કે જહાજોમાં યૂરોપ હજી સફરો કરતું. નેપોલિયન ઘોડે ચ્હડતો, નેલ્સન શઢ ચ્હડાવતો. અમેરિકા હજી ૧૮૧૨ના સંગ્રામમાંથી હમણાં જ પરવાર્યું હતું. સ્વીડનનોર્વે જોડાઇ સ્કેન્ડિનેવિયા થયું હતું, ગ્રેટબ્રીટન ને આયર્લેન્ડ જોડાઇ યૂનાઇટેડ કીંગ્ડમ થયું હતું. હોલી રોમન એમ્પાયર જઈ હોલી એલાયન્સ પ્રગટયું હતું. રશિયા યૂરોપી રાજ્યસંડળમાં આવી બેઠું હતું, અને યૂરોપી રાજ્યમંડળની કોંગ્રેસ હમણાં જ યૂરોપની પુનર્વ્યવસ્થા કરી ઉઠી હતી. ઇટાલી હજી ઓસ્ટ્રિયાની છત્રછાંયડીમાં હતું. જર્મની હજી કાઠિયાવાડ સમો નિરનિરાળાં રાજ્યોનો સમુદાય હતો. ફ્રેંચ રેવોલ્યૂશનના મહામન્ત્ર હજી યૂરોપી પ્રજાઓએ ઝીલ્યા ન હતા; એ મન્ત્રઘોષણાઓથી યૂરોપની પાટનગરીઓ હજી ભડકતી. ઇમેનસિપેશન ઓફ્ કેથોલિક્સ કે ઇમેનસિપેશન ઓફ્ સ્લેઞ્જ કે પ્રથમના રિફોર્મ બીલને ઇંગ્લાંડમાં હજી એક દાયકાની વાર હતી. સ્ટીવન્સને વરાળયન્ત્ર હજી શોધ્યું ન હતું. ફાઉસ્ટ, 'The greatest poem of Europe of XIX century,' ગોઇઠેએ હજી પૂરૂં ન્હોતું કર્યું. ગ્લેડસ્ટન ટેનીસન ડાર્વીન હજી વિદ્યાર્થીઓ હતા, મહારાણી વિક્ટોરિયા બે વર્ષનું બાળક હતાં. 'ઉત્તરાપથના જાદુગર' સ્કોટની કાદમ્બરીઓ અવનવા જાદુ ભરી વર્ષે વર્ષે પ્રગટતી હતી. શેલી ને બાયરનના સાંસારિક બળવાઓથી ઇંગ્લાંડ ભડકી ઉઠયું હતું, ને એ કવિવરો દેશવટે હતા. પ્રૌઢાવસ્થના દલપતરામ જેવા ઠરેલબુદ્ધિ નીતિપરાયણ

Puritanic લોકભાષાના હિમાયતી વર્ડ્ઝવર્થ હજી રાજકવિ ન્હોતા નિર્માણા, સધી ઈંગ્લાંડના રાજકવિ હતા.

અને ભારતવર્ષમાં ત્ય્હારે શી કાળછાયાઓ પથરાતી ? પેશ્વાઈ પડ્યે જોડ વર્ષ હજી થયાં ન હતાં, ને શિવાજી મહારાજની હિન્દુપતની પુનઃસ્થાપનાની ભાવના હિન્દુપતના અસ્ત જેવી આથમી હતી. મુંબઇ ઇલાકાની સીમાઓ હજી ઘડાઈ રહી ન હતી. અમીરખાનનાં ધાડાં પાંચેક વર્ષ ઉપર વિખેરાયાં હતાં, ને નેપાળી ગિરિમાળની નિષ્ફળ યાત્રાએ કંપનીના સેનાપતિ જઇ આવ્યા હતા. ચન્દ્રગુપ્ત ને શ્રીહર્ષ ને અકબરશાહ પ્રથમ ઉત્તરાપથ જીતતા ને પછી દક્ષિણાપથ જીતવાને ચ્હડતા. કંપની બહાદુરે પ્રથમ દક્ષિણાપથ સર કર્યો. સીન્ધિયા હોલ્કર ને રાજસ્થાનમંડળ Subsidiary Alliance ની ઘટમાળમાં ગૂંથાયાં હતાં, અને ૧૮૨૦માં કંપનીની રાજ્યસીમા વિન્ધ્યાટવિ ને નર્મદાજી ઓળંગી ગઇ હતી. ભારતવર્ષ થાળે ન્હોતું પડ્યું, હજી ખળભળતું હતું. જાણ્યેઅજાણ્યે પૃથ્વીના પેટાળમાં અંગારા નંખાતા હતા, ને પરાજયના પડો નીચે અગ્નિ ધૂંધવાતો જતો; પણ બળવાનો જ્વાળામુખી ફાટી નીકળવાને હજી ચારેક દાયકાની વાર હતી. ટોડ માલ્કમ ને ફોર્બસનાં જર્નલોમાં, એલ્ફિન્સ્ટનના ડિસ્પાચોમાં, મેડોઝ ટેલરની નવલકથાઓમાં એ યુગના ભારતનું સંસારદર્શન છે. રાજા રામમોહન રાય જન્મ્યા હતા, પણ બ્રહ્મસમાજ હજી જન્મી ન હતી. મહર્ષિ દયાનન્દને જન્મવાને પાંચ વર્ષોની વાર હતી.

અને ગુજરાતે ઇતિહાસના કિયા ઓળાઓ પડતા હતા ? ૧૮૨૦માં ગુજરાતે રાજકોટની કોઠી સ્થપાતી હતી ને

ઉતરી ન હતી. આગબોટ, આગગાડી, તાર હજી યૂરોપમાં ચે ન હતાં. ઘોડે કે ગાડીમાં કે જહાજોમાં યૂરોપ હજી સફરો કરતું. નેપોલિયન ઘોડે ચ્હડતો, નેલ્સન શઢ ચ્હડાવતો. અમેરિકા હજી ૧૮૧૨ના સંગ્રામમાંથી હમણાં જ પરવાર્યું હતું, સ્વીડનનોર્વે જોડાઇ સ્કેન્ડિનેવિયા થયું હતું, ગ્રેટબ્રીટન ને આયર્લૅન્ડ જોડાઇ યૂનાઇટેડ કીંગ્ડમ થયું હતું. હોલી રોમન એમ્પાયર જઈ હોલી એલાયન્સ પ્રગટ્યું હતું. રશિયા યૂરોપી રાજ્યસંડળમાં આવી બેઠું હતું, અને યૂરોપી રાજ્યમંડળની કોંગ્રેસ હમણાં જ યૂરોપની પુનર્વ્યવસ્થા કરી ઉઠી હતી. ઇટાલી હજી ઓસ્ટ્રિયાની છત્રછાંયડીમાં હતું. જર્મની હજી કાઠિયાવાડ સમો નિરનિરાળાં રાજ્યોનો સમુદાય હતો. ફ્રેંચ રેવોલ્યૂશનના મહામન્ત્ર હજી યૂરોપી પ્રજાઓએ ઝીલ્યા ન હતા; એ મન્ત્રઘોષણાઓથી યૂરોપની પાટનગરીઓ હજી ભડકતી. ઇમેનસિપેશન ઓફ કેથોલિક્સ કે ઇમેનસિપેશન ઓફ સ્લેવ્ઝ કે પ્રથમના રિફોર્મ બીલને ઇંગ્લાંડમાં હજી એક દાયકાની વાર હતી. સ્ટીવનસને વરાળયન્ત્ર હજી શોધ્યું ન હતું. ફાઉસ્ટ, 'The greatest poem of Europe of XIX century,' ગોઇઠેએ હજી પૂરૂં ન્હોતું કર્યું. ગ્લેડસ્ટન ટેનીસન ડાર્વીન હજી વિદ્યાર્થીઓ હતા, મહારાણી વિક્ટોરિયા બે વર્ષનું બાળક હતાં. 'ઉત્તરાપથના જાદુગર' સ્કોટની કાદમ્બરીઓ અવનવા જાદુ ભરી વર્ષે વર્ષે પ્રગટતી હતી. શેલી ને બાયરનના સાંસારિક બળવાઓથી ઇંગ્લાંડ ભડકી ઉઠ્યું હતું, ને એ કવિવરો દેશવટે હતા. પ્રૌઢાવસ્થના દલપતરામ જેવા ઠરેલબુદ્ધિ નીતિપરાયણ

૧૮૨૦માં ગુજરાતે કવિઓ હતા, શીલ્પીઓ હતા, રંગ ચ્હડાવનારા હતા, કલાસ્વામીઓ હતા, વ્યાપારીઓ હતા, શાસ્ત્રીઓ હતા, વૈદ્યરાજો હતા, જ્યોતિષીઓ હતા, કથાકારો હતા, સાધુસન્તો હતા, ધર્મપ્રવર્તક હતા. થોડીક વિગતો જોઇએ.

રેવાજીને ઘાટે ત્ય્હારે કવિવર દયારામભાઈ રેવાજીની મીઠી લહરીઓ સમી ગરબીઓ ગાતા, ને સ્વામીનારાયણીય અષ્ટ કવિઓ સોરઠગુજરાતને કવિતાની હેલીઓ વર્ષતા. ગામઠી શાળાઓમાં પ્રાથમિક કેળવણી હતી, નાણાંવટીઓની પેઢીઓએ વ્યાપારી કેળવણી હતી, મન્દિરો ને મઠોમાં કે શાસ્ત્રીપંડિતમુનશીકાજીને વિદ્યાધામે ઉચ્ચ કેળવણી હતી. લેખનકળા મોંઘી હતી, પણ સુન્દર હતી. અર્ધપાન ચિત્રનું ને અર્ધપાન કવિતાનું, અને ચિત્રો વિધવિધ વર્ણના ને સોનલરંગીઃ એવો કાવ્યગ્રંથ જોયો છે; ભાગવત ને ગીતાની અલંકારપ્રતો અનેકે દીઠી હશે. ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે પિતા તે બાળકનો પ્રથમ ગુરુઃ તદનુસાર હુન્નરી કેળવણી વંશપરંપરા શીખવાતી. દીનાનાથ ભટ્ટ સમા શાસ્ત્રીઓ ત્ય્હારે હતા. શ્રી સ્વામી નારાયણ સદ્ધર્મ સ્થાપતા ને સંસારને નિર્મળી છાંટતા. કવિતા કેળવણી સાહિત્ય કે ધર્મવિહોણો ગુજરાત ત્ય્હારે ન હતો.

રાજદરબાર રાજકવિથી ગાજતો, ભાયાતોથી શોભતો, સામન્તોથી ઝળકતો, દરબારીઓથી દીપતો, મહાજનથી ભર્યોભર્યો ભાસતો. હીપળીપીપળી ને ગેડીદડાની રમતો ને તરવાના ખેલ બાળકોને બહાદુર ઘડતા, હોળીદીવાળીની ઘેરો વીરત્વના પહેલા પાઠ શીખવતી. ચકલે ચકલે

કાઠિયાવાડમાંનાં થાણુંઓ નંખાતાં હતાં. ગુર્જરદેશે પેશ્વાઇના પ્રથમ વારસ ગાયકવાડ મહારાજ થયા ને ગાયકવાડ મહારાજે પછી કંપની સંગાથે જાણે દેશ વ્હેંચી લીધો. ગાયકવાડ રાજકુળે રાજનીતિની બે મહાન ભૂલો ગુજરાતે ખેલી છે; ને રાજનીતિની ભૂલો અણભૂંસાતી ને નિત્યબોલતી પછી ડંખે છે એવી એ રાજભૂલો યે આજ અણભૂંસાયેલી ને નિત્યબોલતી સંભળાય છે. ગાયકવાડ મહારાજની એક રાજભૂલ એ રમાઇ કે અણહિલ્લપુર પાટણે એકદા પાટનગર સ્થાપ્યા પછી ગાદી ઉથાપીને રાજવાડો વડોદરે બાંધ્યો; સરસ્વતી તજી વિશ્વામિત્રીને ઘાટે ગયા. વનરાજ મૂળરાજ સિદ્ધરાજને સિંહાસને બિરાજવાનો ગૌરવમહિમા એ રાજભૂલથી ગાયકવાડ મહારાજે સદાનો ખોયોઃ ગુર્જરાધીશનું મંડળેશ્વરપદ ગુમાવ્યું. અને બીજી રાજભૂલ તે ગુજરાત-કાઠિયાવાડની વાર્ષિક મુલકગિરિ ઉઘરાવવાનું એક સો વર્ષને પટે કંપની બહાદુરને સોંપ્યુ એ. એ રાજભૂલથી ગાયકવાડ મહારાજનો રાજ્યવિસ્તાર ચોથા ભાગનો થઈ રહ્યો, ને રાજ્યના ચાર પ્રાન્તોના ચાર ભાગલા પડી ગયા.

પણ એ ગંભીર રાજભૂલોથી કાંઈ ગુજરાતની સંસ્કૃતિ ભૂંસાઇ ગઇ ન હતી.

સાગર સરિતાઓ અને મહાવનોએ ગુજરાતની સંસ્કૃતિ ઘડેલી છે. સાગરે એ સંસ્કૃતિને વિશાળી ને લક્ષ્મીમ્હોરી કીધી, સરિતાઓએ ફળફુપ ને મીઠપવન્તી કીધી, મહાવનોએ નિત્યહરિયાળી કીધી. ગુર્જરસંસ્કૃતિનો ગાયત્રી સમો આદિમન્ત્ર પાંચ હજાર વર્ષ પૂર્વે શ્રી કૃષ્ણચન્દ્રે લખેલો છે.

૧૮૨૦માં ગુજરાતે કવિઓ હતા, શીલ્પીઓ હતા, રંગ ચ્હડાવનારા હતા, કલાસ્વામીઓ હતા, વ્યાપારીઓ હતા, શાસ્ત્રીઓ હતા, વૈદ્યરાજો હતા, જ્યોતિષીઓ હતા, કથાકારો હતા, સાધુસન્તો હતા, ધર્મપ્રવર્તક હતા. થોડીક વિગતો જોઇએ.

રેવાજીને ઘાટે ત્ય્હારે કવિવર દયારામભાઈ રેવાજીની મીઠી લહરીઓ સમી ગરબીઓ ગાતા, ને સ્વામીનારાયણીય અષ્ટ કવિઓ સોરઠગુજરાતને કવિતાની હેલીઓ વર્ષતા. ગામઠી શાળાઓમાં પ્રાથમિક કેળવણી હતી, નાણાંવટીઓની પેઢીઓએ વ્યાપારી કેળવણી હતી, મન્દિરો ને મઠોમાં કે શાસ્ત્રીપંડિતમુનશીકાજીને વિદ્યાધામે ઉચ્ચ કેળવણી હતી. લેખનકળા મોંઘી હતી, પણ સુન્દર હતી. અર્ધપાન ચિત્રનું ને અર્ધપાન કવિતાનું, અને ચિત્રો વિધવિધ વર્ણના ને સોનલરંગીઃ એવો કાવ્યગ્રંથ જોયો છે; ભાગવત ને ગીતાની અલંકારપ્રતો અનેકે દીઠી હશે. ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે પિતા તે બાળકનો પ્રથમ ગુરુઃ તદનુસાર હુન્નરી કેળવણી વંશપરંપરા શીખવાતી. દીનાનાથ ભટ્ટ સમા શાસ્ત્રીઓ ત્ય્હારે હતા. શ્રી સ્વામી નારાયણ સદ્ધર્મ સ્થાપતા ને સંસારને નિર્મળી છાંટતા. કવિતા કેળવણી સાહિત્ય કે ધર્મવિહોણો ગુજરાત ત્ય્હારે ન હતો.

રાજદરબાર 'રાજકવિથી ગાજતો, ભાયાતોથી શોભતો, સામન્તોથી ઝળકતો, દરબારીઓથી દીપતો, મહાજનથી ભર્યોભર્યો ભાસતો. હીપળીપીપળી ને ગેડીદડાની રમતો ને તરવાના ખેલ બાળકોને બહાદુર ઘડતા, હોળીદીવાળીની ઘેરો વીરત્વના પહેલા પાઠ શીખવતી. ચકલે ચકલે

અખાડાઓમાં જુવાનો જોબનને કસતા ને કેળવતા. દસરાના વીરખેલ થતા, બલ્લમબાજી ખેલાતી, પવનપન્થા ઘોડીલાની શરતો થતી, સમશેરોથી લીંબુ કપાતાં, બાણુકમાન ને બન્ધૂકથી લક્ષ્યવેધનાં અનુકરણ થતાં. ડોળી મેના પાલખી તાવદાન, ઝમઝમતા માફા ને રથ ને દિવાનખાના સમા પાટ, ઘોડા ઉંટ હાથીથી રાજ્યોગાન ઉભરાતું ને નિશાનડંકાથી બોલતું. નાચ થતા, નટના ખેલ થતા, ભવાઈઓ થતી, રામલીલા ભજવાતીઃ સહુ જનસમાજને જોવા મળતું. બન્ધૂકોના બહારથી ગામ ગાજતું.

ત્ય્હારે સમાજવ્યવસ્થા કેમ ચાલતી? ન્હાની ન્હાની નાતોનાં પંચ જ્ઞાતિવ્યવસ્થા જાળવતાં, ન્હાની ન્હાની પોળોનાં પંચ તે પોળમ્યૂનિસિપાલિટિઓ હતી. પોળને મેડે પોળિયો રહેતો તે પોળનો ચોકિયાત હતો. કારીગરોનાં કસબીઓનાં ધંધાઓનાં મહાજન હતાં, ને સહુ મહાજનોને માથે નગરશેઠ હતા. શાહેરઉજાણીની કે શાહેરપાકીની આણ મહાજનની દુકાનેથી પ્રવર્તતી. પગી, પાણી જોનારા, દૂરબીનો, ખેપિયા, સાંઢણીસવારો, કાસદિયાં કબૂતર એ સંસારસેવકો હતા. સોળ સંસ્કારો એ સમાજના રાજમાર્ગ હતા. ધર્માચાર્યો સંસારની ધર્મપાળો સમારતા ને વાડો પળાવતા. નગરોની આન્તર્‌વ્યવસ્થામાં રાજઅમલદારો કે રાજવીઓ ઝાઝું પડતા નહિ; આન્તર્‌રાજ્યવ્યવસાય એ એમનો પ્રધાન ધર્મ હતો.

નગરનગરે દેશનામાંકિત નાણાંવટીઓ હતા, કેટલાક તો સાતસાત પેઢીઓથી લોકપ્રસિદ્ધ હતા. વડોદરે હરિભક્તિ ને મહેરાળ, સૂરતમાં વેરાગીવાળા આત્મારામ ભૂખણવાળા

અર્જુનજી તરવાડીવાળા, અમદાવાદમાં જગાભાઇવાળા ને નગરશેઠવાળાઃ ગુજરાતના એ ન્હાનકડા રોથ્સ્ચાઇલ્ડો ને રોકફેલરો હતા. પ્રાચીન કાળથી ગુજરાત વ્યાપારપ્રધાન દેશ છે. યૂરોપના દેશદેશની કંપની બહાદુરોની કોઠીઓ સૂરત ખંભાત અમદાવાદમાં નંખાઈ હતી. ગુજરાતનાં બંદરો પૂર્વે જાવાસુમાત્રા ને પશ્ચિમે ગ્રીસમીસર સાથે વ્હેપાર ખેડતાં. દેશ લક્ષ્મીસમૃદ્ધ હતો, ને સોંઘવારી એ ધનના ઢગલાઓને પણ હસતી.

ગુજરાતે કસબીઓ ને કલાસ્વામીઓની પણ ખોટ ન હતી. 'રળિયામણી ગુજરાત'ના કાવ્યમાં દલપતરામે ત્ય્હારના ગુજરાતનાં હુન્નરકલાઓ વર્ણવેલાં છે. રેશમનું ઝીકનું તારાટપકીનું ભરત ગૃહિણીઓ ભરતી. ગરીબો એ ભરતમાં આપો ગૂંથતાં, મધ્યમ વર્ગ કીડિયાં પરોવતો, રાજરાણીઓ રતન જડતી. અતલસ મશરૂ કીનખાબના કારીગરો ને બાંધણીઓ ચોરસા વસન્તરંગી ફેંટા સોરંગીભર્યાં કસુંબલ પાઘડી ને મંડિલ રંગનાર કસબીઓ ત્ય્હારે હતા અત્તરો સુરમા ફૂલશણગારો સોનારૂપાના અલંકારો ઘૂઘરિયાળા ઘેરના ચણિયા ઝીકની ચોળીઓ કીનખાબની સાડીઓ ને જરિયાનનાં અંબર દેશના કસબીઓ કરતા. વડતાલમાં ગઢડામાં અમદાવાદમાં મૂળીમાં જૂનાગઢમાં ગામવિશાળાં મન્દિરો દેશના સલાટો બાંધતા. સિદ્ધાચળે હેમટૂક ને મોતીશાહની ટૂક ને અમદાવાદમાં અંજનશલાકા બાંધનાર શીલ્પીઓ ત્ય્હારે ગુજરાતે હતા. હવેલીઓની લક્કડકોતરણી, મન્દિરોની પત્થરકોતરણી એ ઝીણી કલાશોભા હતી; ગોખ ઝરૂખા છજાં અગાસીઓ મન્દિરશિખરો શીલ્પીઓની જાડી કલાશોભા હતી.

ન્હારીબારણાં ભીંતો ઘુમ્મટો ચિત્રકારોની ચિત્રપાટીઓ હતી. હવેલીઓ રાજમહેલો કિલ્લાઓ મન્દિરઘુમ્મટો એ કલાધીશોના કલાઅક્ષરો છે. ઘટામંડળ જેવાં સરોવરો નહેરો ટાંકાં ભમ્મરિયા કૂવા સાતસાત માળની વાવો ભોંયરાં ફૂવારા રાજમાર્ગ વચ્ચેના ફૂવારા ને હોજઃ એ જળાશયોની વિધવિધતા હતી. હુન્નરીઓ કસબીઓ કારીગરો કલાસ્વામીઓ ગુજરાતે ત્ય્હારે હતા. નગરશેઠોની રાજવીઓની ધર્માચાર્યોની સવારીઓ ન્હડતી, દેવના વરઘોડા ન્હડતા, લોકનાં આંખ ને હૈયાં રસથી ભરાતાં. ગાયકવાડ મહારાજની હાથીઓના હાલરઝૂલન્તી દસરાની સ્વારી ને સાઠમારીઓ જોવાને અમદાવાદ ને સૂરત ઉલટતું. હિન્ડોળા પારણાં ઉત્સવો પર્વો માણેકઠારી ને કાર્તકી પૂર્ણિમાના સંઘ ને તીર્થમેળાઃ પ્રજાને એ ઉત્સાહ ને ઉમંગ પાતાં, થાકેલા આત્માને પ્રોત્સાહન પ્રેરતા, उत्सवप्रियाः खलु मानवाः એ કાલિદાસભાખી જનતાની રસભૂખને પરિતર્પતા. રાયણ જમરૂખ સીતાફળ દહાડમ જાંબુ લીંબુ દ્રાક્ષ–વિધવિધનાં ફળ ગુર્જરમાળીઓ ઉછેરતા, ને કેરી તો ફળફૂલના દેશની જાણે મહારાણી હતી. ફૂલવાડીઓ ને આંબાવાડિયાંની કુંજઘટાઓ ગુજરાતના પ્રાકૃતિક શણગાર હતા. પણ ગુજરાતની કલાસ્વામિની હતી ગુર્જરગૃહિણી. એની રાંધણકલા ને એનાં અથાણાં, એનાં ઘરની આંગણાંની સંસારની સુઘડતા, એના સંપતશોભતા સૌભાગ્યશણગાર, એનાં ગીત ને રાસઃ એ સહુ એની અન્તર્વાસિની સૌન્દર્યભાવનાના બોલ હતા. કલાધીશોના યુગમાં ગુર્જરસુન્દરી ત્ય્હારે કલાસ્વામિની હતી.

ગૃહશણગારની સામગ્રી એ નવયુગની નવીનતા છે એવો એક ઇતિહાસભ્રમ છે. એક પાદરીનો સત્કારખંડ ઉતારેલી રંગબેરંગી માંચીઓ ને સાંગામાંચીઓથી શણગારેલો તો દીઠો છે. દર્ભાસન, ચાકળા, માંચી, સાંગામાંચી; બૂંગણ જાજમ ગાલીચા જરિયાનનાં પાથરણાં; ગાદી તકિયા ગાલમશૂરિયાં; ઓઠિંગણવાળા કે ઓઠિંગણ વિનાના ન્હાનામ્હોટા પાટલા, સાગના સીસમના રંગીન પટ્ટી ને લટકણિયાળા પિત્તળના કે ગંગાજમની બાજોઠો, એક મંડળ સમાવતી પાટ; ટાચકા વગાડતું ઘોડિયું, લટકણિયાના ઘેરવન્તું પોપટમૂક્યું રંગપારણું, ને મેના ને મોરસોહામણું રાજકુળનું સોનાપારણું; મૂંજનો ખાટલો, ઉતારેલી ઢાલણી, રંગીત ઢોલિયો, છપ્પરપલંગ, સોનારૂપાનો રાજપલંગ; ભાતભાતના રમણે ચ્હડેલા વીંઝણા; પેટી પટારા સંચ; ત્રાંબાપિત્તળના ગંગાજમની થાળા ને લોટા, કાશીના ચિત્રામણી જળપાત્રો ને ચંબૂઓ; પૂજાનાં ઓરપાંખડિયાં ને ધૂપદાનિયાં, કોડીલાઓની ગુલબદાનીઓ ને અત્તરદાનીઓઃ એ આપણા રસશણગાર હતા, ને, દેશોદેશ છે એમ, સંપત પ્રમાણે સૌ વસાવતા. મેના પોપટ બુલબુલ કાકાકૌઆનાં વાંસસળીનાં પિત્તળનાં સોનારૂપાનાં પિંજરો બ્હારીગોખની શોભા હતાં. પાંખે પારેવડાં બેસતાં, ઝરૂખે મોર ટહૂકતા. હિન્દુસંસારે ત્ય્હારે ચમચા ન હતા, પણ આચમનીઓ હતી; રકાબીઓ ન હતી, પણ તરભાણાં હતાં; ચ્હાપ્યાલા ન હતા, પણ પંચપાત્રો હતાં. ટોડલે આસોપાલવનાં તોરણ, દેવપૂજામાં સૂખડ ચન્દન ફૂલ ધૂપ આરતીના પમરાટ ઘરોને શણગારતાં ને સુવાસિત કરતાં. માટીના કોડિયાંથી માંડીને સોળશગ દીવીઓ રામણદીવડા

મશાલો ઝુમ્મરો મનુષ્યઉંચી પિત્તળની કે રૂપાની દીવડીઓ રાત્રે અન્ધારાનું અજવાળું કરતાં. આપણી ઘરવખરીની રસિકતા જોવા કોડ હોય તે કાઠી કે ક્ષત્રિયની નવવધૂની માણ જઇને નિરખે.

ને નરનારના સૌન્દર્યકોડ કાંઇ ઓછાઅધૂરા ત્હારે ન હતા. સલૂણા સાજન ને અલબેલી સજનીઓના સૌન્દર્યશણગારની કાંઇ કમીના ન હતી. शिखा टीका च पट्टीका બ્રાહ્મણસુઘડતાને એ ટીકાબાણ હતું. ઘુંઘરવાળા વાંકડિયા વાળ, ફેંટામાં છોગલાં ને છોગાંમાં ફૂલતોરા, ભમ્મરમંડળ વચ્ચે બીન્દી, આંખોમાં સુરમો, કાનમાં અત્તરપૂમડાં એ શોખીનોના શોખ હતા. કીનખાબના કબજા, ફૂલઝારીનાં અંગરખા, મશરૂના ચોરણા, રેશમી કે સોનલકોરનાં ધોતિયાં, સોનેરી દુપટ્ટા, હીરભરી ઝીકભરી મોતીરતનટાંકી મોજડીઓ પહેરતાં. સુન્દરીઓ યે સૌન્દર્યસામગ્રીથી સૌન્દર્યને સજતી. વાંકો અંબોડો, અંબોલડે ચન્દ્રમા સમા ચાક, લટેલટે ફૂલ કે મોતી, ભાલ્યદેશે હિંગળોકનો તારાટપકીનો રતનનો ચન્દ્રક, બન્ને ગાલે ને ચિબુકમાં એકએક તારાટપકી, કીડિયાંના ફૂલના સોનાના મોતીના કંઠમાં હાર, બ્હાંયે બાજુબન્ધ, હાથકોડલે ભાતભાતનાં કંકણ, કટીદેશે ઘૂઘરમાળ, પાયે ઝાંઝર, પાયઆંગળીએ ઘૂઘરિયાળા વીંછિયાઃ સ્ત્રીમંડળની એ સહુ સ્વદેશસંસ્કૃતિની શણગારસામગ્રી હતી.

સન્તમુદ્રા પરખાય છે એની ઘાટડીની ગાંઠે ને વીરમુદ્રા પરખાય છે એનાં શસ્ત્રકવચે. એનાં બાણકમાનની નકસીકલાએ, એની બરછીએ ચ્હડાવેલી સોનવેલે, એની ઢળકતી ઢાલના કાંગરા ને ચિત્રામણે, એની કટારની રત્નજડાવ મૂઠે,

એના મ્યાનના સોનેરી ભરતે, એની શમશેરના પાનાંના તેજઝબકારે આલેખેલી અક્ષરાવલિએ વીરપ્રમુખ ત્ય્હારે ઓળખાતો. આખે અંગે બખતર, માથે મોરપીંછાળો ટોપ, રણતોખારને બખ્તરની પાખરઃ એવો બખ્તરિયો અસ્વાર રણસંગ્રામમાં સંચરતો. ભોગળ શા હાથ, આરસપાટ શું હૈયું, કસુમ્બલ આંખડી, કેસરિયા વાઘા એનું વીરત્વ ઉચ્ચરતા.

આમાંનું ઘણુંખરૂં ગુજરાતે તેમ ભારતવર્ષમાં હતું.

અને હીંચકો તો છે જગત્‌ઘરવખરીનો શિરોમણિ. રંક કે રાય આપણે ત્ય્હાં એને માણે છે. સરોવરપાળે આંબાડાળે બાંધ્યો એક દોરડાથી માંડીને રાજમહેલને સાતમે માળે પલંગ સઓવડ રેશમીસોનેરી ઝાલરઝૂલન્તી સોનારૂપાની હિન્ડોળાખાટના હિંચકાઓની વિધવિધતાનું જ એક પ્રદર્શન કો ભરે તો એક મ્હોટો પ્રદર્શનતંબૂ ભરાય. રસિકોની રસિકતાનો એ રસહિન્ડોલો છે. હીંચકે હીંચકતાં અંગમાં આંખમાં ને આત્મામાં હિન્ડોળા હીંચકતા. સૌ રસોપાસકો જાણે છે કે સૌન્દર્યનો કલાનો કવિતાનો આત્મા છે રસહિન્ડોળ.

અને ગીત તો ગુજરાતણનો જાણે વંશવારસો હતું. ગુર્જર સુન્દરી હિન્ડોળે હીંચકતાં ગાતી, ભરત ભરતાં ગાતી, દળતાં ગાતી, ખાંડતાં ખાયણાં ગાતી, નદીએ ન્હાવા જતાં ઝીલણિયાં ગાતી, રડતાં રાજિયા ગાતી, લગ્નોમાં સારંગરાગે ધોળ ગાતી, મન્દિરમાં કીર્તન ગાતી, ગરબે ઘૂમતાં રાસડા ગાતી. ગુજરાતણ કવિતા ચરતી ઉછરતી. એટએટલાં સંગીતકવિત પી કોક દેશની સુન્દરી ઉછરતી હશે. ગુજરાતણ જાણે સંગીતપુત્રી હતી, જાણે કાવ્યમૂર્તિ હતી. એનો અંગહિન્ડોળ કોડામણો હતો.

ગુજરાતણનું કુળ ઘર ને સંસાર કવિતામય હતાં. ગુજરાતણથી ગુજરાત કવિતમ્હેકન્તો હતો.

ગુજરાતની શેરીશેરીમાંના મન્દિરઘુમ્મટમાં, ગુજરાતનાં જળાશયોમાં, ગુજરાતની વનહરિયાળીઓમાં, ગુજરાતનાં તીર્થક્ષેત્રોમાં, આબૂ તારંગા પાવાગઢ ગિરનાર—ગુજરાતનાં શિખરશિખરે, ગુર્જરસંસ્કૃતિના અક્ષર અણભૂંસાતી લિપિમાં લખાયલા છે. ઈતિહાસ એટલે પ્રજાઓના છઠ્ઠીના લેખ; અને સંસ્કૃતિ એટલે પ્રજાઓએ ઉચ્ચારેલા બ્રહ્મબોલ. ગુર્જરઈતિહાસના વિધિલેખનું પ્રથમ પ્રકરણ શ્રી કૃષ્ણચન્દ્રે લખેલું છે, અને છેલ્લું પ્રકરણ કાળની છેલ્લી પગલીઓ લખશે. સૂથારો સલાટો શીલ્પીઓ ફૂલમાળીઓ કવિવરો ગૃહિણીઓ– ગુર્જર કલાસ્વામીઓએ ગુર્જરસંસ્કૃતિના બ્રહ્મબોલ ઉચ્ચારેલા છે. ગુજરાતનાં અથાણાં, ગુજરાતનો હિન્ડોળો, ગુર્જરસુન્દરીની સાડી, ગુર્જરસુન્દરીના રાસ, ગુર્જરગિરાની સાકરસીઠી મધુરપ, The Park-like land of Gujrat: એ ગુજરાતની પરમ વિભૂતિઓ છે. સૌન્દર્યમૂર્તિ ગુજરાતણ સ્વયં ગુર્જરસંસ્કૃતિની પ્રતિમા છે.

સૈકાઓની વાદળીઓ ઓઢતી જૂની હવેલીઓના જેવું ગુજરાત ત્ય્હારે જૂની જાહોજલાલીવન્તું, જીર્ણશીર્ણ, સંસ્કૃતિસોહામણું હતું.

તો પછી કાળને પૂછવાનો ઈતિહાસપ્રશ્ન એ ઉદ્ભવે છે કે ભરતખંડમાં ત્ય્હારે શું શું ન હતું? અને ઉપરવર્ણવી સંસ્કારવિભૂતિઓ છતાં એક સૈકાભર– ૧૭૪૮થી ૧૮૫૮ સૂધી હિન્દી પ્રજાનાયકો–શું હિન્દુ કે શું મુસલમાન, શું પેશ્વા કે શું નવાબ, શું સિન્ધિયાહોલ્કર કે શું સુલ્તાન,

શું સ્વયં મહારાણા કે ખુદ બાદશાહે–કંપની બહાદુરની સ્હામે હારતા જ કેમ ગયા ? कालो ऽ स्मि ઉચ્ચરતા કાળ-પ્રશ્નના ઉત્તર અનેક છે. Decisive Battles of India નામના નિજ પુસ્તકમાં સેન્ટ થોમેનું પ્હેલવ્હેલું ન્હાનકડું યુદ્ધ વર્ણવતાં એ પક્ષપાતપર ઇતિહાસકાર કર્નલ મેલીસને એક ઉત્તર આપેલો છે.

કર્નલ મેલીસન કહે છે કે સેન્ટ થોમેના ન્હાન-કડા સંગ્રામે ભવિષ્ય ભાખ્યાં કે પરદેશી કવાયદ ને પરદેશી તોપખાના સન્મુખ હિન્દી વીરત્વ નભશે નહિં. બંગાળાના કે અયોધ્યાના નવ્વાબ કે સિન્ધના અમીરોએ તો નહિ, પણ નિઝામ હૈદરટીપુ મરાઠા સિન્ધયાહોલ્કર શીખોઃ એ સૌ સેનાનીઓએ પરદેશી કવાયદ ને તોપખાનું પોતાના સૈન્ય-સંરજામમાં સત્કાર્યાં; ને એમ મોરચા સ્હામે મોરચા માંડયા, ત્ય્હારે કંપની બહાદુરને ભારત જીતતાં સૈકો લાગ્યો હતો. ૧૭ મા સૈકામાં, બાદશાહીની જાહોજલાલીના જમાનામાં અકબરશાહ ને જહાંગીરશાહના યુગમાં, બાદશાહતની દરિયાઇ દુર્બળતા ઈતિહાસની આંખને સ્વયં સિદ્ધ જેવી દેખાતી હતી. ફીરંગીઓના રાજપરવાના શિવાય બાદશાહબેગમો-થી વટિક મક્કાશરીફની હજે જવાતું નહિ. ગોવેથી રાજપ-રવાનો આવતાં વાર લાગ્યે ‘ખુદાના પડછાયા’ અકબરશાહ-નાં રાજમાતા હમીદા બાનબેગમ ને બાદશાહબાનૂ સુલ્તાન સલીમા બેગમ–દિલ્હીની બે બાદશાહણોને હજયાત્રા વર્ષ-ભર મૂલતવી રાખવી પડી હતી.

પણ એથી યે પૂર્વે, ૧૫૨૭ માં, કહાનવાના રણસં-ગ્રામમાં બાદશાહ બાબરની તોપોએ રૂમી સરદાર મુસ્તફાની

ગુજરાતણનું કુળ ઘર ને સંસાર કવિતામય હતાં. ગુજરાતણથી ગુજરાત કવિતમ્હેકન્તો હતો.

ગુજરાતની શેરીશેરીમાંના મન્દિરઘુમ્મટમાં, ગુજરાતનાં જળાશયોમાં, ગુજરાતની વનહરિયાળીઓમાં, ગુજરાતનાં તીર્થક્ષેત્રોમાં, આબૂ તારંગા પાવાગઢ ગિરનાર–ગુજરાતનાં શિખરશિખરે, ગુર્જરસંસ્કૃતિના અક્ષર અણભૂંસાતી લિપિમાં લખાયલા છે. ઈતિહાસ એટલે પ્રજાઓના છઠ્ઠીના લેખ; અને સંસ્કૃતિ એટલે પ્રજાઓએ ઉચ્ચારેલા બ્રહ્મબોલ. ગુર્જરઈતિહાસના વિધિલેખનું પ્રથમ પ્રકરણ શ્રી કૃષ્ણચન્દ્રે લખેલું છે, અને છેલ્લું પ્રકરણ કાળની છેલ્લી પગલીઓ લખશે. સૂથારો સલાટો શીલ્પીઓ ફૂલમાળીઓ કવિવરો ગૃહિણીઓ– ગુર્જર કલાસ્વામીઓએ ગુર્જરસંસ્કૃતિના બ્રહ્મબોલ ઉચ્ચારેલા છે. ગુજરાતનાં અથાણાં, ગુજરાતનો હિન્ડોળો, ગુર્જરસુન્દરીની સાડી, ગુર્જરસુન્દરીના રાસ, ગુર્જરગિરાની સાકરસીઠી મધુરપ, The Park-like land of Gujrat: એ ગુજરાતની પરમ વિભૂતિઓ છે. સૌન્દર્યમૂર્તિ ગુજરાતણ સ્વયં ગુર્જરસંસ્કૃતિની પ્રતિમા છે.

સૈકાઓની વાદળીઓ ઓઢતી જૂની હવેલીઓના જેવું ગુજરાત ત્ય્હારે જૂની જાહોજલાલીવન્તું, જીર્ણશીર્ણ, સંસ્કૃતિસોહામણું હતું.

તો પછી કાળને પૂછવાનો ઈતિાસહપ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે ભરતખંડમાં ત્ય્હારે શું શું ન હતું? અને ઉપરવર્ણવી સંસ્કારવિભૂતિઓ છતાં એક સૈકાભર– ૧૭૪૮થી ૧૮૫૮ સૂધી હિન્દી પ્રજાનાયકો–શું હિન્દુ કે શું મુસલમાન, શું પેશ્વા કે શું નવાબ, શું સિન્ધિયાહોલ્કર કે શું સુલ્તાન,

ભસ્મ ઠરી ન હતી ત્હાં તો એ દીર્ઘદ્રષ્ટાની રાજદ્રુહાઇ લોપાઇ ગઈ ને શીખરાજ્યે લોપાઈ ગયું. સ્હામે પક્ષે કલાઇવ હો કે હેસ્ટિંગ્સ હો, કોર્નવોલિસ હો વેલેસ્લી હો એલ્ફિન્સ્ટન હો કે ડેલહાઉસી હો:રાજનીતિનો પ્રવાહ, નદીનાં પાણીની પેઠે, ક્ય્હાંક વંકવોળામણો છતાં, અખંડ ને એકધારો વહતો.

ત્રીજો ત્હારે ભારતમાં ન હતો તે પરચક્ર સ્હામેનો એકભાવ: જે ગ્રીકલોક સ્હામે પાટલીપુત્રપતિ મહારાજ ચન્દ્રગુપ્તમાં હતો, જે શકલોક સ્હામે ઉજ્જયનીપતિ મહારાજ વિક્રમાદિત્યમાં હતો. શું સોરઠનાં સંસ્થાનો કે શું રાજસ્થાનનાં ક્ષત્રિયરાજ્યો, શું બાદશાહતના ભાગલાઓ કે શું મરાઠી મહારાજ્યના ટૂકડાઓ: સહુ ૧૧૯૩ ની જયચન્દી ભૂલ કરતાં ને જયચન્દી ફળ ભોગવતાં. ૧૭૫૭ માં બંગાળની નવ્વાબી હારે ને ૧૭૭૮ માં અયોધ્યાની નવ્વાબીની કલગી નમે; ૧૮૦૨ માં સિન્ધિયા જીતાય ને ૧૮૦૫ માં હોલ્કર જીતાય; ૧૭૯૯ માં મહિસુર પડે ને ૧૮૧૮ માં પેશ્વાઇ પડે: અવિચ્છિન્ન એ જ કથાપરંપરા ચાલતી. હિન્દવાસી ઈંગ્રેજનેતાઓ આખાખાઉ–Whole Hoggers ન હતા. ઈંગ્લાંડવાસી કંપનીનેતાઓ તો ઈંગ્લાંડથી અનેકગણો રાજ્યવિસ્તાર સાંભળીને જ ભડકતા, ને વારંવાર Forword Policy નું ત્યાગકહેણ કહાવતા. ડાયરેકટરોની આજ્ઞાવિરૂદ્ધ કંપનીએ હિન્દ જીત્યું છે. ડાયરેકટરોને વ્યાપાર ને લક્ષ્મીના મનોરથો હતા, રાજ્યનું સ્વપ્નું યે ન હતું. સ્વદેશમાંનાં પ્રેરણાપ્રોત્સાહનને અભાવે ગવ્હર્નર જનરલો રોટલાની કોરેમોરેથી કટકોક ભાગી લેવાની રાજનીતિ ખેલતા. હિન્દના રાજપુરુષો–બાલાજી બાજીરાવ ને નાના ફડણવીસ શિવાય એ એક

સરદારી નીચે દિવસ ભરમાં સોળેક બહાર કરી ગોળા છોડયા હતા એ વીરત્વનીતરતા શિશોદિયાઓને ને અંગે એંશી ઘાવસોહન્તા હિન્દવા સૂરજ મહારાણા સંગને આશ્ચર્ય લાગ્યાં હતાં. મધ્યસંગ્રામે પાંખોને છોડી મૂકી અરિદળને ઘેરવાની વ્યૂહકળાથી પાણીપત ને કહાનવાનાં ખોયાંસમાં યુદ્ધો બાબરશાહ જીત્યા હતા એ વ્યૂહકળાના ઇતિહાસઅભ્યાસીઓથી અજાણ્યું નથી.

ઈપામીનોન્ડાસની ભાલાબેરખ સમી ગ્રીસની વ્યૂહરચના હતી; ચક્રાવો શકટવ્યૂહ મકરવ્યૂહ–એવી આપણે ત્યહાં વ્યૂહરચનાઓ હતી. પ્રાચીન જગત વ્યૂહકળાનું અજાણ્યું ન હતું; મધ્યભારતે એ યુદ્ધકળા ખિલાવી ન હતી ને વિસારી હતી. દુર્ગાવતી ચાંદબીબી લક્ષ્મીબાઈના હિન્દમાં વીરત્વ ન્હોતું કહેનાર કાં તો ગાળ દે છે–કાં તો એને ઇતિહાસની આંખ નથી. ટોડે ને ચન્દ બિરદાઈએ હિન્દી વીરત્વના રાસા લખ્યા છે. પણ અંહી કે અન્યત્ર, આજ અને સદાસર્વદા, કવાયતી વીરત્વ બીનકવાયતી વીરત્વને જીત્યું છે.

બીજી ન હતી આપણે ત્યહાં એકધારી રાજનીતિ. હૈદરશાહની રાજનીતિ ટીપુ સુલ્તાન ઉથલાવતા; અલીવરદીખાનની રાજનીતિ સિરાજઉદ્દૌલા ને મીરજાફરની રાજનીતિ મીરકાસમ પાળતા ન હતા. માધવરાવ પેશ્વા ને રાઘોબા પેશ્વાનાં દૃષ્ટિસૂકાન નિરનિરાળી દિશાનાં. નાના ફડણવીસ પછીની વીશીમાં તો પેશ્વાઈની પાટનગરીએ રાજનીતિના દીવડા જ જાણે હોલવાઈ ગયા હતા. મહારાજ રણજિતસિંહની રાજદુહાઇ હતી કે સતલજ ઓળંગી પૂર્વમાં પગ શીખે મૂકવો નહી. પંજાબકેસરીની ચિતા છંટાઇ રહી ને

સૈકામાં રાજનીતિજ્ઞ તો ત્રીજું કોણ થયું છે?—ને ઈંગ્લાંડનો ઇતિહાસ યાદ ન હોય કે કેથોલિક સ્પેઈનના અજીતકાફ્લાની સ્હામે, એ પરચક્રના મહાભયને અવસરે, દેશસંગ્રામ ખેલવામાં પ્રોટેસ્ટન્ટો ને પ્રોટેસ્ટન્ટોને હાથે પજવાતા કેથોલિકોનો સામટો સામનો હતો, અને ઈંગ્લાંડનો નૌકાસેનાપતિ કેથોલિક લોર્ડ હાવર્ડ હતો; પણ મહાભારતમાં ગાંધર્વરાજને ધર્મરાજભાખ્યો રાજસંત્ર મહારાજાઓ ને નવ્વાબો, ને પૂનાના બ્રાહ્મણમન્ત્રીશ્વરો યે ભૂલ્યા હતા કે માંહોમાંહે સંગ્રામે અમે કૌરવપાંડવો એકસો સ્હામે પાંચ છીએ, પણ પર સ્હામે અમે એકસો ને પાંચ છીએ.

ते शतं हि, वयं पंच, परस्पर विवादने;
परंत्तु विग्रहे प्राप्ते वयं पंचाधिकं शतम्.

ધર્મરાજનો ધર્મમન્ત્ર હિન્દુઇસ્લામી સમસ્ત ભારત વીસર્યું હતું, જયચન્દી ઇતિહાસભૂલને પગલે સહુ કો વિચરતું હતું.

આ રાજકારણોને પરિણામે ૧૭૦૭માં ઔરંગશાહ ઔરંગાબાદમાં હરિયાળી કબ્રમાં દફ્નાયા ત્યહારથી તે ૧૮૫૮માં કંપની બહાદુરનો મુગટ મહારાણી વિક્ટોરિયાએ ધારણ કીધો ત્યહાં સૂધીના દોઢ સૈકામાં હિન્દ એકચક્રશૂન્ય હતું. બાદશાહતનો પડછાયો ઇસ્લામી આલમમાં પથરાતો, પણ તે છાયા હતી. દિલ્લ્હીનું ચક્રવર્તી સિંહાસન ચક્રવર્તી રહ્યું ન્હોતું. આજ એ વિશ્વાસરાવને વશ હતું, કાલે મહાદજી શીન્દેને વશ થતું, પરમ દિવસે જનરલ લેઈકને વશ પડતું. ભારતના ચક્રવર્તીત્વની ભાવનાવન્તો કો રાજપુરુષ શિવાજી મહારાજ પછી જાગ્યો નહિ. દેશના રાજમાર્ગ રાજછત્રછાયા વિહોણા હતા. મધ્યભારતમાં ઠગ ને પીંઢારાનાં ધાડાં ઘૂમતાં; ગુજરા-

તમાં કાઠી ને જતનાં ઘોડાં ફરતાં. ધાડ ને લૂંટ એ તો ધંધા હતા. ચૂંવાળ ને મેવાસમાં તેમ વિન્ધ્યાટવિ ને સાતપૂડાના પગથારોમાં એકસરખી અરાજકતા પ્રવર્તતી. દેશમાર્ગોની સહીસલામતી ન હતી, જાનમાલની સહીસલામતી ન હતી. વળાવિયા લઇને જાનો પરણવાને જતી ને સંઘ યાત્રાએ જતા. સમસ્ત ભારત ત્ય્હારે કોની આણ માનતું ?

ભરતી ઉતર્યે સાગર સૂકાઇ કાંઠે તળાવડાં પડે છે; એવએવડા ત્ય્હારના રાજ્યવિસ્તાર હતા. એકલાક્ષણિક—સાચી ખોટી—દન્તકથા છે ને તે સ્થિતિ તાદૃશ્ય ભાખે છે. રજવાડાના એક રાજવી કોક ચારણ ઉપર રોષે ભરાયા. ભ્રકુટીકમાન ચ્હડાવી નેણ કસુંબલ કીધાં, ને તિરસ્કારવેણે રાજવીએ ચારણને હદપારની સજા ફરમાવી કે જા, હદ છોડી જાતો રહે. ટીંખળી ચારણને ટીંખળ સૂઝ્યું ને કહ્યું: બાપજી ! એક કલાકની મહેતલ દ્યો. રાજવી ઉચ્ચર્યા: જા, સાબદો થા, કલાકની મહેતલ છે. ઘેર જઇ, બજારે આંટો મારી, ચારણ પછેડીની ફાંટ વાળી ઘ્હોરેકવારે પાછો દરબારમાં આવ્યો ને કહ્યું: બાપૂ ! જાઉ છું. રાજવીનો રોષ હજી વિશમ્યો ન હતો; બોલ્યા: જા, જા; હદ છોડી જાતો રહે. દેવીનો પૂતર ઓચર્યો: બાપૂ ! આ ચાલ્યો. 'હદ' 'હદ' શું કરો છો ? ફળિયાના આ દાળિયા લાવ્યો છું. ફાકતો ફાકતો જાઇશ. એ ફળિયાના દાળિયા નહિ ખૂટે ત્યહાં આપની હદ ખૂટી જશે. ચારણદેવે એ યુગનું સત્ય ઉચ્ચાર્યું હતું. હદપાર એ કાંઇ દેશપારની સજા ત્ય્હારે ન હતી. ભારત ભાગી તળાવડાં થયાં હતાં; સાગર સમોવડ ભરતખંડ એકચક્રવે ન હતો.

એ સહુ ઉપરાન્ત દીર્ઘદર્શી રાજદૃષ્ટિ ન હતી. કોમો-ડર પેરીનું એક જહાજ સાગરકિનારે આવી નાંગર્યું. જાપાને સાગરમોજાંઓની પાર જોયું, ઝઝૂમતો ભય નિહાળ્યો, જાગી ગયું, સજ્જ થયું. અણુમાં આદેશ વાંચવાની, આવતા વાયરામાં આગાહિઓ સાંભળવાની રાજદૃષ્ટિ હિન્દુમુસલમાને ખોઇ હતી. કોમોડર પેરીના જહાજસ્પર્શે મીકાડોને વીજળી વાગી એ વાસ્કો ડી ગામાના જહાજસ્પર્શે ઝામોરીનને કે દિલ્હીપતિને ન વાગી. આગમ ઓળખવાની એ રાજદૃષ્ટિ રહી ન્હોતી.

આ સૌ રાજકારણો થયાં; અને એ ઐતિહાસિક કારણોને કારણે ભારતીય સિપેહસાલારો વળી એકદા પાણીપત હાર્યો. પણ રાજશાસ્ત્રથી સંસારશાસ્ત્ર મ્હોટું છે, રાજપ્રકરણ તો સમાજશાસ્ત્રનું એક પ્રકરણ છે. રાજકારણોથી વડેરાં અન્ય સંસારકારણો ત્‍યહારે અંહી પ્રવર્તતાં. એ કારણો કીયાં હતાં?

પ્રથમ તો ત્‍યહારે એમ હતું કે ઉદકપ્રવાહ વાતપ્રવાહ કે વરાળિયાને ભારતવર્ષે ત્‍યહારે વશ કીધો ન હતો. લોઢું કોલસો અને અગ્નિપાણી–પૃથ્વીની એ વિભૂતિઓના લોકકલ્યાણ કે લોકસંહાર કાજેના ઉપયોગ ભારતે જાણ્યા ન હતા. યૂરોપ ત્‍યહારે એની બારાખડી ઘૂંટતો હતો. એકત્રાકળો રૂહેંટિયો, એકપંખાળી શાળ, ઘાંચીની ઘાણી, દળવાનો ઘંટ: એટલેક આવીને આપણી યાન્ત્રિક કલાઓ ખીલતી અટકી હતી. ભારતમાં ત્‍યહારે મન્ત્રો હતા, યન્ત્રો ન હતાં.

બીજું ત્‍યહારે Discipline ઓછી હતી. આજે યે આપણા વરઘોડા કે મેળા કે ઉત્સવો કે તીર્થસંઘો જુવો, ને પશ્ચિમના એવા સમુદાયસંઘો સાથે સરખાવી જુવો. સ્ટેશને ટિકિટ લેતાં, ગેડીદડાનો સ્પર્ધાપ્રસંગ નિહાળતાં, કે

ગુજરાતે ભારતવર્ષે યૂરોપમાં દલપતજન્મસંયોગે દેશકાળ આવા હતા. 'દેશકાળ વિચારીને વિચરજો' એ આપણાં ધર્મશાસ્ત્રોની શાસ્ત્રાજ્ઞા છે. દલપતરામ સૂર્ય સમા દુનિયાદીપક ન હતા, ભારતદીપકે ન હતા, ગુર્જરદીપક હતા. સંસ્કૃતિઓના સંગમકાળને ઇતિહાસયોગે આપણી ગુર્જરકુંજોમાં દૈવયોગે એ અવતર્યા હતા. પ્રાચીનતાને ખોળે દલપતરામ ઉછર્યા હતા, પુરાણના ગુણમહિમાના પરમ શિષ્ય ને ભક્ત હતા. છતાં એમની પ્રાચીનપૂજતી આંખે આવતા યુગને ઓળખ્યો ને વધાવ્યો. અને ગુજરાતને કહ્યું: Unite; દેશમાં સંપ કરો, સંપ કરો; March, પણ द्रष्टिपूतं न्यसेत् पादम्; ધીરે ધીરે સુધારાનો સાર; Educate and modernize—સુધારો થવા સદ્ય વિદ્યા વધારો; પણ ગળીગળીને પાણી પીજો. અને પ્રજાની બે આંખો ને એક નાક સમી એ મન્ત્રત્રયી ઉપર લલાટદેશે મ્હોટે અક્ષરે એમણે લખ્યું કે:—Preserve the Values: મૂલ્યવન્તાં જૂનાંનાં જતન કરજો.

પણ આ તો દલપતકથા નહિ, દલપતકથાનાં નવનીત જાણે સારવ્યાં, અને દલપતકથાનો સારોચ્ચાર જાણે ભાખ્યો. પણ બેસતા વર્ષની સ્હવારે જ જ્યોતિષીઓ વર્ષફળ વાંચે છે, વર્ષભરનાં અન્ધારિયાંઅજવાળિયાં તો પછી ઉગે ને આથમે છે. અને કિયે તીર્થે જવાનું છે એ વિચારીને જ યાત્રાળુઓ યાત્રાનાં પરિયાણ આદરે છે.

---

ભારતનો વ્યાપાર, ભારતની રાજનીતિ, ભારતનો ધર્મ World valuesની વાણ ઉચ્ચરતાં નહિ. અશોકદેવના યુગમાં હતી એવી સાગરવીંધતી કે હિમાલયઓળંગતી ભારતની ત્યહારે વિશ્વદ્રષ્ટિ ન હતી. કાળભરતીનો એક મધ્યાહ્નપ્રહર પૂરો થયો હતો.

આ અને આવાં સૌ સંસારકારણોને પરિણામે પૂર્વ-પશ્ચિમની સંસ્કૃતિઓનાં પૂર આપણે ત્યહાં અથડાયાં ત્યહારે Progress નહિ પણ Preserve એ શકુન્તલાના ચક્રવર્તી રાજપુત્રની ભૂમિનો જીવનમન્ત્ર હતો.

આ પ્રકરણના પૂર્વકાંડનો ને ઉત્તરકાંડનો સામટો સમન્વય કીધે દલપતજીવનકથાનો તેમ આપણા ઇતિહાસમર્મનો રહસ્યમન્ત્ર અજવાળાં જેવો વંચાય છે કે જેમ બે હજાર વર્ષ પૂર્વે રોમે ગ્રીસને જીત્યું ત્યહારે ગ્રીક સેનાધિપતિઓ હાર્યા હતા, પણ ગ્રીક મહાપ્રજા કે ગ્રીક સંસ્કૃતિ અજીત હતાં; એમ આપણે ત્યહાં યે હિન્દના સેનાધિપતિઓ હાર્યા છે, હિન્દી મહાપ્રજા-શું હિન્દુ કે શું ઇસ્લામી—ને હિન્દી સંસ્કૃતિ આજે યે અજીત છે. અશોક ને અકબરશાહ આજે યે હિન્દના સર્વશ્રેષ્ઠ રાજઆદર્શો છે. નવયુગને ઝીલ્યા ને વધાવ્યા છતાં યે સંસ્કારે ને સંસ્કૃતિએ દલપતરામ સદાસર્વથા હિન્દુ હતા. ૧૯૩૨ના ડિસેમ્બરમાં લોર્ડ શેંકી કહે છે કે We have conquered India; now we have to conquer the Indians. હિમાદ્રિ ઉપર વાદળીઓ વર્ષી જાય છે ને પડછાયા પાડતી જાય છે; એ વર્ષાજળ ને એ તેજછાયાઓ ઝીલતો હિમાદ્રિ યુગયુગથી અવિચળ ને સનાતન ઉભો છેઃ એવું આર્યાવર્તનું આર્યત્વ છે.

ગુજરાતે ભારતવર્ષે યૂરોપમાં દલપતજન્મયોગે દેશકાળ આવા હતા. 'દેશકાળ વિચારીને વિચરજો' એ આપણાં ધર્મશાસ્ત્રોની શાસ્ત્રાજ્ઞા છે. દલપતરામ સૂર્ય સમા દુનિયાદીપક ન હતા, ભારતદીપકે ન હતા, ગુર્જરદીપક હતા. સંસ્કૃતિઓના સંગમકાળને ઇતિહાસયોગે આપણી ગુર્જરકુંજોમાં દૈવયોગે એ અવતર્યા હતા. પ્રાચીનતાને ખોળે દલપતરામ ઉછર્યા હતા, પુરાણના ગુણમહિમાના પરમ શિષ્ય ને ભક્ત હતા. છતાં એમની પ્રાચીનપૂજતી આંખે આવતા યુગને ઓળખ્યો ને વધાવ્યો. અને ગુજરાતને કહ્યુંઃ Unite; દેશમાં સંપ કરો, સંપ કરો; March, પણ द्रष्टिपूतं न्यसेत् पादम्; ધીરે ધીરે સુધારાનો સાર; Educate and modernize–સુધારો થવા સદ્ય વિદ્યા વધારો; પણ ગળીગળીને પાણી પીજો. અને પ્રજાની બે આંખો ને એક નાક સમી એ મન્ત્રત્રયી ઉપર લલાટદેશે મ્હોટે અક્ષરે એમણે લખ્યું કેઃ–Preserve the Values : મૂલ્યવન્તાં જૂનાંનાં જતન કરજો.

પણ આ તો દલપતકથા નહિ, દલપતકથાનાં નવનીત જાણે સારવ્યાં, અને દલપતકથાનો સારોચ્ચાર જાણે ભાખ્યો. પણ બેસતા વર્ષની સ્હવારે જ જ્યોતિષીઓ વર્ષફળ વાંચે છે, વર્ષભરનાં અન્ધારિયાંઅજવાળિયાં તો પછી ઉગે ને આથમે છે. અને કિયે તીર્થે જવાનું છે એ વિચારીને જ યાત્રાળુઓ યાત્રાનાં પરિયાણ આદરે છે.

---

## પ્રકરણ ૪ થું, વઢવાણને ખોળે બાળાપણ

વધી વિશેષે પથરાય વેલો,
આધાર રાખે સ્થળ જ્યહાં ઉભેલો;
ભૂલું નહી તેમ જ જન્મભૂમિ;
ઘણે સ્થળે ઉદ્યમ કાજ ઘૂમી.

સારો દેશ જાણે છે કે દલપતરામ વઢવાણના. 'વઢવાણ' બોલતાં દલપતરામનું મ્હોં ભરાતું. ડાહ્યાભાઈ જામનગરથી વઢવાણ આવી વસ્યા ઇસ્વી ૧૮૧૩ માં, અને દલપતરામ વઢવાણથી અમદાવાદ જઈ વસ્યા ૧૮૪૮ માં: ૩૫ વર્ષ-માંડ એક પેઢી દલપતવંશનો વઢવાણમાં વાસ. વાંચનારને આશ્ચર્ય થશે કે પાંચ પેઢીવાસવાળું ધ્રોળ કે ત્રણ પેઢી વાસવાળું જામનગર નહિ ને એક પેઢીવાસવાળું વઢવાણ દલપતવંશનું વતન એવો ઇતિહાસબોલ લોકવિખ્યાત કેમ થયો ? દલપતરામના પૌત્રો યે આજ વઢવાણ ભણી હરખ-ભીની આંખે નિરખે છે. એમ કેમ ? દલપતરામની જન્મ-ભૂમિ વઢવાણ એ ઇતિહાસકથની તો એ ભાવનું મૂળ મં-ડાણ છે. પણ મૂળ તે કંઈ પલ્લવઘેર નથી. એ ભાવ પલ્લવિત થવાનાં કારણો દલપતજીવન કથામાં છે. એક તો એકે ધ્રોળજામનગરનો કુળસંબંધ ને પરિચય પછી નહિ શી થયા હતા. બીજું દલપતરામના બાળમિત્રો વઢવાણે હતા ને દિલને આકર્ષતા. વળી પૂર્વાવસ્થાનાં સ્મરણસ્વપ્નો યે દલપતરામને વઢવાણનાં આવતાં. ઉપરાન્ત અમારા કાકાઓ ( એક સગા ને ત્રણ પિતરાઇ કાકા ), અમારી બે માશીઓ, અમારાં ફોઇ ને ફૂવા, અને દલપતરામના બે પુત્રોનો શ્વસુર-

વાસઃ એ સહુ વઢવાણમાં હતાં. દલપતરામનો અંગત ભાંડરવેલો વઢવાણમાં પથરાયેલો હતો. દલપતરામના પૌત્રો ભાવભીની આંખે મોસાળ ભણી આજ નિરખે છે. પણ એ સહુને આચ્છાદતો વિરાજે છે વઢવાણના રાજવંશનો દલપતકુળ પ્રત્યેનો ભાવ. વઢવાણના રાજવીઓ ભાયાતો રાજરાણીઓ ને રાજમાતાઓએ દલપતરામને ને દલપતવંશને સદા 'અમારા' કહી સત્કાર્યાં છે. જન્મે, સ્મરણે, મૈત્રીએ, કુટુંબપરિચયે, રાજવંશના માનઆદરે દલપતકુળમાં વઢવાણભાવ પલ્લવિત થયો.

વતનભાવે દલપતરામ સદા વઢવાણને સંભારતા; ને કહેતા કે

મોતી મહેરાણ તણાં મુલકમાં માન પામે,
મોટી કીર્તિ તો તેથી દીસે છે મહેરાણની;
હીરો જો હજાર ગાઉ હેમમાં જડાય જઈ,
ખરેખરી કીર્તિ તો તેથી હીરાની ખાણની;
ભાણનાં કિરણ ભૂમિમંડળમાં ભાસે ભલાં,
ભલાઈ તો તેથી ભાસે છે વિશેષ ભાણની;
દેશમાં વિશેષ માન પામે દલપત તેથી
વઢવાણનાથની વડાઈ—વઢવાણની.

વતનના વ્હાલપવશ દલપતરામ પોતાનો કીર્તિમુગટ સદા વઢવાણને ધરાવતા.

ડાહ્યાભાઇને ચાલીસમે વર્ષે પ્રથમ પુત્ર એટલે બાળકો કુળમોંઘેરો હતો. રંકનું રતન હતું તે સહુ લાડ લડાવતું. મોસાળમાં ત્રણ મામાને અમૃતબા એક બ્હેન હતાં. અમૃત કહેતાં મામાઓનું મ્હોં સૂકાતું ને મામાઓ ભાણેજને હુલસા-

વતા. અમૃતબા બાળના વાળ ગૂંથી ન્હાનકડી અંબોડી વાળતાં. પાંચેક વર્ષની વીરી જેકોરબા ન્હાનેરા વીરને તેડી તેડીને ઘૂમતી. ડાહ્યાભાઇએ તો બાળકના બાળકોડ પૂરવાને નવો વેદમન્ત્ર રચ્યો હતો !

ભાંખડિયે ચાલતા દલપતરામ યજ્ઞશાળામાં જતા ને ડાહ્યા વેદિયાની ન્હવેણને છોતા. પાય આવ્યે દલપતરામ કનેના મહાલક્ષ્મીના મન્દિરે કે છેક સમીપના, સાખપાડોશી જેવા, જૈન ન્હાના દહેરાસરમાં ધૂ ધૂ વાગ્યે દોડી જતા. દેવના દુંદુભીઘોષથી દલપતજીવન જાગતું હતું.

દલપતરામ પછી દોઢ વર્ષે તા. ૭ મી જુલાઇ ૧૮૨૧ ને દિવસે એમના પરમ મિત્ર ફારબસનો જન્મ થયો હતો; અને દલપતરામ પછી ત્રણ વર્ષે એમના એક જ અનુજ દિનકરરામનો જન્મ થયો હતો. અમૃતબાનાં ત્રણ સન્તાનોથી ડાહ્યાભાઇનું ઘર કલ્લોલતું થયું હતું.

પૂજાટાણે પિતા પંચપાત્રી લાવવા કહે ને બે વર્ષનો બાળકડો લઈ આવે એ બાળકનો ભાવ તેમ પિતાનાં લાડ હતાં. પિતૃપૂજાની પાણીની ચંબૂડી પણ પોતે લઇ જવાની દલપતરામ બ્હેન શું રઢ કરતા. પછી તો પૂજાનો ઘીનો દીવો પણ બ્હેન નહિ ને દલપતરામ યજ્ઞશાળાએ લઈ જતા. યજ્ઞશાળા ને ઓરડા વચ્ચે ચોક હતો, ને બાળકો પાંચેકની વયનો હતો. એકદા દીવો લઈ જતાં ચોકમાં પવન વાયો, ને પૂજાદીપને અણહોલવાયેલો રાખવાને દલપતરામે, મ્હોટી બ્હેન કરતી એમ, આંગલીની ચાળનો શણગટ વાળ્યો. આંગળી સળગી ઉઠી, ભાંડુઓ દોડી આવ્યાં, ઝાળ હોલવી. બે ત્રણ અઠવાડિયે આરામ થયો, પણ સંભારણાનું ચિહ્ન

રહી ગયું. આગલે વર્ષે શીતળાની ઘાત પણ આવી ગઈ હતી. એમ

શીતળાએ અમીછાંટો નાંખ્યો, ને થોડે અન્ને ઉછરિયાં; સુદામાજીનાં બાળકોની પેઠે અગ્નિહોત્રી ડાહ્યા વેદિયાનાં બાળકો ઉછરતાં હતાં.

છઠ્ઠે વર્ષે બાળકે પિતા કને હઠ લીધી કે ત્હમે ભણો છો એ ભણાવો. કર્મકાંડપરાયણ પિતાથી અનુપવીત શુદ્રવત્ પુત્રને વેદમન્ત્ર ભણાવાય કેમ ? પણ બાળહઠ જબ્બર હતી, ને બાળહઠ આગળ વિદ્વદ્‌હઠ હારી. રઢે ચ્હડયા શ્રી કૃષ્ણજીને જસોદામાએ પાણીના થાળમાં ચાંદલિયો ઉતારી દીધો હતો એવું ડાહ્યા વેદિયાએ કર્યું. વેદઋચા તો શિખવાય નહિ તે સામસ્વરના ઘાટમાં મણમણની વેદઋચા રચી:

काका हाउ। सोमा हाउ। फइ रत्नी हाउ। मग मोळा हाउ। चोखा हाउ। बा खा हाउ। ना'ष्या हाउ। चणिक चीभडीनो वेलो हाउ हाउ हाउ ॥

ને બાળકને એ કૃત્રિમ સામઋચા શિખવાડી. પણ કેટલેક કાળે બાળક કળી ગયો કે વડિલ ફોસલાવે છે. મદ્રાસીઓ માને છે કે અન્ત્યાક્ષર મ્ આવે તે સંસ્કૃત; તેમ ડાહ્યા વેદિયા દલપતરામને મનાવતા કે અન્ત્ય પદ હાઉ આવે એ સંહિતામન્ત્ર. બાળપુત્રે વેદમૂર્તિને કહ્યું: આમાં હાઉ હાઉ છે; પણ ત્હમે ભણો છો તે ક્યાં છે ? ત્હમે ભણો છો એ ભણાવો. વૈદિક કર્મકાંડપરાયણ ડાહ્યાભાઇથી વેદાજ્ઞા કેમ લોપાય ? ને પુત્રની સદ્‌જીજ્ઞાસા તો પૂરવી હતી. બીજી વારકો ડાહ્યાભાઇએ નવીન સામમન્ત્ર રચ્યો. આ વેળા છેક અર્થહીનતા ન હતી. એક અનુષ્ટુપ ઘડયો:

गृहीणामिदमातिथ्यं कुर्यात् संवत्सरं प्रति।
आरोग्यधनसंपन्नो जीवेत् वर्षशतन्नरः॥

ને એ અનુષ્ટુપનાં પદ પાડી, સ્વરોચ્ચારની માત્રાઓ ચ્હડાવી, અનુષ્ટુપમાં સામગાન મૂક્યું; ને એ ડાહ્યાઋષિરચી નવસામઋચા દલપતરામને શીખવી.

गृही हाउ। णा हाउ। मिदमातिथ्यम् हाउ। कुर्यात् हाउ। संवत्सरं प्रति हाउ हाउ। आरोग्यधनसंपन्ना हाउ। जीवेत् हाउ। वर्ष हाउ। शतम् हाउ। नरः हाउ हाउ हाउ॥

લાડકવાયાને કાજ ડાહ્યા વેદિયે એમ નવ વેદમન્ત્ર રચ્યો ને ભણાવ્યો.

પંખીનાં એ પહેલાં ઉડવાં હતાં. સંસારની ઘણી કુંજો એવી ગુલાબકુંજો છે: અણપ્રવેશ્યાંને આકર્ષે છે, પ્રવેશ્યાંને કાંટા ભોકે છે. કાંટા ન વાગે ને ગુલાબ વીણે એવા ચતુર સંસારમાળીઓ કેટલાક છે?

છ વર્ષનો બાળ થયો ત્યહાં સૂધી અમૃતબા પુત્રની અંબોડી ગૂંથતાં. ઘરની એવી બાધા હતી કે દલપતરામના ગર્ભવાળ બહુચરાજીએ ઉતરાવવા, પાંચ બ્રાહ્મણ જમાડવા, માતાને કૂકડો ચ્હડાવવો, ને પછી જનોઇ દેવું. સં ૧૮૮૨ ની નવરાત્રીમાં મ્હોટા મામા પ્રભુજી બાધા મૂકાવવા ભાણેજને બહુચરાજી લઈ ગયા હતા. દલપતરામ કહે છે કે 'માતાને કૂકડો એમ ચ્હડાવાતો કે જ્યારે લોકો ત્યાં જાય ત્યારે માતાના પાવૈયા કૂકડા હાથમાં લઇને લોકોની સામા આવે અને પૂછે કે કોઇને કૂકડો લેવો છે? પછી ટકો આપીને જેને કૂકડો લેવો હોય તે લે. પછી એ કૂકડો માતાના

ગોખમાં મૂકી કહે કે માતા! માની લેજે. એટલે કૂકડો તો ઉડીને બહાર જતો રહે.'

વૈશ્યપુત્રને લેખણના કોડ ને બ્રાહ્મણપુત્રને જનોઇના કોડઃ એમ બાધા મૂકીને ઘેર આવ્યે પુત્રે જનોઇ પ્હેરવાની રઢ લીધી. આઠમે વર્ષે બ્રાહ્મણપુત્રને ઉપનયન કરવું: **गर्भाष्टमे वा.** નિત્યશઃ બ્રહ્મપુત્રોનો ઉપનયનસંસ્કાર કરાવનાર ડાહ્યા વેદિયાથી ગૃહ્યસૂત્રનું એ વિધિવાકય ઉલ્લંઘાય કેમ? પિતાએ મન્ત્રવિહીન ખોટી જનોઈ પ્હેરાવી પુત્રનું સમાધાન કીધું.

કુળમોંઘેરા દલપતરામ ફરતી બાધાઆખડીની સંરક્ષણવાડો ઝાઝેરિક વળાઇ હતી. ઇસ્લામના દેવને યે દલપતરામને રક્ષવાને ન્હોતર્યા હતા. એમને કાજે એક બાધા એ હતી કે વર્ષોવર્ષ એમને તાબૂતના ફકીર કરવા. દલપતરામ કહે છે કે સ્વામી નારાયણની ધર્મદીક્ષા લીધી ત્ય્હાં સૂધી, એટલે કે ૧૪ મા વર્ષ પર્યન્ત, વર્ષોવર્ષ તાબૂતના ફકીરનું નાડુ એમણે હાથે બાંધ્યું હતું, તાબૂતને નાળિએર ચ્હડાવ્યું હતું, ને લોબાનનો ધૂપ ધરાવ્યો હતો. અગ્નિહોત્રીના પુત્ર તાબૂતના ફકીર થતા જાણ્યા છે ને હજ પઢી આવેલા હાજીને મૂર્તિમન્દિરમાં ઉમંગે ઘૂમતા દીઠા છે. પરસ્પર એ ભાવ હોય ત્ય્હાં સૂધી હિન્દુઇસ્લામનો એખલાસ હોય. ઇસ્લામીઓ હમેશાં દલપતરામને પોતાના માનતા.

પછી પુત્રનો આગ્રહ જોઈ ડાહ્યા વેદિયે પાટલા ઉપર છાણમાટી લીંપ્યાં ને ઘૂંટવાને માટે મંહી મૂળાક્ષરો કોતરી આપ્યા. ॐ **नमः सिध्धम्**ની નીચે લખ્યો દેવનાગરી કક્કો અગ્નિહોત્ર સમીપે દલપતરામ ઘૂંટવાને બેઠા. વચ્ચે વચ્ચે સ્વહારેસહાંજે પિતા શ્લોક મ્હોઢે કરાવતા. જોડાક્ષર કોક

ઓળખડો બોલાતો, પણ તે શ્રુતિમન્ત્ર ન હતો, એટલે પિતા નભાવી લેતા. વિધિ અને નિષેધ ઉભય પાળવે ડાહ્યો વેદિયો પ્રચંડ વેદમાર્ગી ને કર્મકાંડી હતા.

પછી સામવેદીય બળેવ હતી; બેસતો ભાદ્રપદ હતો; ભોગાવાની સરવાણીને કાંઠે સામવેદીઓની ઠઠ જામી હતી. સામવેદનો ઉત્સવ હતો. બ્રાહ્મણસંસ્કાર પાડવાને ને આનન્દાવવાને શણગારી શણગારી બાળકોને પણ ભૂદેવોએ સંગાથે લીધાં હતાં. ભોગાવાના આલઉઘાડા પગથારમાં વડિલો ક્રિયમાણમાં ગૂંથાયા ને બાળકો રમવામાં ગૂંથાયાં. ડાહ્યાભાઈએ દલપતરામને સાજાવટથી હારે લીધા હતા. ભોગાવાનો રેતીનો દડ તો મહાવીર સ્વામીના યુગથી લોકપ્રસિદ્ધ છે. બાળકો દડમાં દોડતાં, રમતાં, ઘર કરતાં, દહેરાં રચતાં. ત્રાંબાના ગાલાની ને સોને મઢેલી હાંસડી દલપતરામને પહેરાવેલી હતી તે રમતાંરમતાં દડમાં ક્યહાંક પડી ગઈ. ક્યહાં ને ક્યહારે પડી એનું રમતલીન દલપતરામને ભાન ન રહ્યું. કો સાથીડાએ પૂછ્યું કે ત્હારી હાંસડી ક્યહાં ? ત્યહારે જાણ્યું કે હાંસડી ખોવાણી હતી. બાળક રોવા લાગ્યો; મ્હોટેરાઓમાં વાત ગઈ. ડાહ્યાભાઈ આવ્યા, રોતા બાળકનું સાન્ત્વન કીધું. પછી નદીની આછીપાતળી જળવેળમાં ને ભોગવાના દડમાં દન્તાળીથી હાંસડીને શોધી. પણ પૃથ્વી ગળી જાય તે પાછું આપે છે ?

મૂળાક્ષર આવડયે ડાહ્યાભાઈએ દલપતરામને બારાખડી ( બારાક્ષરી ) શીખવી. વેદકાળથી પ્રણાલિકા છે કે પિતા તે બાળકનો પ્રથમ ગુરુ. હજી ડાહ્યા વેદિયાના ઘરમાં વેદ વિદ્યમાન હતા.

પછી સં ૧૮૮૪ની વસન્તીપંચમીએ દલપતરામનો ઉપનયનસંસ્કાર થયો, બ્રાહ્મણનો બ્રહ્મજન્મ પામ્યાં, ને દ્વીજત્વને વર્યા. આપણા સંસ્કારો હવે તો સત્ત્વના પડછાયા જેવા રહ્યા છે. પણ અક્ષરો યે વિચાર ને ભાવના પડછાયા જ છે ને ? એ પડછાયા છે ત્ય્હાં સૂધી સત્ત્વનાં સંભારણાં છે.

એ વસન્તપંચમીએ દલપતરામ બ્રાહ્મણ થયા; ને બ્રાહ્મણભાવે સોરઠમાં હવે વિચરવા લાગ્યા. દક્ષિણા મળતી ને દેશ જોવાતો. પ્રથમ બ્રાહ્મણપર્યટનમાં દલપતરામને દક્ષિણા મળી ને સાક્ષાત હરિદર્શન થયાં.

ફાગણ શુદ ૮ નું ગઢડામાં કનકા તરવાડીની માનું વર્ષી હતું. કનકા તરવાડીએ ગોહીલવાડનાં બત્રીસ પાદર ઘેર તેડયાં હતાં, ને જનોઈ દીઠ રૂપિયો રૂપિયો દક્ષણા આપી હતી. વઢવાણથી ચાલીશેક શ્રીમાળીઓ ગઢડે ગયા હતા. ડાહ્યા વેદિયા પણ ગયા હતા, અને પુત્રનો બ્રાહ્મણહક્ક બ્રહ્મમંડળમાં સ્થાપિત કરવાને પુત્રને પણ સાથે લીધો હતો. ચોરીપૂજની અન્ય ખબરો સાંભળતાં સાંભળતાં ને બ્રાહ્મણહક્કની દક્ષિણા લેતાં લેતાં ડાહ્યો વેદિયો અને દલપત વેદિયો ઠેઠ કુંડલા સૂધી વિચર્યા હતા. ત્હારી પેઠે આગગાડીમાં ? કે ત્ય્હારની બેલગાડીમાં ? રખેને ભૂલતો, વાંચક ! સિંહ કે હરણાં સમા સંન્યાસીઓ ને બ્રાહ્મણો ત્ય્હારે પરિવ્રાજક–પગે ચાલીને દેશઘૂમનાર હતા. આજ યૂરોપમાં ને આપણે દેશે મોટરગાડી ને આગગાડીમાં ઘૂમી Back to Natureનાં પ્રવચન કરવાના પાઠ ભજવાય છે !

પુત્રની ને પોતાની દક્ષણાપ્રાપ્તિમાંથી ડાહ્યાભાઈ કને સાતઆઠ રૂપિયા થયા હતા. સાતઆઠ રૂપિયા હારે લઇ દેશમાં

ફરવું એ ડાહ્યાભાઇને જોખમ લાગ્યું. લીમડીના એક સ્વજ્ઞા-
તિજન પાછા વતને વળતા હતા. એમને રૂપિયા આપ્યા ને
કહ્યું: પાછા વળતાં લેતા જશું. કુંડલેથી વઢવાણ પાછા
વળતાં ડાહ્યાભાઇ એ ધન લેવા ગયા. એ સજ્જને કહ્યું: વપ-
રાઇ ગયા છે, આવ્યે આપીશ. આખરે એ રૂપિયા આવ્યા
નહિ ને ડાહ્યાભાઈએ એમનો નાતવ્હેવાર તોડી નાંખ્યો.
બ્રાહ્મણને છાજે એવો ડાહ્યાભાઇનો વ્યવહાર શુદ્ધ હતો,
જીવન પવિત્ર હતુ, વિદ્યા વિપુલ હતી, પ્રતિષ્ઠા સારી હતી;
પણ સાત રૂપિયા જોખમ ગણાય એવી એમની બ્રાહ્મણ
શોભતી ધનિકતા હતી.
ગઢડામાં કનકા તરવાડીની માતાના વર્ષીની તિથિએ
દલપતરામને એમના શ્રીહરિનાં સદેહે દર્શન થયાં.
સ્વામી નારાયણને પ્રગટ થયે પચ્ચીસી વીતી ગઇ હતી
ગુજરાતભરમાં પોતે ઘૂમતા, ઠામઠામ સમૈયા ભરતા,
સદ્ધર્મ સ્થાપતા. ગઈ શિવરાત્રીનો સમૈયો એમણે ગિરનારની
છાયામાં જૂનાગઢમાં કીધો હતો. શ્રીમાળીઓના એ દેશતેડાની
તિથિએ જ શ્રીજી મહારાજ જૂનાગઢથી ગઢપુર પધાર્યા.
બ્રાહ્મણોએ વાત સાંભળી કે શ્રીજી આવે છે, એટલે આવન્તી
સ્વારી જોવાને સહુ બજારમાં ગયા. નહિ અન્ધારૂં, નહિ અજ-
વાળું—સન્ધાકાળનો સમય હતો. મહારાજ માણકીએ અસ્વાર
હતા. સન્તો હરિભક્તો પાર્ષદોનો સંઘ હારે હતો. કીર્તન
ગવાતાં હતાં. ધીમે ધીમે, રાજેશ્રીપગલે, સવારી ચાલતી હતી.
બજારના ચોક વચ્ચે કીર્તનમંડળી ઘડીક થંભીઃ જાણે ગામને
કહેતી ન હોયને કે શ્રીજી મહારાજ આવ્યા છે. શ્રીજીની
સવારી દાદા ખાચરના દરબારમાં પધારી. પિતા અને સકળ

બ્રહ્મમંડળની સંગાથે બાળક દલપતરામે દરબારમાં દર્શને ગયા હતા. ઘોડીએથી ઉતરી, ઘોડી ભગૂજીને સોંપી, શ્રીજીએ સભા ભરી. ઉગમણા બારના ઓરડાની ઓશરીએ ઢોલિયો ઢળાવી મહારાજ વિરાજેલા હતા. ફરતું સન્તમંડળ ને સન્મુખ હરિભક્તો વિરાજેલા હતા. ભૂદેવોને સભામાં પધારતા જોઈ શ્રીજીએ હસતે વદને વન્દનસત્કાર દીધો. બાળ દલપતરામનાં દ્રષ્ટિ ને વૃત્તિ તો શ્રીજીમાં જ પ્રોવાયેલાં હતાં. શ્રીજી મહારાજ સન્મુખે શ્રીમાળીસમાજની સભા ભરાઇ. ગઢડાના મ્હોટા મન્દિરનો—ગોપીનાથજીનાં શિખરોનો પાયો નંખાયો હતો. લોક કહેતા કે અહીં મ્હોટું દેવમન્દિર થવાનું છે. બ્રહ્મસમાજ નિરખીને મહારાજે બ્રાહ્મણના ધર્મ વિશે ઉપદેશ ઉચ્ચાર્યો. બ્રાહ્મણો રંજન પામ્યા, ને શ્રીજી મહારાજની જય ઉચ્ચારી ઉઠતા હતા ત્ય્હાં શ્રીજીએ પ્રશ્ન કર્યોઃ ભૂદેવો છો, પૃથ્વીના પૂજ્ય છો; હવે કોઈ વર્તમાન ધરો છો ? બ્રાહ્મણો પંચવર્તમાન પાળે તો બીજી વર્ણો યે પાળતાં શીખે. અમે કાંઇ અધર્મ ઉપદેશતા નથી, શાસ્ત્રસંમત સદ્ધર્મ સ્થાપિયે છીએ. અમે શાસ્ત્રોને ઉથાપવા નથી આવ્યા, શાસ્ત્રમર્યાદાને સ્થાપવાને આવ્યા છીએ. શાસ્ત્ર ને બ્રાહ્મણ અમારે સદા પૂજ્ય છે. કેટલાક બ્રાહ્મણો વર્તમાન ધરવાને ઉભા થયા. નિયમનો સંકલ્પ કરવાને શ્રીજીએ પાણી મંગાવ્યું. દલપતરામના મામા પ્રેમાનન્દે ત્ય્હાં શ્રીજીને વરદ હસ્તે પંચવર્તમાન ધારણ કીધાં. દલપતરામનું સ્વામીસંપ્રદાય અંગિકારવાનું બીજ ત્ય્હારે નંખાયું. પણ બીજ તો પૃથ્વીના પડની ભીતર અદશ્ય હોય છે ને ? નરી આંખે બીજ દેખાતું નથી.

દલપતરામને શ્રીજી મહારાજનાં આ પ્હેલ્લાં ને છેલ્લાં દર્શન હતાં.

ગઢપુરમાં ત્ય્હારે શ્રીજી મહારાજ નવબ્રાહ્મણ દલપતરામને એક જીવનસંભારણું આપતા ગયા. સારો સંપ્રદાય જાણે છે કે માણકી ઘોડી શ્રીજીની માનીતી ઘોડી હતી, ને ભગૂજી પાળા શ્રીજીના માનીતા પાર્ષદ હતા. માણકીએથી ઉતરી, હાથ લાંબો કરી, શ્રીજી મહારાજે ભગૂજીને કહ્યું: ભગૂજી! ઘોડીને પાવરો મ્હેડાવજો. સાદી વાત ને સાદી કડી. શીત્તેરેક વર્ષોની વિધવિધવર્ણી જીવનલીલા પછી દલપતરામ કહે છે કે 'એ વાક્ય ને એ લટકું મારા અન્તઃકરણમાં એવાં તો સજડ ચોટી ગયાં છે કે એ લટકું હજી પણ મને વિસરાયું નથી.' સહજાનન્દ સ્વામીનાં મુદ્રાઆકર્ષણ એવાં હતાં. શીત્તેર-શીત્તેર વર્ષના સંસારપડછાયા પણ એ આકર્ષણના અક્ષરોને ભૂંસી શક્તા નહિ.

શ્રીજી મહારાજ એ પછી બેએક વર્ષે અન્તર્ધાન થયા; પણ આઠ વર્ષના દલપતરામને આયુષ્યસંભારણું આપતા ગયા. સહુને જીંદગીનાં સોંઘેરાં સ્મરણરત્નો હોય છે; દલપતરામને યે હતાં. શ્રી હરિનાં સાક્ષાત દર્શન દલપતજીવનનું અણમોલું આયુષ્યસંભારણું હતું.

કૃત્રિમ સામમન્ત્ર, કૃત્રિમ યજ્ઞોપવીત, તાબૂતનો ફકીર, શ્રીજી મહારાજનાં દર્શનઃ દલપતરામનાં બાળસ્મરણો બાહ્મણવર્ણી ને લોકોત્તર હતાં.

---

# પ્રકરણ ૫મું, કાવ્યપાંખડીઓ ઉઘડી

વળા અને વઢવાણ, પછીથી પાટણપુર વસ્યું. (પ્રાચીન)

વઢવાણનું અસલ નામ વર્ધમાનપુરી. મહાવીર સ્વામીના સમયનું એ શહેર. પહેલાં વળા ને વઢવાણ, અને પછી અણહિલ્લપુર પાટણ: એવો ઇતિહાસ છે,

વઢવાણ એટલે સોરઠનું પ્રાચીન નાકું. સોરઠના અર્વાચીન નાકાનું ગાયકવાડી થાણું—રાયસાંકળી—વઢવાણથી પાંચેક ગાઉ અગ્નિદિશે છે, ઈંગ્રેજી થાણું—વઢવાણ કાંપ—વઢવાણથી એએક ગાઉ વાયવ્ય દિશે છે. ગિરનારથી પાટણનો રાજમાર્ગ વઢવાણને અડકીને જતો. રાજસતી રાણકદેવડીની દહેરી, દુર્ગ ઉપરથી દેશવિસ્તારને નિહાળતી, ત્‌હાં ભોગાવાને કાંઠે છે. રાજમહેલ, જૈન મ્હોટાં દહેરાસરની ન્હાનકડી અંજનશલાકા, ન્હાનું દહેરૂં, મહાલક્ષ્મીનું મન્દિર, ને પ્રભાસના યાત્રિકોને કાજ માધવ પ્રધાને વઢવાણની પરવાડે બન્ધાવેલી માધાવાવ: આજે યે વઢવાણનાં એ જૂના શણગાર છે. બાબરા ભૂતને વશ કરનાર હરપાળ મકવાણાના વંશજોનો ત્‌હાંનો રાજવંશ. હળવદના રાજ ચન્દ્રસિંહજીના યુવરાજ પૃથ્વીસિંહજીને વઢવાણ જીવાઇમાં મળ્યું હતું. યુવરાજ પૃથ્વીસિંહજીએ જૂનાગઢથી અમદાવાદ જતો બાદશાહી ખજાનો લૂંટયો હતો તેથી અમદાવાદમાં તે આજીવન રાજકેદી હતા. રાજ ચન્દ્રસિંહજીના દેવ થવે એમના ભાઇ રાજ આશકરણજી હળવદની ગાદીએ બેઠા ત્‌હારે યુવરાજ પૃથ્વીસિંહજીના પાટવી કુમાર સુલતાનસિંહજીએ વાંકાનેર જઈ ગાદી કીધી, અને પૃથ્વીસિંહજીના ફટાયા કુમાર રાજાજીએ પિતાની જીવા-

ત્‍હારે નિશાળે બેસાડતી વેળા વરઘોડો ચ્‍હડાવતા; રંગેલી ને ચીતરેલી પાટી લઈ ગાજતેવાજતે કુંવર નિશાળે જતા. લાકડાની પૂતળી સરિખડી સરસ્વતીની પ્રતિમા શાળામાં રહેતી; ત્‍હેનું સરસ્વતીપૂજન થતું. પંડયાને દક્ષણા મળતી, બાળકોને છૂટી મળતી. આઠમે વર્ષે ડાહ્યા વેદિયાના કુંવર એમ નિશાળે બેઠા. સરસ્વતીપૂજન વેળાએ પંડયાએ નવ-નિશાળિયા બાળ દલપતને મ્‍હોપાટ લેવરાવી હતી, તે શીત્તેરેક વર્ષ પછી પણ વૃદ્ધ દલપતને સ્મરણેથી ભૂંસાઈ ન હતી.

કક્કો કેવડિયો, ને ખખ્ખો ખારેકિયો; ગગ્ગા ગવરી ગાય થાય, ઘઘ્ઘો ઘંટ ચ્‍હડાવ્યો જાય. ચચ્ચાજીની ચોપડી, ને છછ્છાજીનો પોટલો. જજ્જો જેર વાણિયો, ને ઝઝ્ઝો ઝેરી સરીખો. ઠઠ્ઠાજીની ગાંઠ, ને ઢઢ્ઢાજીની પૂંઠઃ રેણે તેણે સરીખો. દદ્દો દીવેટિયો, ને ધધ્ધો ધંધોપિયો. પપ્પા પ્‍હોળી પાટ, ને બબ્બાનું ચાંદરણું થાય. ભભ્ભે માચું લેંસલું, ને મમ્મો મોરકો. યયો પારસપેટીકો, ષષો ખુદ્દો ફાડિયો. લેરે લાછુ પાણી લાવ, ને માઢો મોટો ઘડો ચ્‍હડાવ. સાસર બે દન્ત, ને હાહર બે પગ.

સમસ્ત શાળાનાં બાળકો ઉત્સવના ઉત્સવિયા હતા, તેમ એ મ્‍હોપાટના મ્‍હોપાટિયા હતા. ગુજરાતી લિપિના દલપતરામને એ પ્રથમ સંસ્કાર.

નિશાળ એટલે બસ્સેંક બાળકો માય એવડો એક ઓરડો. પાથરણે ફાંડા સમાણી ધૂળ. પંડયાજીને બિરાજવાને પાટ જેટલી ઉંચી ઓટલી. ફાટેલી સાદડી કે જાજમ પાથરી, પાઘ ઉતારી, ખભે ચાબખો ભરાવી પંડયા ત્‍હાં સિંહાસનસ્થ થાય. એ ચાબખો એટલે પંડયાજીનો રાજદંડ. વીંઝ-

ણાની પેઠે એ અખંડ વીંઝાતો જ હોય. અડધાક હાથની રાતી દાંડી, ને ચામડાની ત્રણ લાંબી સેરોઃ એવો ત્રિજટાળો પંડયાજીનો ચક્રવર્તી ચાબખો હતો. લૂગડાની બેત્રણ દડીઓ પંડયા રાખતા. પંડયાજીની નેમ હતી બાણાવળી સમી. બોલાવવો હોય તે બાળકને દડી મારે, ને આવે ત્યહારે ચાબખો મારે. શહેરમાં ફરે કે રાજદરબારે જાય ત્યહારે પણ, ભીમને સ્કન્ધે ગદા તેમ, પંડયાજીને સ્કન્ધે ચાબખો હોય જ. રજપૂત તરવારે ઓળખાતો, એમ પંડયા ચાબખે ઓળખાતા.

અડધ શાળામાં મ્હોપાટિયા બેસતા, અડધમાં લખનારા બેસતા. સોળે આંક મોઢે થાય પછી લખવામાં બેસારતા. એક આંકની મ્હોપાટ આવડયે બીજા આંકમાં બેસારે, ને આંકે આંકે પંડયા ચાર આના લે. ત્રણ બાળક સ્હામા બેસે ને એકએક બાળક બે પડખેઃ એ પંચકડીની વચ્ચે ઉપરી હવાલી બેસતો. સોળ આંક ભણી લખનારામાં જાય ત્હેને એક દહાડો લખવાનું ને એક દહડો હવાલીનો વારો ભરવાનો. 'નિશાળ એવી ગાજી રહેતી કે બોલાવ્યે છોકરા સાંભળે નહિ. આસપાસના દસદસ ઘર સૂધી સંભળાય કે છોકરા ભણે છે.' દડી મારી બાળકને ન્હોતરવાની સાર્થક્તા હવે સ્હમજાશે.

પહોરવારે પાણીબાણીની શાળાને છૂટી પડતી. સૌસૌને ઘેરથી પાણીની બતક ભરી લાવતું. પંડયાના રાજ્યમાં Democracy હતી. સુદામાજીની હારે શ્રીકૃષ્ણ બેસતા તેમ સોનાકલ્લીઓવન્તાં શાહુકારનાં બાળકો રંકની હારે ત્યહાં ધૂળમાં બેસતા. ધૂળમાં જાવા ચે હોય ને કરડેઃ કણ્વને ભમરો ન્હોતાકરડયો?

આંક પૂરા થયે કક્કો શિખવાતો; પણ બારાખડી શિખવાતી નહિ. બારાક્ષરીનો વ્હેપારીઓને વાંધો હતો. ચૌટામાં બાડિયા અક્ષર પ્રવર્તતા.

સવશતશરી રાજનગર માંહે શુભસ્થાને, પૂજારાધે, તમોત્તમો (ઉત્તમોત્તમ), આરાચનની આણ (અર્ચનીય), સકળગુણનિધાન, ચૌદવિદ્યાજાણ, પંખીઓના પ્રાગવડ, પરનારી-સહોદર, શેઠ શરી પાંચ ભૂખણદાસ ભવાનીદાસની ચરણ-જીવી. એતાન શ્રી———થી લખીતંગ———ના ઝવાર વાંચજો- શેઠની ખેમાખુશાલીના કાગળ લખજો. અપરંગ બીજું શેઠ વડા છો, ચંતા કરો છો, ચંતાના ધણી છો; તે થકી સેવક જાણીને મળવા વહેલા પધારજો. કામકાજ લખજો. જોઇતુંકરતું મંગાવજો. સં. ૧૮૮૪ના વરખે ચૈતર શુદી——. કક્કો આવડી રહ્યે આમ કાગળની મ્હોપાટ લેવરાવાતી.

કાગળ પછી ખત, ને ખત પછી હૂંડી, ને હૂંડી પછી નામું: એમ અભ્યાસક્રમ હતો. તે પછી ગોળનાં ઘીનાં દાણાનાં લેખાં શિખવાતાં. એટલું ભણે ત્યહારે ભણી ઉતરે.

એ ત્યહારનું પ્રાથમિક શિક્ષણ. આજ માધ્યમિક શાળામાં પ્રવેશતા વિદ્યાર્થીને નામું લખતાં આવડે છે? હવે તો બત્રીસબત્રીસ રામ પૂછો તો ગુણાકાર મંડાય ને લેખું પૂછો તો ત્રિરાશી મંડાય.

હોંશિયાર હોય, વાચાળ હોય, પ્રતાપી હોય ત્હેને પારખી પંડ્યા વડો નિશાળિયો નીમતા. વડો નિશાળિયો નિશાળે વ્હેલો આવે, મ્હોપાટ ઘેર ભણી ગયાની સૌની ચીઠ્ઠી વાંચે, કોણકોણ મજરો (ઘેરથી આંક લખી લાવવા તે) નથી લાવ્યું એ નોંધે, કોણ કોણ મોડું આવ્યું એ લખી રાખે.

પહોર દહાડો ચ્હડયે પંડયાજી આવે, છોકરા હારબંધ ઉભે, વડો નિશાળિયો વહી વાંચેઃ

ફલાણા ફલાણા સજરો ન્હોતા લાવ્યાજી;
ફલાણા ફલાણા મોડા આવ્યા હતાજી.
પછી પંડયાજીનો ચાબખો વીંઝાય.

સ્હવાર ને સ્હાંજ – નિશાળ બે ટાણાં હતી. સાતમને દિવસે પાટલાસંજમણી થતી. કોરી ખડી ઘેરથી સહુ લાવે તે નિશાળમાં ખ્હલાળીને પાટી ઉપર ચોપડાતી. આઠમના ને અમાસપૂનમના અણોજા પડતા. બારશના દાણા કે સીધું લાવવાનું હતું. ચોમાસામાં પાંચપાંચ નળિયાંનો બાળકદીઠ પંડ્યાકર હતો. ભીંતમાં ગોખલો હતો; મંહી શાળાની અધિષ્ઠાત્રી સરસ્વતીની મૂર્તિ રહેતી. કોઇ નબળા વિદ્યાર્થીના વાલી કહે કે પંડયાજી ! છોકરાને ભણતર ચ્હડતું નથી; તો પંડયા કહેતા કે સરસ્વતીને નાળિયેરનું તોરણ બાંધો. ટાંગાટોળી વિના નિશાળે ન આવનારાં બાળકો ત્હારે યે હતાં.

ચંડીપાઠ, મહિમ્ન, ટીપણું જોવું, ચોઘડિયાં પંચક વ્યતિપાત કહેવાં, ગ્રહોના મન્ત્ર જપવા, પૂજા કરાવવીઃ એ પંડયાનો જ્ઞાનભંડાર હતો. પંડયા જાતે ઉદિચ્ય બ્રાહ્મણ હતા. ગુજરાતી કે સંસ્કૃત વ્યાકરણ એમના પૂર્વજ ભણ્યા હતા. બોડિયા જમાનામાં એમને એ ભણાવવાનું હતું નહિ.

વઢવાણના એ બાળવિદ્યાગુરુ; દલપતરામના એ પ્રાથમિક શિક્ષક. ખરે છે કે ટ્રેનિંગ કોલેજની આજની પરિક્ષામાં પંડયાજી નાપાસ થાય. પણ પંડયાજી જે પરિક્ષામાં પાસ હતા તે પરીક્ષામાં આજના 'સીનીયરો' કેટલાક પાસ

થાય ? ત્હારનો સંસાર માગતો તે પંડ્યાજીને આવડતું હતું.

નરસિંહ મહેતાની વ્હેલના જેવી નિશાળ દોહળી હતી. સં. ૧૮૮૮ ની સાલમાં એક સ્હાંજે નિશાળમાં રજા પડી, છોકરા ઘેર ગયા. પછી પીતાંબર પંડયાએ તાળુ વાસવા બારણું ખેંચ્યું, એટલે બારણું ને બારસાખ ને ભીંત ને છાપરૂં સહુ કડુડુડુ ભૂસ કરતું પંડયા ઉપર પડયું ને પંડયાજી દટાણા.

કકડે કકડે અઢીક વર્ષ દલપતરામ એ શાળામાં ભણ્યા. ડાહ્યો વેદિયો ને પંડયા બન્ને વઢવાણના વિદ્વાનો ને પૂજ્ય હતા, પરસ્પર હેત હતું; એટલે દલપતરામને ક્ય્હારેક ક્ય્હારેક વડા નિશાળિયાનો 'ચારજ' મળતો.

દલપતરામના બાળપણાના એ આનન્દદિવસો હતા. પણ કોઇની યે એ ઋતુ સદા પ્રવર્તી છે ? એ ઋતુ દલપતરામને જીવનસંભારણું હતી.

વઢવાણનું રાજકુટુંબ વસ્તી ઉપર અસલથી વાત્સલ્ય-ભાવ પાથરે છે. ઠાકોર સાહેબ રાયસિંહજીનાં માતુશ્રી ગોહીલ બાજીરાજબાને પાચે ચાલી બહુચરાજી ને અંબાજીની યાત્રાની બાધા હતી. સં. ૧૮૮૫ માં બાજીરાજબાએ શહેરમાં સંઘનો પડો વગડાવ્યો. ઠાકોર સાહેબ ત્હારે દોઢેક વર્ષનાં બાળ હતા. 'રક્ષણનો બંદોબસ્ત સારો હોવાથી ઘણાં માણસ સંઘમાં ગયાં હતાં.' રાજમાતા, અને પાચે ચાલીને પધારવાનાં: એટલે વસ્તીમાં ભાવની ભરતી ચ્હડી હતી. નવેક વર્ષના દલપતને લઇ ડાહ્યો વેદિયો પણ સંઘમાં ગયા હતા. વેદમૂર્તિ વિના સંઘની ધર્મપાંખ અધૂરી રહે. ચૂંવાળમાં થઇ સંઘ આરાસુર ગયો. હાથીને પગલે સંઘ

નિત્ય ચારેક ગાઉ ચાલતો. રેતીનાં રણ, નદીઓનાં વહેણ, પર્વતોની હારમાળાઃ અણસ્હમજુ દલપતરામની આંખ અણસ્હમજ્યે કુદરત પીતી હતી. વળતાં કાર્તિકી પૂર્ણિમા સિદ્ધપુરના મેળે કરી હતી. કુમારિકામાં ન્હાઈ ડાહ્યાભાઈએ સરસ્વતીતીરે માતૃશ્રાદ્ધ સરાવ્યું હતું. સંઘમાં દલપતને તો ગમ્મત હતી. ઘરની દિવાલો કે શહેરનો કોટ ત્ય્હાં ન હતાં; નિઃસીમમાં ને નિર્બન્ધમાં રમવાનું ને દોડવાનું હતું; ગાડા નીચે સૂવાનું હતું. બહુચરાજી ને અંબાજીમાં ઘણા વરૂણી બ્રાહ્મણોને સપ્તશતીના પાઠ કરતા જોઈને દલપતરામને થયું કે હું યે એ ભણું. મનઉગ્યો ભાવ પિતાને કહ્યો. પિતા તો વેદવિદ્યાના અનન્ય ઉપાસક હતા. વધા શાસ્ત્રીયવિદ્યા નાસ્તિ.

મહર્ષિ દયાનન્દ સરસ્વતી કરતાં ડાહ્યા વેદિયાની વેદનિષ્ઠા ઉતરે એવી ન હતી. ડાહ્યાભાઈ ઘરમાં ને ગામમાં વેદઘોષણા કરતા, દયાનન્દ સ્વામી ભારત ભરી વેદઘોષણા કરતા. સ્વામીજીને બુદ્ધ ભગવાન જેટલી આયુષ્યઅવધ હોત તો કદાચ જગત ભરીને વેદઘોષણા ગજાવત. પણ બન્ને ય અપૌરુષેય વેદચોમુખજીના અનન્ય ભક્તો હતા. એવા નન્ય ભક્તો દેવત્વને ઝીલે છે.

એ સાલમાં સ્વામીનારાયણના સાધુઓએ વઢવાણને પાદર દેખા દીધી. ધર્મતળાવની પાળે સન્તો ઉતર્યા હતા. રહેવું તો હતું થોડુંક જ, પણ ગામમાં હાક વાગી ગઈ કે સ્વામીના મૂડિયા આવ્યા છે. લોક ત્ય્હારે માનતું કે સધુઓ મન્ત્રજન્ત્ર જાણે છે, ભૂરકી નાંખે છે, બાળકોને ફોસલાવી જાય છે. જસોદામા કહાનને શોધવાને નીકળતાં

એમ બાઇઓ છોકરાંવને ગોતવા નીકળી. અમૃતબા યે દલ-પતને શોધવા ચાલ્યાં. ગઢ બહાર લાખૂવાવની પેલી પાર દલપત તો રમણે ચ્હડયો હતો, ધર્મતળાવની પાળે સૂક-વેલાં સાધુનાં ભગવાં આઘેથી નિહાળતો હતો, એ જોગિયા રંગનો વૈરાગ્ય વણસ્હમજ્યે વાંચતો હતો. પછી તો એ ભગવાં નિત્યપૂજવાનાં હતાં; આજે એ આઘેનાં આશ્ચર્ય-વાદળાં હતાં. માએ આવીને પુત્રને ભડકાવ્યો. કહ્યું: ભૂડિયા આવ્યા છે, ભૂરેકી નાંખશે, પકડી જશે. ભૂરકીથી ભડકી ધ્રૂજતા બાળને મા ઘેર લઈ ગયાં. સ્વામીના સન્તોની દેશમાં ત્ય્હારે વૈરાગ્યહાકલ વાગતી.

અને અન્તે, દૂરથી રળિયામણો લાગતો હતો તે વેદાભ્યાસનો ડુંગર દલપતરામને ચ્હડવાનો આવ્યો. વેદ એ ડાહ્યાભાઇનું જીવનસર્વસ્વ હતું; જ્ઞાનની ને આત્મલક્ષ્મીની ડાહ્યાભાઇને તો વેદ પરાકાષ્ટા હતી. એ જ્ઞાનધન પુત્રને વિધિવત્ સોંપીને ડાહ્યાભાઇને કૃતકૃતાર્થ થવું હતું. અઢીક વર્ષ પંડયાની નિશાળે ભણ્યા પછી, દશમે વર્ષે, સં. ૧૮૮૬ માં પિતાએ સામસંહિતાનું શિક્ષણ ઘેર શરૂ કર્યું. દલપત-રામની પ્રાથમિક કેળવણી પૂરી થઇ હતી.

દલપતરામને તો પેલા કહે છે ને એ વાળી વાત થઇઃ ન મળ્યાના કોડ થાય, ને મળ્યે કોડ ઉતરી જાય. પહાડ આઘેથી પેખીને થતું કે ક્ય્હારે ચ્હડીને શિખરે બેસું; પાસે ગયે પગથિયાં ચ્હડતાં પગ દુખ્યા. પાંખોવાળાં ઉડણપંખી ઘણાંને એવું થાય છે. પોપટને કો કહે પગથિયે ચ્હડજે; તો ?

પ્ર. ૫, પા. ૮૬

અનુપવીત દલપતરામને હાઉ હાઉ ભણવાની ઉતાવળ હતી; ઉપવીત દલપતરામને હાઉ હાઉ ભણવું અઘરૂં પડી ગયું. સામવેદ એટલે ગાનવેદ. वेदानां सामवेदोऽस्मि: સામવેદ એટલે ભગવાનનું વિભૂતિસ્વરૂપ. પિતાએ પ્રથમ તો સામગાન શિખવ્યું. સ્વરોચ્ચારના વૈદિક આરોહઅવરોહ એ વેદગાનની બારાક્ષરી. ત્હેમાં યે સામ એટલે સંગીત. સ્વરોચ્ચાર આવડયે મન્ત્ર શિખવ્યા, બ્રાહ્મણ શિખવ્યા. સામસંહિતાની સાથે સાથે આરણ્યકનો અભ્યાસે ચાલતો. કર્મકાંડી ડાહ્યાભાઈને ક્રિયમાણ ગૌણ ન હતું. સશાસ્ત્ર સંસારવિધાન, સંસ્કારવિધાન ને યજ્ઞવિધાન ડાહ્યાભાઇને તો સંહિતામન્ત્રોથી જ એક ઉતરતાં હતાં. પણ ડાહ્યા વેદિયાની સખ્તાઇ સ્પાર્ટાની ને ઋષ્યાશ્રમની જેવી હતી. પુત્રની કવિપ્રકૃતિને અનુકૂળ ન નીવડી. પરિણામે પિતાના મારે હૈયુ ભાગી ગયું ને દલપતરામનો એ રસ ઢોળાઇ ગયો. ક્રિયમાણ કીટ થયું, પણ સંહિતાખંડ અધૂરો રહ્યો.

એક તો પિતા મહાક્રોધી હતા. એ શુદ્ધ બ્રાહ્મણથી અશુદ્ધ સ્વરોચ્ચાર ખમાતો નહિ. અને પહેલી પગલીઓ ભરતાં કોણ ઠોકરાયું નથી? સ્વરોચ્ચારની ભૂલ થાય કે પિતા સોટી લેતા. માતુશ્રી આડાં પડે તો એમને મારવા જાય. મારતાં સોટી ભાંગતી. સોળની ભરોળો તો દલપતરામને બરડે સદાની હોય. આડોશીપાડોશી છોડાવવાને આવે. કેટલીક વાર તો બારણે સાંકળ વાશી પિતા મારતા. અગ્નિહોત્રના કુંડ સમીપે બેસી એકદા પિતા હોમ કરતા હતા. સન્મુખ જરા છેટે પુત્ર સંહિતાનો મન્ત્ર ગોખતો હતો, ને સ્વરોદય ઘૂંટતો હતો. એવે સ્વરોચ્ચારની કાંઈક

ભૂલ પડી. પૂજાનું તરભાણું પાસે પડયું હતુંઃ પિતાએ લઇને તે છુટ્ટું માર્યું. પુત્રના ડાબા હાથે વાગ્યું, અંગૂઠાનું હાડકું ભાગી ગયું, જન્મખોડ રહી ગઈ. અર્ધ માત્રાની યે ભૂલ એમ કાંકરાની પેઠે વીણી કહાડવે જ હજારો વર્ષથી વેદવિદ્યા શબ્દશુદ્ધ રહી છે; મુદ્રણકલા તો શું પણ લેખનકલાના યે અભાવયુગમાં છાપ્યા ગ્રંથથી યે નિષ્કલંક ને અખંડ જળવાઈ છે. કિલ્લાકોટ જ્યહારે જ્યહારે ચણાય ત્યહારે ત્યહારે કષ્ટસાધ્ય જ હોય. રેખાગણિતાચાર્ય યૂક્લીડ તો કહી ગયા છે કે There is no royal road to learning.

પલોટાતાં પાણીદાર વછેરા કેટલાકને ગેરબન્ધ નથી પડયા ?

આપણ સૂતા એક સાથરે, ત્હને સાંભરે રે ?
હા જી, કરતા વેદની ધુન્ય, મ્હને કેમ વીસરે રે ?
અન્નભિક્ષા માગી લાવતા, ત્હને સાંભરે રે ?
હા જી, જમતા ત્રણે ભ્રાત; મ્હને કેમ વીસરે રે ?

સોનાની દ્વારકાના મણિમય મહેલોમાં પૂર્વાશ્રમની વિટંબણાઓના સ્મરણાનન્દ સંભારતા કૃષ્ણસુદામાની એ મિત્રગોષ્ઠિ શિપ્રાતીરના ઋષ્યાશ્રમનું દર્શન કરાવે છે. પ્હેરોડિયે વેદની ધૂન્ય કરવી, સ્હવારે મધુકરી માગી લાવવી, મધ્યાહ્ને વનમાં ઈન્ધણાં વીણવા જવું, સાથરે સૂવું, મૃગચર્મ ઓઢવુંઃ બ્રહ્મચર્યાશ્રમ બાળખેલ ન્હોતો. એ કપરા ઘડતરમાં ઘડાતા તે વેદપારંગત થતા, બાણાવળીઓ નીવડતા. થર્માપિલિના ઘાટમાં ત્રણ લાખને ત્રણ હજાર ભારે પડયા હતા તે એવા વજ્રઘડતરના યોધવીર હતા. પત્થર ફોડીને નિર્ઝરે ત શુદ્ધ શિલાજીત.

દલપતરામની કવિપ્રકૃતિને વેદનો શિક્ષણવિધિ કપરો પડયો. ત્હેમાં યે ખોટનું મોંઘું સન્તાન. રાત્રીએ ૧૧ સૂધી જાગરણ, મ્હરોડિયે સ્વરોચ્ચારની ધૂન, યજમાનોમાં લોટે જતાં આપેલો શ્લોક રસ્તે ગોખવોઃ પિતાના અગ્નિ સમીપનું અધ્યયન પુત્રથી ન ખમાતું. કકડે કકડે ત્રણેક વર્ષ એમ ભણ્યા; પણ મારને ભયે એ ભણવામાં કોડ ન્હોતા રહ્યા. હૈયાની અંજલિમાં ઝીલાય એટલી વેદવિદ્યા ઝીલી.

દલપતરામના કવિઆત્મને ચાલવું ન્હોતું ગમતું, ઉડવું ગમતું. થનગનતા વછેરાને લગામો ગમે છે? ધમધમતાં પૂર નદીકાંઠાઓને ગાંઠે છે? સદ્ભાવે પિતા વાડો રોપતા; પુત્રને કૂદતાં એ વાડોના કાંટા વાગતા.

દલપતરામ ઉચ્છૃંખળ ન હતા, સંયમી કવિ હતા. મ્હોટા કવિઓ સહુ સંયમી હોય. પણ A great poet is always a law unto himself.

અનધ્યાયનો દિવસ આવતો ત્હારે દલપતરામ બહુ ઉદ્યોગી, ઉમંગી ને ખંતીલા પેખાતા. થોડાંક જ બાળકો હશે જે છૂટીને દિવસે ઉમંગની પાંખે ઉડતાં નહિ હોય. દલપતરામ તો રજાને દિવસે જાણે કેદમાંથી છૂટતા. તરવું ને ધૂબકા મારવા એ એમને મનગમતી રમતો હતી. સરખી સહિયરો પાણીડાં જાય, એમ સરખી હેડીના છોકરાઓ વાવે જતા; ન્હાતા, ધોતા, તરતા, ભૂશકા મારતા. શિયાણીની પોળે ગંગાવાવ છે ત્ય્હાં દલપતરામ નિત્ય ન્હાવાને જતા. પંડયાની નિશાળે જેમ વડા નિશાળિયાનું પદ ભોગવતા, તેમ વનેરૂઓના વૃન્દમાં એ વનરાજ થઇ ફરતા. દેશભરમાં પગે મુસાફરી કરનારને શહેર ફરતાં દોડવું એ કાંઇ પરાક્રમ

ન હતું. ઝાલાવાડનો સમતલ દેશ, આઘે આઘે આભમાં ઢોળાતી ધરતી, અપ્રતિબદ્ધ વિશાળ દૃષ્ટિમર્યાદાઃ કાઠિયાવાડ દેશ જ એવો છે જાણે વછેરાને શરત દોડવાનો પટ. સાગર ઉપર ઝાડવાં હોય તો કાઠિયાવાડના ખડક કે ખારાપાટમાં ઝાડવાં હોય. ચોમાસે એક હરિયાળી હસી રહે; ઉન્હાળે ધોમ ધખે, ને આઠ માસ ધૂળ ઉડે. પણ વઢિયારની ગાય, મરૂ દેશની સાંઢણી, ને કાઠીની ઘોડલી ત્યહારે દેશવખણાતી હતી ને? દલપતરામનો દેહદુર્ગ વજ્રનો ન્હોતો, પણ આરસવર્ણો ઘડાયલો ને ઘાટીલો હતો. એ ગઢને પાડતાં કાળને ૭૮ વર્ષ લાગ્યાં ને પક્ષાઘાતને ૧૫ માસ લાગ્યા.

નવનાગેલિયો, હડતુતુતુ એવી શેરીમાંની રમતો હતી; નવ કાંકરી, બત્રીસ કાંકરી ને બે વાઘ, જૈનોની જ્ઞાનબાજી, ઘરછાંયડાની રમતો હતી. લાલચંદજીને ત્યહાં ત્રણ પાસે ચોપાટ જામતી, કે કય્હારેક કય્હારેક કોક શેતરંજની રાજ-રમત માંડતા. પણ એ છેલ્લી બે તો છોકરાંઓને રમવાની ન હતી, પણ જોવાની હતી. જતીજી રમતિયાળ ને રસિયા હતા.

'અનધ્યાયનો દિવસ હોય, કે પિતા ગામ ગયા હોય ત્યહારે વાણિયાઓના સરખી હેડીના છોકરાઓની સાથે સામળભટની વાતો વંચાતી.' ડાહ્યા વેદિયાની લગામ એક દિશામાં ખેંચતી હતી, દલપતરામનો આત્મા બીજી દિશામાં દોડતો હતો.

વઢવાણમાં ડાહ્યાભાઇના ઘર સન્મુખ ચોકઠું છે. જમી પરવારી અજવાળિયામાં રાત્રે એ ચોકઠામાં ડોશીઓ ભેળા થઇ કાંતતી, ને બાળકોની ઘેર વળી બેસતી. ઝાલાવાડ એટલે

વણનો દેશ. રૂહેંટિયો ફરતો જાય ને વણ કંતાતું જાય; વરત નંખાતાં જાય ને ઉખાણા પૂછાતા જાય. કોક વરત નાંખે કે, 'રણવગડામાં હોલા હીંચે' એ શું? ઉત્તર ગાજે કે નાળિયેર. તરત બીજું વરત નંખાય કે ત્હારે 'રણવગડામાં લોહીનાં ટીપાં' એ શું? ફૂટતી ધાણી સમો કોકનો ઉત્તર પડે કે ચણોઠી. કોઇ ઉખાણો પૂછે કે 'હાથી પાટે બાંધી આપો.' એટલે ઉત્તર બોલાય કે 'રાજા પોઢ્યા ખાટે, ને હાથી બાંધ્યો પાટે.' ત્હારે સામો ઉખાણો પૂછાય કે 'બોખો હાથી પાઈ આપો.' બાળક બોલી ઉઠે કે 'કૂવામાં નાંખ્યો ચોખો, ને હાથી પાયો બોખો.' ત્હાં વળી કો ઉખાણો પૂછે કે મિયાંનો હોકો ફોડી આપો. બાળક ઉત્તર દે: બીબીના હાથમાં ધોકો, ને ફોડ મિયાંનો હોકો. ટેટા ફૂટે એમ ઉત્તર ઉચ્ચારાતા. બાળ દલપત ક્ય્હારેક નવો ઉખાણો કલ્પીને પૂછતો; કોઇને ઉત્તર ન આવડે ત્હારે પોતે ઉત્તર કરતો. દલપતરામ લખાવી ગયા છે કે વરતઉખાણાંઓમાં શબ્દાલંકાર ને અર્થાલંકાર ઉભય છે. ખરૂં. સામળની વાર્તાઓમાં સમસ્યાઓ પૂછી પ્રેમી યુગલો પરસ્પરની ચાતુરીપરીક્ષા કરતાં તે એ બાળખેલનું યૌવનરૂપ હતું. સીતા ને દ્રૌપદી ક્ષત્રિયકન્યાઓ વરનાં વીરત્વ પારખતી; બ્રાહ્મણ–વૈશ્યકન્યાઓ ચતુર વરની ગુણનિપુણતા પારખતી. પણ પારખતાં પારખતાં પારખનાર પોતે ય પરખાતાં હતાં.

પછી ઉમ્મર વધતી ગઈ, બાળક મટી કિશોર થયા; ને દલપતરામ કવિતસોપાનનું યે પગથિયું ચ્હડયા. વરત–

ઉખાણાંને પગથિયેથી દસબારેકની વચે હડૂલાને પગથિયે જઇ બેઠા. કિશોર કવિ હડૂલો બોલ્યા:

તોપમાં તો ગોળો જોઇયે, બન્ધુકમાં હોય ગોળી;
ભોજો ભગત તો એમ ભણે જે, ફાગણ મહિને હોળી.

હડૂલો એટલે હડુડુડુડુડુ કરતો છોડેલો કાવ્યગોળો. એને ન હોય મ્હોં કે ન હોય માથું. અન્ત્યાનુપ્રાસ મળે, પાદપૂર્તિ સચોટ સચવાય, કલ્પનાને ધમધમ કરતી જગાડે એવી સાખી તે હડૂલો. 'ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પી જી! બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી' એ પ્રાચીન હડૂલો.

દલપતરામ બીજો હડૂલો ફેંકતા:

હીંગળાનો રંગ રાતો હોય, ને રૂશનાઇનો રંગ કાળો;
ભોજો ભગત તો એમ ભણે જે વહુનો ભાઈ તે સાળો.

વળી ત્રીજો હડૂલો હડહડાવતા કે

ગામમાં ફરે તે ચોકિયાત, ને વગડે રૂહે તે વાસુ;
ભોજો ભગત તો એમ ભણે જે, દીકરી દે તે સાસુ.

દલપતરામ કહે છે કે જૂના હડૂલા ત્હારે હતા, ને એમને આંખમાં રાખીને પોતે નવા હડૂલા રચતા.

છાયાં એટલાં છાપરાં ને માળ્યાં એટલાં ઘર;
ભોજો ભગત તો એમ ભણે જે વાંઢા એટલા વર.

વેનચરિત્રમાંનો વાંઢાવિલાપ લખનાર દલપતરામનો આ હડૂલો છે એ તો તરત પરખાય છે.

શ્રીમાળીની નાતમાં એક જગજીવન ને એક કો દયારામને કજીયો થયો. દયારામ દલપતરામના મામાના તડના હતા, એટલે દલપતરામે જગજીવનની સ્હામે હડૂલો છોડયો.

મ્હોટાં એટલાં આરણાં, ને ન્હાની એટલી ખ્હારી;
દયા હારે વેર કરીને જગૂડે ઝખ મારી.

વઢવાણમાં રામલીલા ભજવાઈ હતી. ત્ય્હારે રામા રાવળનો દીકરો રામ થયો હતો, ને સીતાસ્વયંવર પછી કન્યાદાનને પ્રસંગે રામા ખવાસે એક ખેતર કન્યાદાનમાં દીધું હતું. ત્ય્હારે દલપતરામે લોકમેદનીમાં હડૂલો નાંખ્યો હતો.

રામે આપ્યું રામને, ને લીધું રામને છૈયે;
લક્ષ્મણ ઉભો જોઇ રહ્યો, તો સીતાને શું દૈયે?

એ કન્યાદાન પ્રસંગે દલપતરામને એક રૂપિયો દક્ષણા મળી હતી.

એક વેળા ચોમાસામાં મૂળીના ઘંટીએ દળતાં હતાં, ને ઘંટી સારી હળવી છે એમ વખાણતાં હતાં; બ્હાર લોક પાણી ખૂંદતાં જતાં હતાં; એક કાગઋષિ સ્હામે છાપરે બેઠા હતા; ને દલપતરામ ઓશરીમાં માંચીએ સિંહાસનસ્થ હતા. હડૂલાએ સહુને વરૂણીમાં લીધાં:

સાગ ઉપર કાગ બેઠો, રથે બેઠાં રાણી;
બન્દા બેઠા માંચીએ, ને દુનિયા ડ્હોળે પાણી.

પછી વળી કવિતા પગથિયુંક ચ્હડી. સાખીને બદલે ગરબી ને છન્દ આવ્યાં. ધોળકે નાતના દેશતેડામાં ધ્રાંગધ્રાના સોપારાવાળાએ તકરારનો રાયજગ માંડયો ને નાતમાં તડ પડ્યાં. દલપતરામે ત્ય્હારે ગરબી રચી હતી:

સુણ, સોપારા! શીદ આવ્યો'તો તું રે! ધોળકા શહેરમાં?

બાળકના કાલા કાલા બોલ સમા આ સૌ બાળકવિના બોલ છે. બાળકના કાલા બોલની એમાં મીઠાશ, મધુરપ ને વ્હાલપ છે. પણ બાળકની કાલી બોલીમાં અર્થ હોય એટલો

આમાં અર્થ છે. શબ્દની ને અર્થની એની અર્ધઅસ્ફુટતા એ તો એના ગુણ છે.

મોચીગોર એક શિવોભાઇ હતા; દલપતરામની હેડીના ને નગરપર્યટનના સાથીડા હતા. તળાવે, વાવે, મન્દિરે હારે જતા. એકદા મિત્રો જતા હતા, ને રસ્તે કૂતરૂં ઉન્મુખે રડતું હતું. શિવોભાઇ કાવ્યરસિયા હતા. ભાઇબન્ધને કહ્યું કે આ રડતી સૂરતની કવિતા કરો. દલપતરામે એક ઉપજાતિ કહ્યો:

રે શ્વાન ! તું શીદ ઘણું રૂવે છે ?
આકાશ સ્હામું વળિ શું જુવે છે ?
ગયે ભવે ત્હેં કરિ જે કમાઇ,
દુઃખે સુખે ભોગવિ છૂટ, ભાઇ !

પણ આ તો વર્ષો પછીની વાત આપણે વાંચવા માંડી.

ડાહ્યાભાઇને ઘેર એક ગાય હતી. સીમમાં ધણ ભેળી ગાયને ચરવા મૂકતા. ધણમાં જતાં પહેલાં ગાયને કોઈ પૂળો નીરે તો ડાહ્યો વેદિયો કહેતા કે અત્યહારમાં ખવરાવશો તો સીમમાં ખાશે શું ? ગાય સ્હાંજે ધણમાંથી ઘેર આવ્યે તરત કો પૂળો નીરતું તો કહેતા કે સીમમાં ધરાઇને ચાલી આવે છે; અત્યહારમાં પૂળો નીરો તે કેમ કરીને ખાય ? બાળ દલપતરામની દશા યે ગાયથી નિરાળી ન હતી. મૂળે જૈન યજમાનોને બ્રાહ્મણમાં શ્રદ્ધા જ ઓછી. એટલે જનોઈ દીધા પછી 'બાળક છે તે થોડું ખાશે' જાણી શ્રાદ્ધસંવત્સરીમાં દલપતને જમવાનું કહી જતાં. ક્‌હાંઇ જમવા જવાનું હોય તો બાળ દલપતને શીરામણી મળતી નહિ; કારણ કે શિરામણી કરીને જમવા જાય તો બ્રાહ્મણ વદે નહિ. ને બપોરે જમવાનું હોય તો 'ભર્યે પેટે એ શું

આશે ?' એમ સ્હાંજે વાળુ મળે નહિ. ડાહ્યા વેદિયાની समत्वं योग उच्यतेવાળી સમતાની આંખે ગાય ને પુત્ર સમાન વ્હાલાં, સમાન પવિત્ર, સમાન ધર્પાયેલાં ભાસતાં.

અગ્નિ સમીપે ઈન્ધન, એમ અગ્નિહોત્રી સમીપે વેદાભ્યાસ કરતાં ત્રણેક વર્ષ એમ વીત્યાં. પિતાનો સ્વભાવ ઉગ્ર ને વેદ ભણવો સહેલો નહિ. દલપતરામને ભણવાની હોંશ, પણ પિતાના મારથી કાયર થતા. મનમાં ઘોળાવા માંડયું કે કાશીએ જાઉં ને ત્હાં ભણી આવું. જાણકાર મળે તો રસ્તો પૂછતા ને લખી રાખતા. એમ ઘરમાંથી મન ઉઠયું. પછી તો રૂંધી રાખેલી વરાળ વધી પડી, તે ઈંજીન સ્વયં ચાલતું થયું. સં. ૧૮૮૮ ના ભાદ્રપદમાં દલપતરામ ઘેરથી નાઠા.

૧૨ ની કાચી ઉમ્મર હતી; ને કાચી ઉમ્મરનાં બધાં બાળકો કાંઈ ધ્રુવ કે પ્રહ્લાદ નથી નીવડતાં. કાશીએ જવા નીકળેલા દલપતરામ ધોળકે જઈ પાછા આવ્યા.

દોરી લોટો ને અબોટિયું લઇ એક પ્હરોઢિયે દલપતરામે લીમડીની વાટે વહેતું મૂક્યું. લીમડીથી બીજે દિવસે શિયાણી ગયા, ને શિયાણીમાં રાત રહી સ્હવારે ધોળકાનો મારગ લીધો. રસ્તે વગડામાં એક બાવો મળ્યો. બાવાએ પૂછ્યું કે લડકા ! કિધર જાતા હય ? લડકાએ કહ્યું કાશીએ ભણવા જાઉં છું. બાવાએ કહ્યું : મેરી સાથ ચલ; તેરેકુ કાસી પહોંચાઉંગા. બાવાએ જાણ્યું ચેલો મળ્યો, ને દલપતરામે જાણ્યું કાશીનો સાથ મળ્યો. લડકો બાવા સંગાથે ચાલ્યો. શિયાણીથી ચાર પાંચેક ગાઉએ દેવપરૂં આવ્યું, ત્હાં દાળિયાનું સદાવ્રત લીધું. ત્હાંથી ખરોળ થઈ ધીંગડે ગયા. ધીંગડે ઠાકોરદ્વારમાં ઉતર્યા હતા. મુસાફરીના ને

મગજના પરિતાપથી લડકાને તાવ ચ્હડ્યો હતો. બાવો ભાવિ ચેલાની ચાકરી કરતો, માથું ચાંપતો; તેરેકુ ક્યા હે ? બચ્ચા ! અબ કયૂં હે ? એમ પૂછતો. ગામલોક ઠાકોરદ્વારમાં બેઠા હતા. લોકને વહેમ પડ્યો કે બ્રાહ્મણનો છોકરો ભૂલો પડ્યો છે, ને બાવો ભૂરકી નાંખી ભોળવી જાય છે. બાવો આઘોપાછો થયે બાળકને પૂછી હકીકત જાણી લીધી. બાળકને યે દુઃખથી કાયર થવે ઘર સાંભર્યું હતું. રહવારે ઉઠીને બાવે કહ્યું કે ચલો, બચ્ચા ! ત્‍હારે ગામલોક ભેગું થઇ ગયું ને કહ્યું, નહિ લઇ જવાય. બાવે કહ્યું, તુમારે ક્યા હય? લોકે ધક્કા મારી બાવાને કહાડી મૂકયો, ને દલપતરામને રાંધી ખાવા ખીચડી દીધી. બાવા વેરાગી અતીતની જમાતોની ભૂરકી ત્‍હારે જબરી હતી.

વળતે દિવસે એક ખોજો પોઠી લઈ ધોળકે બકાલું ભરવા જતો હતો. લોકે ત્‍હેને કહ્યું કે આને ધોળકે લઇ જા, ને શ્રીમાળીપામાં મૂકજે. એ ખોજા સાથે દલપતરામ ધોળકે ગયા. મારગે થાકતા ત્‍હારે ખોજો પોઠિયા ઉપર બેસાડતો: જાણે શિવજીના ગણની સવારી કાશીએ ચાલી ! ધોળકે મહાલક્ષ્મીના મન્દિરમાં ખોજે દલપતરામને મૂકયા. આઘેના સગા એક હરિશંકર ઓઝા ઓળખાણ પડયે ઘેર તેડી ગયા, ને વઢવાણ કાગળ લખ્યો કે દલપત અંહી છે.

દલપતરામ કહે છે કે કાગળ મોકલવાનું સાધન ત્‍હારે ખેપિયા હતા. ખેપિયા રાત્રે ચૌટામાં નીકળે ને બૂમો પાડે કે 'કાગળ વીરમગામના,' 'કાગળ વઢવાણલીમડીના.' કાગળો ખેપિયાને સોંપાતા. પરબીડિયાં ત્‍હારે ન હતાં, પણ ટીપણાં જેવાં ભૂંગળાં વાળી, ગુંદરથી ચ્હોડી, શિરનામું કરતા. ઉપર

ખાશે ? ' એમ સ્હાંજે વાળુ મળે નહિ. ડાહ્યા વેદિયાની समत्वं योग उच्यतेવાળી સમતાની આંખે ગાય ને પુત્ર સમાન વ્હાલાં, સમાન પવિત્ર, સમાન ધર્પાચેલાં ભાસતાં.

અગ્નિ સમીપે ઇન્ધન, એમ અગ્નિહોત્રી સમીપે વેદાભ્યાસ કરતાં ત્રણેક વર્ષ એમ વીત્યાં. પિતાનો સ્વભાવ ઉગ્ર ને વેદ ભણવો સહેલો નહિ. દલપતરામને ભણવાની હોંશ, પણ પિતાના મારથી કાયર થતા. મનમાં ઘોળાવા માંડયું કે કાશીએ જાઉં ને ત્ય્હાં ભણી આવું. જાણકાર મળે તો રસ્તો પૂછતા ને લખી રાખતા. એમ ઘરમાંથી મન ઉઠયું. પછી તો રૂંધી રાખેલી વરાળ વધી પડી, તે ઇંજીન સ્વયં ચાલતું થયું. સં. ૧૮૮૮ ના ભાદ્રપદમાં દલપતરામ ઘેરથી નાઠા.

૧૨ ની કાચી ઉમ્મર હતી; ને કાચી ઉમ્મરનાં બધાં બાળકો કાંઇ ધ્રુવ કે પ્રહ્લાદ નથી નીવડતાં. કાશીએ જવા નીકળેલા દલપતરામ ધોળકે જઈ પાછા આવ્યા.

દોરી લોટો ને અબોટિયું લઇ એક પ્હરોડિયે દલપતરામે લીમડીની વાટે વહેતું મૂકયું. લીમડીથી બીજે દિવસે શિયાણી ગયા, ને શિયાણીમાં રાત રહી સ્હવારે ધોળકાનો મારગ લીધો. રસ્તે વગડામાં એક બાવો મળ્યો. બાવાએ પૂછ્યું કે લડકા ! કિધર જાતા હય ? લડકાએ કહ્યું કાશીએ ભણવા જાઉં છું. બાવાએ કહ્યું : મેરી સાથ ચલ; તેરેકુ કાસી પહોંચાઉંગા. બાવાએ જાણ્યું ચેલો મળ્યો, ને દલપતરામે જાણ્યું કાશીનો સાથ મળ્યો. લડકો બાવા સંગાથે ચાલ્યો. શિયાણીથી ચાર પાંચેક ગાઉએ દેવપરૂં આવ્યું, ત્ય્હાં દાળિયાનું સદાવ્રત લીધું. ત્ય્હાંથી ખરોળ થઈ ધીંગડે ગયા. ધીંગડે ઠાકોરદ્વારમાં ઉતર્યા હતા. મુસાફરીના ને

વેદ સર્વસ્વ હતા. કહ્યું: મ્હારી પંદર પેઢીથી વંશમાં વેદ ચાલ્યો આવે છે. મ્હારા ઘરમાંથી વેદ ગયો, ત્ય્હારે હું જાણીશ કે મ્હારો વંશ ગયો. અને માર્યા વિના વેદ આવડે નહિ. વળી ક્રોધ ભરાયો, ઉગ્રતા ઉછાળે ચ્હડી, નાશી ગયાના ગુનાહ માટે પુત્રને મારવા દોડયા. લોક આડા પડયા ને દલપતરામને મૂકાવ્યા. પાંસઠેક વર્ષ પછી દલપતરામ લખાવે છે કે 'પિતાના જમણા હાથના મારથી ડાબો ખભો હજી દુ:ખે છે.'

સ્પાર્ટામાં નગરવેદી સન્મુખે બાળકોને ચાબખા મારતા; વધારે ખમી શકે ત્હેને ઇનામ આપતા. ઇંગ્લાંડની વેસ્ટમિનિસ્ટર શાળાનો મુદ્રાલેખ છે કે Spare the rod and spoil the child. ડાહ્યા વેદિયા એ શાળાના શિક્ષક હતા.

વેદનો પાયો છે ગાયત્રી. દલપતવંશમાં આજ સંહિતા નથી, અગ્નિહોત્ર નથી, કે ક્રિયમાણ નથી; પણ ગાયત્રી હજી છે. ને ગાયત્રીમન્ત્ર છે ત્ય્હાં સૂધી ડાહ્યા વેદિયાના કુળમાંથી વેદ સમૂળગા ગયા નથી. ગુજરાતમાં ઘેરઘેર આજ તો પ્રાચીનતાના પડછાયા છે. સો વર્ષની અર્વાચીનતાએ પ્રાચીનતાના પાકા રંગ હજી તો ધોયા નથી.

ડાહ્યા વેદિયાનો અખતરો નિષ્ફળ જવાનું તાત્વિક કારણ તો એ હતું કે દલપતરામની કવિપ્રકૃતિ હતી, ને ડાહ્યાભાઇ એમને વેદવિદ્ શાસ્ત્રી ઘડવા મથતા. ભાલના સૂર્યોદયમાં દલપતરામ સોનાની લંકા નિહાળતા; ડાહ્યા વેદિયાને એ કુળભાવ હતો કે પંદર પેઢીથી વંશમાં વેદ ચાલ્યો આવે છે. એ પ્રકુતિભેદની વસ્તુત: આ અથડામણ હતી.

લખાતું કે મળ્યે પૈસો આપજો. પાંચસાત ખેપિયા મળી દુકાન રાખતા. ખાસ ખેપિયો મોકલવો હોય તે ખેપિયાની દુકાને જાય, કાગળ આપે, ને કાગળ ઉપર લખે કે ફલાણે દિવસ આવત કાગળે આટલું આપજો. ખાસ શિવાય તો રૂપિયાના કાગળ થયે ખેપિયો ચાલતો. વિલંબકારી, પણ ટપાલ ત્‍હારે આજથી ચાર ગણી સોંઘી હતી.

વઢવાણમાં તો બાળકની ખોળાખોળ થઇ રહી હતી. બેએક દિવસ તો રાંધી રસોઈ અણખાટી રહી. લાખૂવાવ માધાવાવ ગંગાવાવ ને ધર્મતળાવ શોધાયાં હતાં. પછી કાગળ મળ્યે વઢવાણથી મામા પ્રેમાનન્દ ધોળકે ભાણેજને તેડવાને આવ્યા. ભાણેજે કહ્યું કે પાછો નહિ આવું. 'ત્‍હારે ઘેર જઇશ નહિ, આપણે ઘેર આવજે' કહી, ફોસલાવી, મામા ભાણેજને લઇ પાછા વળ્યા. ઉપનયનઅવસરે બડવો દોડાવે છે, ને મામા જ જઇ બટુકને મનાવી લાવે છે ને? મામાએ સાચેજને! એ લ્‍હાવો લીધો. રસ્તે ભાલ આવ્યું. ઝાડવિહીન ભાલના પટમાં સૂર્યોદયસમયે આભ રાતુંચોળ દેખાય છે. એ જોઇને ભાણેજે મામાને પૂછ્યુંઃ મામા! સોનાની લંકા જેવું આ શું? મામાએ કહ્યું એ તો એ જ. ભાણેજે કહ્યુંઃ હું એમાંથી સોનું લેવા જાઉં? ભાલના વેરાનપટમાં દલપતરામ સોનાની લંકા જોતા, ને ત્‍હાં સોનું લેવા જવાના તરંગ ઉઠતા.

વઢવાણ આવ્યું; પણ વઢવાણનાં ઝાડ ત્‍હારે કાળ જેવાં લાગ્યાં. મનમાં થતું કે મામાને ત્‍હાં જઇ રહીશ ત્‍હો યે પિતા આવી મારીને લઇ જશે. ઘેર ગયા, સગાં-વ્‍હાલાં ભેગાં થયાં, પિતા ઠપકો દેવા લાગ્યા. ડાહ્યા વેદિયાને

મામાની ઓથમાં બેએક વર્ષ એમ બાળકો રહ્યાં. એ બે વર્ષમાં મામાની સહાયતાથી, ચોરીપૂજામાંથી કુટુંબ-નિર્વાહ ચાલતો. કૃષ્ણસુદામાની પેઠે યજમાનોમાંથી 'અન્ન-ભિક્ષા માગી લાવતા' હતા. દલપતરામને દિવસો દોહ્યલા જતા. પણ અમૃતબા સન્તોષી હતાં; ને બાળકો આનન્દી હતાં. વિપદો કોને નથી પડી? વિપદોમાં ચંપાય નહિ પણ ખીલે, એ માનવપાંખડી પ્રાણવાન.

બેએક વર્ષ પછી મા અને બાળકો પિતૃગૃહે પાછાં આવ્યાં, પણ પિતૃછાયામાં નહિ. દલપતરામને શિરછત્ર તો સદાનું ખોવાયું. સંસારના ટાઢતડકા બાર વર્ષની વયથી એમને સ્વયં ઝીલવાના આવ્યા.

એ બે વર્ષમાં મોસાળમાં ભાણેજ મામાનાં લાડે માત્ર ઉછરતો ન હતો. દલપતરામનો વિદ્યાભ્યાસ ધીમો પણ પ્રગતિમાન હતો. વેદપરાયણ પિતાએ शास्त्रीयविद्या नास्ति ભાખી હતી એ વિદ્યાઓ એ બે વર્ષમાં દલપતરામ ભણ્યા. નિશાળના પંડયા પ્રભુરામ પાસે ચંડીપાઠ ભણ્યા, અને નિજ જન્મોત્રી જોનારા જ્યોતિષી દામોદર જાનીની પાસે બાળબોધ નામનો જ્યોતિષગ્રન્થ ભણ્યા. ત્ય્હારે આપણે ત્ય્હાં વિદ્યા ન હતી કે વિદ્યાભ્યાસ ન હતો ભાખનારાંઓને ઇતિહાસ-લિપિના અક્ષર ઉકલતા નથી કે ઉકેલવાનો શ્રમ લેવો નથી.

અનધ્યાયને દિવસે જૈન મિત્રોને સમાગમે સામળ ભટ્ટની વાર્તાઓ વંચાતી એ આ પ્રકરણમાં પૂર્વે કહેવાયું છે. વઢવાણમાં સામળ કેમ વંચાતો ને નરસિંહ મીરાં કે પ્રેમાનન્દ કેમ નહિ? એ આપણા કાવ્યવિચારકોને વિ-

પ્ર. ૫, પા. ૯૮

અન્તે, વિટંબણાઓ વેઠીને પણ, કવિતા શાસ્ત્રને જીતી. દલપત કવિના એ વિજયમાં દેશનાં ધન્યભાગ્ય હતાં.

'પછી માતુશ્રી અમૃતબાને લોકોએ સલાહ આપી કે હવે આ બન્ને દીકરાઓને લઈને પીયરમાં જઇ રહો; નહિ તો આ રતન જેવા દીકરા ખોઇ બેસશો. કાં તો ભાગી જશે, કાં તો જીવના જશે. પછી માતુશ્રી બહેન જેકોરને તથા બન્ને ભાઈઓને લઇને પોતાને પીયર જઇ રહ્યાં.' સં. ૧૮૮૮

અમૃતબાને પીયર એટલે પરદેશ ન હતો. ગોપીઓને ગોકુળથી મથુરા આઘું હતું, જમનાઉતાર હતું. ડાહ્યાભાઈની યજ્ઞશાળાથી અમૃતબાનું પીયર એટલે પચાશેક યજ્ઞશાળાઓ જેટલું આઘું. પણ એટલી યજ્ઞશાળાઓ વળોટવી પછી તો દલપતરામને ને અમૃતબાને-ને ડાહ્યાભાઈને ય તે-જીંદગી-ભર પરદેશથી યે આઘી થઇ પડી. મન આઘાં એ આઘાંમાં આઘાં: એ સાચું પડ્યું.

સં. ૧૮૮૮માં જેકોરબાને વાંકાનેર પરણાવ્યાં, ને સં. ૧૮૮૯ માં ૧૩ વર્ષની વયે મૂળીબા સંગાથે દલપતરામનું લગ્ન થયું. મૂળીબાનું વય ત્યહારે છ વર્ષનું હતું. ભાઇબ્હેનનાં લગ્નો મોસાળમાં જ થયાં હતાં. પિતા ઉગમણી દ્રષ્ટિ કરે તો મોસાળ દ્રષ્ટિમર્યાદાની બહાર ન હતું. ડાહ્યાભાઇ ગામમાં જ હતા. પણ એ અટંકા અગ્નિહોત્રી અગ્નિસ્વરૂપ હતા-નિત્યપવિત્ર ને નિત્યપ્રોજ્જ્વળ; પુત્રી કે પુત્રનાં લગ્નમાં ડોકાવાને ય ન્હોતા ગયા. એકલે હાથે અમૃતબા બાળકોને સંસારનાં અમૃત પાતાં ને ઉછેરતાં હતાં.

જનતાના કવિ સામળ ભટ્ટ હતા. પ્રેમાનન્દ પ્રાયઃ ગુર્જર વૈષ્ણવતાના કવિ, સામળ ભટ્ટ સંપ્રદાયપર ગુર્જર જનતાના કવિઃ એમ લોકસંઘ માનતો. દલપતરામ એ ભાવનાદેશમાં ઉછર્યા હતા.

દલપતરામને પ્રથમ કાવ્યસંસ્કાર પડયા સામળ ભટ્ટના. અને પાછળથી સ્ત્રીચાતુરીના ને એવા સામળસંસ્કાર સ્વામીનારાયણીય ધર્મનિર્મળી છંટાયે ધોવાયા; છતાં સામળશાહી કાવ્યરંગ દલપતરામને, ઓછાવધતા, આયુષ્યભર રહ્યા. ઘોડાના કે વાઘના—કોઈના યે પ્રથમ સંસ્કાર સમૂળગા કદી ભૂંસાયા છે ?

તેર ચૌદની વયે, સામળ વાંચતાં વાંચતાં, કિશોર દલપતરામે સામળશાહી બે કાવ્યવાર્તાઓ લખીઃ ૧, આશરે ત્રણસેંક દોહરાચોપાઈની વાર્તા, કમળલોચની; ને ૨જી, આશરે અઢીસેંક દોહરાચોપાઈની વાર્તા, હીરાદન્તી. કવિતાદેશમાં એમ દલપતરામે પહેલાં પગલાં પાડયા.

ચન્દ્રની પૂર્ણિમાને સહુ ઝીલે છે, પણ સાગર એક સ્હામાં મોજાં ફેંકે છે. કવિતા સહુ વાંચે છે, પણ કવિ જ કવિની સ્હામે કાવ્યતરંગો ઉછાળે છે.

'વઢવાણમાં વાણિયા પાનાચંદનો દીકરો નાનાભાઈ રહેતો હતો. તે વારે વારે દલપતરામને દુકાને બોલાવે, ને હડૂલા ને ગરબીઓ ને વાર્તાઓ ગવરાવે. જ્યારે દલપતરામ કવિતા બોલતા હોય ત્યારે રસ્તે જતું આવતું ઘણું માણસ એકઠું થઈ જતું.' વર્ષો પછી, દાયકાઓ વીત્યે, સંખેશ્વરવાળા અમારા પશ્યા મામાને કમળલોચની ને હીરાદન્તીના દોહરાચોપાઈનાં સ્મૃતિઅવશેષ સ્મરણપોથી ઉઘાડીને લલ-

ચારણાયોગ્ય સંસારકોયડો છે. આ સ્હમજાય તો એ પણ સ્હમજાશે કે પછી–ચાલીશેક વર્ષ પછી પ્રેમાનન્દ ને સામળની ગુણતુલનાની કાવ્યચર્ચામાં દલપતરામે સામળપક્ષને કેમ સમર્થાવ્યો હતો.

વઢવાણ પ્રાયઃ—નામ પ્રમાણે–જૈનપુરી છે. ચોવીસોક વર્ષ પૂર્વે સિદ્ધાચળે જતાં તીર્થમાર્ગમાં મહાવીર સ્વામી વઢવાણે પધાર્યાની દન્તકથા છે. બ્રાહ્મણો, વૈષ્ણવો, ક્ષત્રિયો ત્ય્હાં નથી એમ નહિ; ઉદિચ્ય બ્રાહ્મણોનો જથો વિશાળ જોરાવર ને ગરાસદાર છે; છતાં મહાજન તો જૈન મહાજન છે. બ્રાહ્મણો દેવીભક્ત છે, નવરાત્રીમાં વાઘેશ્વરીના ચોકમાં માંડવી માંડે છે, માતાના ગરબા ગાતું પુરુષમંડળ ઘડીક મોજાં જેવું ઉછળે છે. રસિકો ત્ય્હારે સદેવન્ત સાવલિંગા ને ગજરા મારૂ વાંચતા ને એ દૂહા પ્રલંબ સૂરે લલકારતા. નરસિંહ મીરાં પ્રેમાનન્દ વૈષ્ણવ કવિઓ છે. આજે યે વિદ્વદ્વર્ગ શિવાય જૈનરાસા જૈનેતર વર્ગમાં વંચાતા નથી; તેમ વઢવાણની વૈષ્ણવેતર જનતા એ વૈષ્ણવ કવિવરોને વાંચતી નહિ. જૈન જનતા જૈન રાસાઓ વાંચતી, કે જૈનરાસાઓને મળતી સામળની વાર્તાઓ વાંચતી. ખ્રીસ્તી મહાકાવ્યના આલેખક મિલ્ટનની જગત્‌મહત્તાને એક જે નડ્યું છે તે પ્રેમાનન્દને અમદાવાદવઢવાણની જૈનજનતામાં પ્રવેશતાં આડકોટ થઈ અવરોધે છે. શ્રીમદ્‌ ભાગવતની જગત્‌મહત્તાને આજે પણ એ જ ધર્મવાડોનાં અવરોધન અન્તરાયે ઉભાં છે. જૈનેતર જનતા જૈનરાસા વાંચતી નથી તેમ કૃષ્ણકથાનાં કાવ્યો જૈનજનતા વાંચતી ન્હોતી. ત્ય્હારે વઢવાણની બ્રાહ્મણજનતાના કવિ વલ્લભ ભટ્ટ હતા, જૈન-

## પ્રકરણ ૬ ઠું, સ્વામી નારાયણનાં પંચવર્તમાન

સ્વામી શ્રી સહજાનન્દે વર્ષાવી ધર્મવાદળી,
ભાગી પાળો સમારી, ને છાંટી સંસારનિર્મળી.

એમ કરતાં કરતાં સં. ૧૮૯૦ની વસન્ત આવી. એ વસન્ત તે દલપતરામના આયુષ્યની વસંત ઋતુ. નૌકાનું સૂકાન વાળે ને સહસા દિશા બદલાય એમ એ વસન્તે દલપતજીવનની નૌકાનું સૂકાન વાળ્યું, દિશા બદલી; ને જહાજને કહ્યું કે તીર્થ ભણી જા.

એ વર્ષમાં એક પ્રસંગ બન્યો ને એણે દલપતરામનો આયુષ્યપલટો કીધો.

૧૯મી સદી ભરતા દલપતરામના પોણી સદી ઉપરના દીર્ઘ જીવનકાળમાં બે જીવનપલટા થયા છેઃ એક ઈ. સ. ૧૮૩૪ બેસતાં ને બીજો ઇ. સ. ૧૮૪૮ ઉતરતાં. આ એવો પ્રથમ મહાપ્રસંગ હતો. લોર્ડ બેન્ટિક સતીઓ થતી બંધ કરતા હતા; ને પ્રજાશિક્ષણનો દિશાનિર્ણય કરતો, ભારતનાં ભાવી ઘડનારો, બહુ નિન્દાયેલો-બહુ વન્દાયેલો, ઐતિહાસિક ડિસ્પાચ લોર્ડ મેકોલે ઘડતા હતા; એ વેળા સમસ્ત આયુષ્યપ્રવાહને રંગતો અવસર દલપતરામને સાંપડ્યો.

સારા ગુજરાતને ત્હારે નિર્મળી છાંટતો હતો ત્હેણે દલપતજીવનને યે નિર્મળી છાંટી.

સ્વામી નારાયણ સંપ્રદાયની આ કથા નથી કે એ સદ્ધર્મના સંસ્થાપક સહજાનન્દ સ્વામીની જીવનવાર્તાનો આ ગ્રન્થ નથી; પણ એમના ગૃહસ્થાશ્રમી કવિવરનો આ ઈતિહાસ છે. એટલે શ્રીજી ને શ્રીજીના સંપ્રદાયના કથાસંક્ષેપ

કારતા સાંભળ્યા છે. દલપતરામે એમ એ વાર્તાઓ લલકારતા હશે ને ?

સૂર્યોદયનો સમય થવા આવે તે પૂર્વે અરુણોદય થાય, ને ક્ષિતિજ પાછળના સૂર્ય નારાયણનાં પ્રભાત કિરણો, અદશ્ય તેજફૂવારાની ધારાઓ સમાં, ગગનઘુમ્મટમાં ઉછળી રહે: એવો પ્રાતઃકાળ દલપતજીવનમાં બેસી ચૂકયો હતો. સ્હવારનો સૂર્યોદય હવે આઘે ન હતો. પણ હમણાં તો પ્રેરણાસવિતાનાં પ્રથમ કિરણો ઉડવા માંડયાં હતાં, ને હૃદયકમળે પડી કાવ્યપાંખડીઓમાં સળવળાટ સંચાર્યો હતો. દલપતરામની કાવ્યકલાની બેએક પાંખડીઓ ઉઘડી પણ હતી.

દલપતરામનું વઢવાણજીવન પૂરૂં થયું હતું; માતાનો ને વતનનો ખોળો ખૂંદી રહ્યા હતા; હવે પછી દલપતરામ ઝાલાવાડને ખોળે રમવા લાગ્યા. ઉભરાતે હૈયે દલપતરામે વૃદ્ધાવસ્થામાં જન્મભૂમિને આશીર્વાદ ઉચ્ચાર્યો છે કે

અરે આમલી ! હું ત્હારી છાયા તળે અવતર્યો,
ત્હારી છાયા તળે એ જ છાપરીમાં ઉછર્યો;
દેવળમાં દેવ ત્હારી પાસે છે પારસનાથ,
શ્યામ રંગ શરીરે વિશેષ વેશ છે ધર્યો;
લાખૂવાવ લાખેણીનું પ્રતિદિન પાણી પીધું,
વીસર્યું નથી મને હું જો વિદેશ વીચર્યો;
કહે દલપતરામઃ ગામ વઢવાણ સદા
ઇશ્વર આબાદ રાખે, આશિષ હું ઉચ્ચર્યો.

સંસારપ્રવૃત્તિઓને કાજ વેઠેલું અમદાવાદ, વૃદ્ધાવસ્થામાં યે, દલપતરામને 'વિદેશ' હતું; માની ગોદ પેઠે ખૂંદેલું વઢવાણ દલપતરામને વતન હતું.

રાજ્ય ઈંગ્લાંડની સરકારે હાથમાં લીધું એ દરમિયાનના દોઢસો વર્ષ એટલે ઈંગ્લાંડમાં સપ્તરાજ્યમંડળી–હેપ્ટાર્કીનો હતો એવો યુગ. દક્ષિણમાં પેશ્વા નિઝામ હૈદરટીપુ ને ઈંગ્રેજો અથડાતા. ઉત્તર હિન્દમાં પેશ્વા ને પેશ્વાનાં અંગો, રજપૂત રાજસ્થાનો, દિલ્હીની બાદશાહી, બંગાળા અને અયોધ્યાના નવાબો, શીખો, ને ઈંગ્રેજોની અથડામણો ચાલતી. એ દોઢસો વર્ષ એટલે રાજ્યનાં સંસારનાં ધર્મનાં અન્ધેર અને અન્ધાધુનીનો જમાનો. એ તો ઉઘાડો ઈતિહાસ છે કે ભારતભરમાં ત્ય્હારે સોંઘારત હતી; શૌર્ય હતું; શાસ્ત્રો હતાં; કીનખાબ મલમલ ફૂલકારીનાં કલા કારીગિરિ હુન્નર હતાં; હિન્દનું હિન્દમાં રહેતું; સર ટોમસ રોએ મુગલાઈને માટે કહ્યું છે એવી 'અન્ય કો દેશમાં ન દીઠેલી' લક્ષ્મીની રેલમછેલ હતી; સૌરાષ્ટ્રને માટે ચીની યાત્રાળુ હ્યૂએન સંગે કહ્યું છે એવી 'દેશમાં દૂધ ને મધની નદીઓ વહેતી.' આપણા ગુજરાતમાં જૂનાગઢની નબ્વાબી (૧૭૪૮), પોરબંદર (૧૭૫૮), ધ્રાંગધ્રા (૧૭૩૦), ભાવનગર (૧૭૨૩) ત્ય્હારે વસ્યાં. વડોદરા ઇન્દોર ગ્વાલિયર, મુંબઈ મદ્રાસ કલકત્તા એ દોઢ સૈકામાં જન્મ્યાં. હિન્દ ત્ય્હારે સમશેરબહાદુરોનો દેશ હતો. નિઝામ ગાયકવાડ હોલ્કર શીંદેની રાજગાદીઓ ત્ય્હારે સ્થપાઇ. બાલાજી વિશ્વનાથ, નાના ફડણવિસ, અહલ્યાબાઇ, રણજીતસિંહ, ઝાંસીની રાણીનો એ જમાનો હતો. લક્ષ્મીવન્તા વીરત્વઉછળતા કલાકારીગિરિસોહન્તા ત્ય્હારના ભારતનો એ દોઢ સૈકો ત્હો ય, પોળોની ઘેરાની પેઠે, રાજ્યરાજ્યની અથડામણો ને અંધાધુંધીનો હતો. એક જાતની અરાજકતા ત્ય્હારે પ્રવર્તતી. જૂના દુર્ગો પડતા હતા, નવાના પાયા

વિના આ ગ્રન્થ અધૂરો જ રહે. દલપતરામનો આત્મા ઓળખનારે સ્વામી સંપ્રદાયનો આત્મા ઓળખવો જોઈશે.

પૂર્વમાં સૂર્ય પ્રગટે છે; દલપતરામના શ્રી હરિ પણ પૂર્વમાં પ્રગટ્યા હતા.

પ્રભુ પ્રગટ્યા પૂરવ દેશ, અક્ષરથી આવ્યા;
દ્વીજ સરવરિયા સુરેશ સામવેદી કહાવ્યા.
દેશ સરવાર ને ગામ છપૈયા, અવધ્યપુરીની પાસ રે;
સંવત અઢાર સાડત્રીશ શુક્લે નવમી ચૈતર માસઃ
અક્ષરથી આવ્યા.
યજ્ઞોપવીત પામીને જીવણ, કરી કુટુંબનો ત્યાગ રે,
સોરઠમાં ચાલીને આવ્યા રેવતાચળ વિતરાગઃ
અક્ષરથી આવ્યા.
રામાનન્દ રહેતા'તા ત્હેમાં, ઉદ્ધવનો અવતાર રે;
જોઈ જીવણને ઓળખ્યા એમણે, કાંઈ ન લાગી વારઃ
અક્ષરથી આવ્યા.
સત્સંગચાવો કીધો આવી આ જગમાં જન કાજ રે;
ભૂમાનન્દને વ્હાલે બાંધી પરમ પદની પાજઃ
અક્ષરથી આવ્યા.

હજારો નરનાર જે ઓળંગી ભવસાગર તરી ગયા એ, રામસેતુ સમી, 'પરમ પદની પાજ' શ્રીજીએ બાંધી, ને આપણા સંસારને નિર્મળી છાંટી ત્હારે ઇતિહાસનો કયો જમાનો હતો? (શિક્ષાપત્રી, પા. ૧૦થી ૧૪)

ભારતીય ઈતિહાસનો એ જમાનો હતો રાજ્યોની પરસ્પર અથડામણો ને અંધાધુધીનો. ઇ. સ. ૧૭૦૭માં મુગલાઇની રહાંજ પડી ને ૧૮૫૮માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું

દેશના રાજમાર્ગ અન્ધેરની આંધીથી છવાયેલા હતા. રાજ્ય રાજ્યની અથડામણોની અંધાધૂનીના એ દોઢ સૈકાની બરાબર અધવચાળ ઈ. સ. ૧૭૮૧માં શ્રીજી મહારાજનો જન્મ થયો. આપણા વૈષ્ણવી કવિવર શ્રી દયારામભાઇ (ઇ.સ. ૧૭૭૭થી ૧૮૫૨) શ્રીજી મહારાજના સમકાલીન હતા.

કાંકરિયા ઉપર રે કે નોબત વાગે છે:

અમદાવાદના કાંકરિયા સરોવરની પાળે ડેરાતંબુ ખોડી -શહેરચોર્યાસી જમાડનાર શ્રીજીની ધર્મવિજયવાર્તા મ્હોટી છે, જીવનયાત્રાના પ્રધાન પ્રસંગો થોડા છે. ખરે! જીવનની એ યાત્રા જ હતી. રામચન્દ્રજી ને બુદ્ધ ભગવાનથી માંડીને ઉત્તરાખંડ ભરતખંડને મહાપુરુષો સમર્પતો આવ્યો છે. અયોધ્યા સમીપે છપૈયા ગામમાં શ્રીજી મહારાજ પ્રગટ્યા. એકાદશ વર્ષની બાળવયે, ધ્રુવજીની પેઠે, શ્રીજી ઘર ત્યાગી તીર્થાટન ને તપશ્ચર્યા કરવા નિકળી પડ્યા. સાતેક વર્ષો શ્રી નીલકંઠ બ્રહ્મચારી વનમાં વિચર્યા, ને તીર્થો ને તપ કીધાં. તપકૃશાંગ વર્ણી બ્રહ્મચારી પછી ગિરનાર થઈને ફરતા ફરતા સોરઠી સોમનાથની ઉત્તરે લોજ ગામને પાદર સં. ૧૮૫૬ ના શ્રાવણની રાંધલછઠની તિથિએ આવી મ્હડ્યા, ને ત્ય્હાં વાવને કાંઠે વર્ષોનો થાક જાણે ઉતારવાને બેઠા. બેએક યોજન છેટેથી બાળા જોગીને સાગર શીતળતા ઢોળતો, ગૂઢ મન્ત્રો સંભળાવતો.ગામમાં રામાનન્દ સ્વામીનો મઠ હતો.રામાનન્દ સ્વામી મૂળ શરીરે અયોધ્યા ભણીના હતા; વર્ણીના માતપિતાએ એમની કનેથી ધર્મદીક્ષા અંગિકારી હતી. વાવકાંઠે વર્ણીને રામાનન્દી સન્તો મળ્યા. શ્રીજી મઠમાં ગયા, ત્ય્હાં રહ્યા, મઠાધીશ થયા. ભાદરને કાંઠે કાઠીઓની પાટનગરી જેત-

માંડવાનાં હજી પગરણ થતાં. કૃષ્ણાગોદાવરીથી ઉપડી મરાઠાઓનાં ઘોડાં ગંગાજમનાનાં પાણી પીવા ત્‍હારે ધડબડતાં, ને રાજમાર્ગમાં રાજસ્થાનોને કચરતાં ઘૂંદતાં દોડતાં. બાદશાહીને ઘડીક વશ કરી, ભારતની પાટનગરીમાં લીંબુઉછાળ રાજઆણ પ્રવર્તાવી, કુરુક્ષેત્ર ખેલી, ન્હડતાં પૂરની પેઠે મહારાષ્ટ્રીઓ, જાણે બ્રહ્મવર્તની યાત્રાએ જઇ આવ્યા હોય એમ, પુણ્યપત્તને પાછા વળ્યા. મહીષપુરમાં હૈદરટીપુ સુલતાનપદે પ્રગટ્યા, પ્રકાશ્યા, આથમ્યા. હૈદરાબાદમાં નિઝામશાહી સ્થિર થઈ. બંગાળામાં સુજાઉદ્દૌલા ને મીરકાસમની નવ્વાબીના વારાફેરા ખેલાયા. ફ્રેંચ સૂબેદાર ડુપ્લે જીત્યો, ઝળક્યો, અસ્ત પામ્યો; ને ઈંગ્રેજોને હિન્દ જીતવાની કળા ભણાવી ગયો. તરભેટાને ત્રણ ખૂણે વડવાઈઓ વાવી, ઉછેરી, એની શાખાઓ પછી ગૂંથીને ઘટામંડપ સારા યે તરભેટાને છાઈ રહે: એમ મદ્રાસ–મુંબઇ–કલકત્તામાં વાવેલાં બીજ વિસ્તરતાં અને દ્વારકાથી બ્રહ્મપુત્રા પાર અશેષ ભારતવર્ષે નિજ ઘટાઘુમ્મટની છાયા પાથરતાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ૧૭૫૭થી ૧૮૫૮નો એક સૈકો લીધો. નાતપંચની મહાજનની ગ્રામ્યપંચાયતની સત્તાના સીમાડા બહાર સંસારમાં વ્યવહારમાં ધર્મમાં ત્‍હારે એવી જ અરાજકતા પ્રવર્તતી. પાળો તૂટેલી હતી, ક્યારાઓ ભાગેલા હતા. વળાવિયા વિના દેશાન્તર જવાતું નહિ; મધ્યભારતમાં મીરખાનના પીંઢારા ને ઠગીઓનાં ટોળાંઓ ઘૂમતાં; મુસાફરોની વણઝારો વિચરતી. કર્નલ મેડોઝ ટેલરની નવલકથાઓમાં એ યુગનું યુગદર્શન છે. ન્હાની પોળો, ન્હાની નાતો, ન્હાનાં રાજ્યો, ન્હાના સંપ્રદાયો થાય તે જનતાનું નિયમનસંરક્ષણ કરતાં; પણ

દેશના રાજમાર્ગ અન્ધેરની આંધીથી છવાયેલા હતા. રાજ્ય રાજ્યની અથડામણોની અંધાધૂનીના એ દોઢ સૈકાની બરાબર અધવચાળ ઈ. સ. ૧૭૮૧માં શ્રીજી મહારાજનો જન્મ થયો. આપણા વૈષ્ણવી કવિવર શ્રી દયારામભાઇ (ઇ.સ. ૧૭૭૭થી ૧૮૫૨) શ્રીજી મહારાજના સમકાલીન હતા.

કાંકરિયા ઉપર રે કે નોબત વાગે છે:

અમદાવાદના કાંકરિયા સરોવરની પાળે ઉરાતંબુ ખોડી શહેરચોર્યાસી જમાડનાર શ્રીજીની ધર્મવિજયવાર્તા મ્હોટી છે, જીવનયાત્રાના પ્રધાન પ્રસંગો થોડા છે. ખરે! જીવનની એ યાત્રા જ હતી. રામચન્દ્રજી ને બુદ્ધ ભગવાનથી માંડીને ઉત્તરાખંડ ભરતખંડને મહાપુરુષો સમર્પતો આવ્યો છે. અયોધ્યા સમીપે છપૈયા ગામમાં શ્રીજી મહારાજ પ્રગટ્યા. એકાદશ વર્ષની બાળવયે, ધ્રુવજીની પેઠે, શ્રીજી ઘર ત્યાગી તીર્થાટન ને તપશ્ચર્યા કરવા નિકળી પડ્યા. સાતેક વર્ષો શ્રી નીલકંઠ બ્રહ્મચારી વનમાં વિચર્યા, ને તીર્થો ને તપ કીધાં. તપકૃશાંગ વર્ણી બ્રહ્મચારી પછી ગિરનાર થઈને ફરતા ફરતા સોરઠી સોમનાથની ઉત્તરે લોજ ગામને પાદર સં. ૧૮૫૬ ના શ્રાવણની રાંધલછઠની તિથિએ આવી ન્હડ્યા, ને ત્ય્હાં વાવને કાંઠે વર્ષોનો થાક જાણે ઉતારવાને બેઠા. બેએક યોજન છેટેથી બાળા જોગીને સાગર શીતળતા ઢોળતો, ગૂઢ મન્ત્રો સંભળાવતો. ગામમાં રામાનન્દ સ્વામીનો મઠ હતો. રામાનન્દ સ્વામી મૂળ શરીરે અયોધ્યા ભણીના હતા; વર્ણીના માતપિતાએ એમની કનેથી ધર્મદીક્ષા અંગિકારી હતી. વાવકાંઠે વર્ણીને રામાનન્દી સન્તો મળ્યા. શ્રીજી મઠમાં ગયા; ત્ય્હાં રહ્યા, મઠાધીશ થયા. ભાદરને કાંઠે કાઠીઓની પાટનગરી જેત-

માંડવાનાં હજી પગરણ થતાં. કૃષ્ણાગોદાવરીથી ઉપડી મરાઠાઓનાં ઘોડાં ગંગાજમનાનાં પાણી પીવા ત્‍હારે ધડબડતાં, ને રાજમાર્ગમાં રાજસ્થાનોને કચરતાં છૂંદતાં દોડતાં. બાદશાહીને ઘડીક વશ કરી, ભારતની પાટનગરીમાં લીંબુઉછાળ રાજઆણ પ્રવર્તાવી, કુરુક્ષેત્ર ખેલી, ન્હડતાં પૂરની પેઠે મહારાષ્ટ્રીઓ, જાણે બ્રહ્મવર્તની યાત્રાએ જઇ આવ્યા હોય એમ, પુણ્યપત્તને પાછા વળ્યા. મહીષપુરમાં હૈદરટીપુ સુલ્તાનપદે પ્રગટ્યા, પ્રકાશ્યા, આથમ્યા. હૈદરાબાદમાં નિઝામશાહી સ્થિર થઈ. બંગાળામાં સુજાઉદ્દૌલા ને મીરકાસમની નવ્વાબીના વારાફેરા ખેલાયા. ફ્રેંચ સૂબેદાર ડુપ્લે જીત્યો, ઝળક્યો, અસ્ત પામ્યો; ને ઈંગ્રેજોને હિન્દ જીતવાની કળા ભણાવી ગયો. તરભેટાને ત્રણ ખૂણે વડવાઈઓ વાવી, ઉછેરી, એની શાખાઓ પછી ગૂંથીને ઘટામંડપ સારા યે તરભેટાને છાઈ રહેઃ એમ મદ્રાસ–મુંબઇ–કલકત્તામાં વાવેલાં બીજ વિસ્તરતાં અને દ્વારકાથી બ્રહ્મપુત્રા પાર અશેષ ભારતવર્ષે નિજ ઘટાઘુમ્મટની છાયા પાથરતાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ૧૭૫૭થી ૧૮૫૮નો એક સૈકો લીધો. નાતપંચની મહાજનની ગ્રામ્યપંચાયતની સત્તાના સીમાડા બહાર સંસારમાં વ્યવહારમાં ધર્મમાં ત્‍હારે એવી જ અરાજકતા પ્રવર્તતી. પાળો તૂટેલી હતી, ક્યારાઓ ભાગેલા હતા. વળાવિયા વિના દેશાન્તર જવાતું નહિ; મધ્યભારતમાં મીરખાનના પીંઢારા ને ઠગીઓનાં ટોળાંઓ ઘૂમતાં; મુસાફરોની વણઝારો વિચરતી. કર્નલ મેડોઝ ટેલરની નવલકથાઓમાં એ યુગનું યુગદર્શન છે. ન્હાની પોળો, ન્હાની નાતો, ન્હાનાં રાજ્યો, ન્હાના સંપ્રદાયો થાય તે જનતાનું નિયમનસંરક્ષણ કરતાં; પણ

દેશના રાજમાર્ગ અન્ધેરની આંધીથી છવાયેલા હતા. રાજ્ય રાજ્યની અથડામણોની અંધાધૂનીના એ દોઢ સૈકાની બરાબર અધવચાળ ઈ. સ. ૧૭૮૧માં શ્રીજી મહારાજનો જન્મ થયો. આપણા વૈષ્ણવી કવિવર શ્રી દયારામભાઈ (ઇ.સ. ૧૭૭૭થી ૧૮૫૨) શ્રીજી મહારાજના સમકાલીન હતા.

કાંકરિયા ઉપર રે કે નોબત વાગે છે:

અમદાવાદના કાંકરિયા સરોવરની પાળે ડેરાતંબૂ ખોડી શહેરચોર્યાસી જમાડનાર શ્રીજીની ધર્મવિજયવાર્તા મ્હોટી છે, જીવનયાત્રાના પ્રધાન પ્રસંગો થોડા છે. ખરે! જીવનની એ યાત્રા જ હતી. રામચન્દ્રજી ને બુદ્ધ ભગવાનથી માંડીને ઉત્તરાખંડ ભરતખંડને મહાપુરુષો સમર્પતો આવ્યો છે. અયોધ્યા સમીપે છપૈયા ગામમાં શ્રીજી મહારાજ પ્રગટયા. એકાદશ વર્ષની બાળવયે, ધ્રુવજીની પેઠે, શ્રીજી ઘર ત્યાગી તીર્થાટન ને તપશ્ચર્યા કરવા નિકળી પડ્યા. સાતેક વર્ષો શ્રી નીલકંઠ બ્રહ્મચારી વનમાં વિચર્યા, ને તીર્થો ને તપ કીધાં. તપકૃશાંગ વર્ણી બ્રહ્મચારી પછી ગિરનાર થઈને ફરતા ફરતા સોરઠી સોમનાથની ઉત્તરે લોજ ગામને પાદર સં. ૧૮૫૬ ના શ્રાવણની રાંધલછઠની તિથિએ આવી ઉતર્યા, ને ત્યહાં વાવને કાંઠે વર્ષોનો થાક જાણે ઉતારવાને બેઠા. બેએક યોજન છેટેથી બાળા જોગીને સાગર શીતળતા ઢાળતો, ગૂઢ મન્ત્રો સંભળાવતો. ગામમાં રામાનન્દ સ્વામીનો મઠ હતો. રામાનન્દ સ્વામી મૂળ શરીરે અયોધ્યા ભણીના હતા; વર્ણીના માતપિતાએ એમની કનેથી ધર્મદીક્ષા અંગિકારી હતી. વાવકાંઠે વર્ણીને રામાનન્દી સન્તો મળ્યા. શ્રીજી મઠમાં ગયા, ત્યહાં રહ્યા, મઠાધીશ થયા. ભાદરને કાંઠે કાઠીઓની પાટનગરી જેત-

પુરમાં રામાનન્દ સ્વામીએ સં. ૧૮૫૭ ની દેવઉઠી (કાર્તકી શુક્લ) એકાદશીએ શ્રીજીનો પટ્ટાભિષેક કીધો ને ઉચ્ચર્યા કે 'અમે ડુગડુગિયું વગાડતા હતા, વેશ તો પાછળ હવે આવે છે.' પછીને વર્ષે સં. ૧૮૫૮ ના માર્ગશીર્ષની શુક્લ ત્રયોદશીએ રામાનન્દ સ્વામી વિદેહ થયા; અને એ યુગના છેલ્લા મહામુત્સદ્દી નાના ફડણવિસ કાળધર્મને પામ્યા એ વર્ષમાં, ભરજોબને ૧૯ મે વર્ષે, સૈકાને પલટાતે વાસરે શ્રીજી મહારાજ ધર્મધુરન્ધર થયા. એ પછીનાં ત્રીસ વર્ષમાં એમણે કીધેલો ગુજરાત દેશમાંનો આ ધર્મદિગ્વિજય.

ત્ય્હારે એ જીવન્મુક્તોનો પંથ કહેવાતો.

અને શ્રીજીએ પ્રવર્તાવેલા ધર્મમાર્ગની લાક્ષણિકતા શી લેખાય? એ ધર્મમાર્ગ છે આચારસ્વચ્છતાનો, વિચારસ્વચ્છતાનો, વિધિસ્વચ્છતાનો, પૂજનસ્વચ્છતાનો, વ્યવહારસ્વચ્છતાનો, આન્તરસ્વચ્છતાનો. સર્વદેશીય અન્તર્બહિર સ્વચ્છતાનો એ ધર્મમાર્ગ: અને તેથી જસ્ટિસ રાનડે શ્રીજી મહારાજને Last of the old Hindu Reformers કહેતા. ભાંગ, ગાંજો, તમાકુ તજાવી શ્રીજીએ ગૃહસ્થીનાં જીવન નિર્મોદક કીધાં; રંગેલાં તુંબડાં ફોડાવી શ્રીજીએ સન્તોને નિર્મોહી કીધા; બાઈભાઈના દર્શનદ્વાર નિરનિરાળાં સ્થપાવી શ્રીજીએ દેવમન્દિરોને પવિત્ર કીધાં. પંચ વર્તમાન ધરાવીને સાંપ્રદાયિકોને આચારશુદ્ધ કીધા, શિક્ષાપત્રી આપી વ્યવહારશુદ્ધ કીધા, વચનામૃતો સંભળાવી જ્ઞાનશુદ્ધ કીધા, પ્રેમભક્તિ વરસાવી અન્તશુદ્ધ કીધા. પર્વો ઉત્સવો સમૈયા ઉજવાવી જનતામાં ઉત્સાહ ઉભરાવ્યો. ભવ્ય મન્દિરો, અહિંસાત્મક યજ્ઞો, વિશુદ્ધ પૂજાવિધાન, પારણાં

હિન્ડોલા વસન્તપંચમી જન્માષ્ટમીના વૈષ્ણવી મહોત્સવો, જળઝીલણી ને રામનવમીના સમારંભો કરી જનતાને જગાડી. પરિવ્રાજકની પેઠે ગામડે ગામડે ઘૂમી જનતાને ઉમંગી કીધી, ભાવહિન્ડોળે હિંચકાવી. પ્રજાને ઉત્સાહ પાયો, સંસારને સજીવન કીધો.

મહાપુરુષો સંસારને સંજીવની છાંટે છે. સ્વામી નારાયણે આપણા ગુજરાતના સંસારને સંજીવની છાંટી સજીવન કીધો હતો.

સ્વામી નારાયણ સંપ્રદાયના પાયારૂપ સિદ્ધાન્તચતુષ્ટય છે; મહિમા સાથે ભક્તિ, વૈરાગ્ય, આત્મનિષ્ઠા, અને સદાચરણ.

સદાચરણનાં ઝરણાં શ્રીજીએ મન્દિરોમાંથી વહેતાં કીધાં. પંચવર્તમાન સ્થાપી સાધુસત્સંગીઓમાં ને સત્પ્રણાલિકાઓ સ્થાપી દેવમન્દિરોમાં સદાચરણપ્રચાર શ્રીજીએ કીધો. ચકમક ને લોઢું ભેળાં થાય કે અગ્નિ પ્રકટે: એ અનુભવે શ્રીજીએ સ્ત્રીપુરુષને મન્દિરઘુમ્મટમાં યે અળગાં પાડયાં ને સ્પર્શનિષેધ ઉચ્ચાર્યો. સ્ત્રીપુરુષના દર્શનમાર્ગે નિરનિરાળા, એમની કથાવાર્તાઓ નિરનિરાળી, કય્હાંક કય્હાંક તો એમનાં મન્દિરો યે નિરનિરાળાં કીધાં. સ્ત્રીજનને પંચવર્તમાન ધરાવવાનું પણ સ્ત્રીજનને સોંપ્યું. સન્તોને અષ્ટધા નારી વર્જી નૈષ્ઠિક બ્રહ્મચર્યનો આદેશ અપાયો. દેશમાં ડંકો વાગ્યો કે સ્વામીનારાયણ તો સદ્ધર્મ સ્થાપવાને આવ્યા છે. પરિણામે સ્વામીનારાયણને મન્દિરે મન્દિરે આજ બ્રહ્મચારિણી ભુમિ છે, જય્હાં છેલ્લાં સો વર્ષભરમાં સ્ત્રીનો પડછાયો યે પડયો નથી.

પુરમાં રામાનન્દ સ્વામીએ સં. ૧૮૫૭ ની દેવઉઠી (કાર્તકી શુક્લ) એકાદશીએ શ્રીજીનો પટ્ટાભિષેક કીધો ને ઉચ્ચર્યા કે 'અમે ડુગડુગિયું વગાડતા હતા, વેશ તો પાછળ હવે આવે છે.' પછીને વર્ષે સં. ૧૮૫૮ ના માર્ગશીર્ષની શુક્લ ત્રયોદશીએ રામાનન્દ સ્વામી વિદેહ થયા; અને એ યુગના છેલ્લા મહામુત્સદ્દી નાના ફડણવિસ કાળધર્મને પામ્યા એ વર્ષમાં, ભરજોબને ૧૯ મે વર્ષે, સૈકાને પલટાતે વાસરે શ્રીજી મહારાજ ધર્મધુરન્ધર થયા. એ પછીનાં ત્રીસ વર્ષમાં એમણે કીધેલો ગુજરાત દેશમાંનો આ ધર્મદિગ્વિજય.

ત્ય્હારે એ જીવન્મુક્તોનો પંથ કહેવાતો.

અને શ્રીજીએ પ્રવર્તાવેલા ધર્મમાર્ગની લાક્ષણિકતા શી લેખાય? એ ધર્મમાર્ગ છે આચારસ્વચ્છતાનો, વિચાર-સ્વચ્છતાનો, વિધિસ્વચ્છતાનો, પૂજનસ્વચ્છતાનો, વ્યવહાર-સ્વચ્છતાનો, આન્તરસ્વચ્છતાનો. સર્વદેશીય અન્તર્બહિર સ્વચ્છતાનો એ ધર્મમાર્ગ: અને તેથી જસ્ટિસ રાનડે શ્રીજી મહારાજને Last of the old Hindu Reformers કહેતા. ભાંગ, ગાંજો, તમાકુ તજાવી શ્રીજીએ ગૃહસ્થીનાં જીવન નિર્મદક કીધાં; રંગેલાં તુંબડાં ફોડાવી શ્રીજીએ સન્તોને નિર્મોહી કીધા; બાઈભાઈના દર્શનદ્વાર નિરનિરાળાં સ્થપાવી શ્રીજીએ દેવમન્દિરોને પવિત્ર કીધાં. પંચ વર્તમાન ધરાવીને સાંપ્રદાયિકોને આચારશુદ્ધ કીધા, શિક્ષાપત્રી આપી વ્યવહારશુદ્ધ કીધા, વચનામૃતો સંભળાવી જ્ઞાનશુદ્ધ કીધા, પ્રેમભક્તિ વરસાવી અન્તર્શુદ્ધ કીધા. પર્વો ઉત્સવો સમૈયા ઉજવાવી જનતામાં ઉત્સાહ ઉભરાવ્યો. ભવ્ય મન્દિરો, અહિંસાત્મક યજ્ઞો, વિશુદ્ધ પૂજાવિધાન, પારણાં

હિન્ડોલા વસન્તપંચમી જન્માષ્ટમીના વૈષ્ણવી મહોત્સવો, જળઝીલણી ને રામનવમીના સમારંભો કરી જનતાને જગાડી. પરિવ્રાજકની પેઠે ગામડે ગામડે ઘૂમી જનતાને ઉમંગી કીધી, ભાવહિન્ડોળે હિંચકાવી. પ્રજાને ઉત્સાહ પાયો, સંસારને સજીવન કીધો.

મહાપુરુષો સંસારને સંજીવની છાંટે છે. સ્વામી નારાયણે આપણા ગુજરાતના સંસારને સંજીવની છાંટી સજીવન કીધો હતો.

સ્વામી નારાયણ સંપ્રદાયના પાયારૂપ સિદ્ધાન્તચતુષ્ટય છે; મહિમા સાથે ભક્તિ, વૈરાગ્ય, આત્મનિષ્ઠા, અને સદાચરણ.

સદાચરણનાં ઝરણાં શ્રીજીએ મન્દિરોમાંથી વહેતાં કીધાં. પંચવર્તમાન સ્થાપી સાધુસત્સંગીઓમાં ને સત્પ્રણાલિકાઓ સ્થાપી દેવમન્દિરોમાં સદાચરણપ્રચાર શ્રીજીએ કીધો. ચકમક ને લોઢું ભેળાં થાય કે અગ્નિ પ્રકટે: એ અનુભવે શ્રીજીએ સ્ત્રીપુરુષને મન્દિરઘુમ્મટમાં યે અળગાં પાડયાં ને સ્પર્શનિષેધ ઉચ્ચાર્યો. સ્ત્રીપુરુષના દર્શનમાર્ગે નિરનિરાળા, એમની કથાવાર્તાઓ નિરનિરાળી, કય્હાંક કય્હાંક તો એમનાં મન્દિરો યે નિરનિરાળાં કીધાં. સ્ત્રીજનને પંચવર્તમાન ધરાવવાનું પણ સ્ત્રીજનને સોંપ્યું. સન્તોને અષ્ટધા નારી વર્જી નૈષ્ટિક બ્રહ્મચર્યનો આદેશ અપાયો. દેશમાં ડંકો વાગ્યો કે સ્વામીનારાયણ તો સદ્ધર્મ સ્થાપવાને આવ્યા છે. પરિણામે સ્વામીનારાયણને મન્દિરે મન્દિરે આજ બ્રહ્મચારિણી ભૂમિ છે, જય્હાં છેલ્લાં સો વર્ષભરમાં સ્ત્રીનો પડછાયો યે પડયો નથી.

સ્વામીસંપ્રદાયીઓની આત્મનિષ્ઠાની તો અવધિ છે. લોક પૂછે છે કે કોણે જઈને કાગળ મોકલ્યા ? સ્વામીસંપ્રદાયી સન્તકવિ કહે છે કે:—

જડબુદ્ધિ જીવ! મ્હોકલ્યાનાં પરમાણાં અવિચળ આવિયાં.

બીજા સન્તકવિ કહે છે કે અમર ને અખંડ સગપણ એક જ છે:

રે ! સગપણ હરિવરનું સાચું;
બીજું સર્વે ક્ષણભંગુર કાચું:
રે ! સગપણ હરિવરનું સાચું.

વળી આત્મનિષ્ઠા ધેરે રવે ગાય છે કે

ગિરધારી, રે સખિ ! ગિરધારી;
મ્હારૂં નિરખે અખૂટ નાણું
નિરખે અખૂટ નાણું ગિરધારી.

રામાનન્દ સ્વામીની જૂની જમાતના જીવન્મુક્ત મુક્તાનન્દ સ્વામી ગાજી ઉઠે છે કે

આનન્દ ઉરમાં રે હો! ભારી;
શિર પર ગાજે ગિરિવરધારી.
નિર્ભય નોબત રે હો ! વાગી;
કહે મુક્તાનન્દ, ભ્રમણા ભાગી.

એમ नष्टो मोहः નિર્ભ્રાન્ત થયેલી આત્મનિષ્ઠા શ્રી હરિને આમન્ત્રે છે કે

ઓરા આવો, મ્હારા લ્હેરખડા લ્હેરી !
કીધો તમ સારૂ મ્હેં જગ વેરી:
ઓરા આવો, મ્હારા લ્હેરખડા લ્હેરી !

આત્મનિષ્ઠ નિર્ભ્રાન્ત અનભેપામ્યા એ સન્તો ધર્મના સિંહો હતા.

જો હોય હિંમત રે નરને ઉરમાંહી ભારી,
દ્રઢતા જોઈને રે એની મદદ કરે મુરારી.
બીક તજીને રે નિત હિંમત સોતો બોલે;
મસ્તક માયા રે સહુ તરણા જેવું તોલે.
કેસરી સિંહને રે જયમ શંકા ન મળે મનમાં,
એકાએકી રે નિરભે થઇ વિચરે વનમાં.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાને દૈવી સંપત્તિઓ વર્ણવી છે ત્યહાં अभयं सत्त्वसंशुद्धिः કહી અભયને પ્રથમ દૈવી સંપત્તિ ભાખી છે. ભગવાન મળે એને ભય શાનો ? સ્વામી સંપ્રદાયના મહારથીઓ અનભેને વરેલા હતા. સકળ મહા-ધર્મોમાં એ કુન્દનના ધર્મવીરો ઘડાય છે; જે હસતે મુખડે વધસ્તંભે ચ્હડે, ચિતાશય્યામાં પોઢે, મધ્યદંડે જકડાઇ અગ્નિના ભડકા ઓઢે, પારસીઓ પ્યૂરીટનો દુઃખોબારની પેઠે દેશ તજી પરદેશ ભોગવે.

અને વૈરાગ્ય તો ગયા સવા સૈકામાં સ્વામી નારાયણના સાચા સન્તવરોનો જ. બૌદ્ધ ભીક્ખુઓનો એ વૈરાગ્ય હતો. જૈન સાધુઓમાં એ વૈરાગ્ય છે, કલન્દરોની કલન્દરીમાં એ વૈરાગ્ય છે, કેથોલિક બ્રહ્મચારી પાદરીઓમાં એ વૈરાગ્ય છે. જગતના પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયો—ખ્રીસ્તી હિન્દુ કે અન્ય કો—માંથી વૈરાગ્ય શાને ઓસરી ગયો છે ? સ્વામી સન્તોની તો ઘોષણા છે કે

જાવું છે રે ! જાવું છે રે !
જાવું છે નિદાન, ભજ ભગવાન: રે જીવ ! જાવું છે.

દુનિયાંનું ક્ષણભંગુરપણું તો ક્ષણેક્ષણે દુનિયાંમાંની મૃત્યુપગલીઓ ઉચ્ચારે છે; ને ડગલે ડગલે એ એમનો ઉદ્બોધ છે કે

જગતમેં જીવના થોરા,
મ ભૂલે દેખી તન ગોરા.

બીજા સન્તપ્રવર કહે છે કે

વ્હાલા ! મ્હારી શુધબુધ ત્હેં હરી લીધી રે;
ત્હારે લટકે વેરાગણ કીધી: વ્હાલા ! વિ.

અને સદ્ગુરુ નિષ્કુળાનન્દજીએ તો વૈરાગ્યનાં જાણે વન વાળ્યાં છે. 'જનુની જીવો રે ગોપીચન્દની,' 'અમે રે જડભરત જોગિયા,' 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના,' 'હું બલિહારી એ વૈરાગ્યને:' જોગિયાની એ અષ્ટપદી સમાં વૈરાગ્યનાં પદ કઇ કઇ ભાષાઓમાં ને કેટકેટલાંક છે? એ અષ્ટપદીએ વૈરાગ્યની હદ વાળી છે. ને એ અષ્ટપદીમાંનું યે પરમ ચરણ હદની બાહર બેહદમાં લઇ જાય છે કે

કુળ રે તજીને નિષ્કુળ થયા, એનું કુળ અવિનાશ જી.

થોમસ એ કેમ્પીસના જીવનમાં જ્વલન્ત વૈરાગ્ય હતો; એના ગ્રન્થમાં આ વૈરાગ્યકવિતાનાં તેજ છે.

નિષ્કુળાનન્દ સ્વામી પૂર્વાશ્રમમાં સૂથાર હતા, ને વૈરાગ્ય લીધા પછી વૈરાગીઓને ઘડતા.

સ્વામીનારાયણ ધર્મ જ્ઞાનમાર્ગ નથી, ભક્તિમાર્ગ છે. સર્વ વૈષ્ણવ સંપ્રદાયોની પેઠે પ્રેમલક્ષણા ભક્તિ એ સંપ્રદાયની પરમ ધર્મલક્ષ્મી છે. પણ સ્વામીનારાયણને અન્ધશ્રદ્ધાની ભક્તિ નથી જોઇતી, અજ્ઞાનજન્ય વિશ્વાસ નથી જોઇતો; 'બુદ્ધિને અળગી મૂકીને આવજો' એમ સ્વામીનારાયણે

નથી કહ્યું. માહાત્મ્ય સહિત ભક્તિ સંપ્રદાયનો એ સિદ્ધાન્ત છે. સ્વામીનારાયણે ભક્તિ અને જ્ઞાનનો વિરોધ નથી ભાખ્યો, ગીતાજીના પેઠે સમન્વય સાધ્યો છે. અભણની ચે બુદ્ધિમાં સ્વામીનારાયણને શ્રદ્ધા હતી. સંપ્રદાયીઓ શ્રીજીને **रसो वै सः** સ્વયં માનતા.

વન્દુ સહજાનન્દ રસરૂપ અનુપમ સારને રે લોલ.
શ્રીજીનો મહિમા એમના સન્તો કેવો સ્હમજતા ?

આજ સખિ ! આવ્યા હરિ બ્રહ્મમ્હોલના વાસી;
નરદેહ ભૂતળમાં ધરી અગોચર અવિનાશી.

અને

પૃથ્વી બધી રે પ્રભુનાં ચરણોમાં ઢાળે;
નવખંડ ધરતીના સ્વામી છતરાયા ચાલે, રાજ !
અક્ષરના વાસી વ્હાલો આવ્યા અવની પર.

અવની પર આવી વ્હાલે સત્સંગ સ્થાપ્યો;
હરિજનને કોલ કલ્યાણનો આપ્યો, રાજ !
અક્ષરના વાસી વ્હાલો આવ્યા અવની પર.

પ્રથમ બાઇઓથી ભાઇઓ છેટેરા ચાલે;
પછી વસ્તુ કોઇની હાથ ન ઝાલે, રાજ !
અક્ષરના વાસી વ્હાલો આવ્યા અવની પર.

જોબન વડતાળો વડતાલનો વાઘ હતો; ગેંદાલ કાછિયો વાત્રકકાંઠાનો દીપડો હતો; સોરઠના કાઠીઓ સોરઠના સાવજ હતા; આ મહિમાભક્તિએ એ વાઘ ને દીપડા ને સાવજના સન્ત કીધા.

પ્ર. ૬, પા. ૧૧૪

અને શ્રીજીએ સ્વયં પોતાને ને પોતાના અક્ષરધામને ક્હેવાં ભાખ્યાંવર્ણવ્યાં છે ?

બોલ્યા શ્રી હરિ રેઃ સાંભળો, નરનારી હરિજન !
મ્હારે એક વારતા રે સહુને સંભળાવ્યાનું મન.
મ્હારૂં ધામ છે રે અક્ષર અમૃત એનું નામ;
સર્વે સામ્રથી રે, શક્તિગુણે કરી અભિરામ.
અતિ તેજોમયી રે, રવિશશી કોટિક વારણે જાય,
શીતળ શાન્ત છે રે, તેજની ઉપમા નવ દેવાય.
ત્હેમાં હું રહું રે, દ્વીભુજ, દિવ્ય, સદા સાકાર;
દુર્લભ દેવને રે, મ્હારો કોઇ ન પામે પાર.

સ્વર્ગમાં વૈકુંઠ, વૈકુંઠમાં ગોલોક, ગોલોકમાં અક્ષરધામ, અક્ષરધામમાં બ્રહ્મમ્હોલઃ એવી બ્રહ્મધામની સંપ્રદાયપ્રવર્તકોની આપણી ઇતિહાસપરંપરા છે.

પાંત્રીશેક વર્ષો ઉપર બે પ્રોફેસરોને એકદા વાત થતી હતી. વાર્તાનો પ્રશ્ન એ હતો કે બ્રહ્મસૂત્રોનું સર્વોત્તમ ભાષ્ય કિયું ? એકે કહ્યું શ્રી રામાનુજભાષ્ય. બીજાએ કહ્યુંઃ ના; મ્હેં એ વાંચ્યું છે, ત્હમે વચનામૃત વાંચ્યાં નથી. બ્રહ્મસૂત્રોનું પરમ ભાષ્ય તો સ્વામી નારાયણનાં વચનામૃત. પ્રો. કાશીરામ દવે પ્લેટોના એરિસ્ટોટલના કેન્ટના સ્પાઇનોઝાનાં અઠંગ અભ્યાસી હતા. અવસાનવેળાએ વડોદરા કોલેજમાં ફિલસુફીના પ્રોફેસર હતા. એમની અધ્યક્ષતાએ વચનામૃતોની આવૃત્તિ છપાઇ છે. ફિલસુફી એમને ભણવાભણાવવાનો જ વિષય ન હતો, જીવનમાં ઝીલવાનો ને માણવાનો આનન્દ હતો.

સ્વામીસન્તો તો કહી ગયા છે કે
હરિજન હોય તે હરિને ભજે.

તપશ્ચર્યાર્થે તીર્થમંડળમાં ફરી ફરી નીલકંઠ વર્ણી સદ્ધર્મમન્ત્રો વીણી લાવ્યા તે ગૂંથી ગૂંથી બે ગ્રન્થોમાં એમણે સંપ્રદાયને આપ્યાં. શ્રીજીમુખનાં શાસ્ત્ર છે બેઃ વચનામૃત ને શિક્ષાપત્રી. વચનામૃત તે સ્વામી સંપ્રદાયની શ્રુતિ, શિક્ષાપત્રી તે સ્વામી સંપ્રદાયની સ્મૃતિ. એક જ્ઞાનશાસ્ત્ર, બીજું વ્યવહારશાસ્ત્ર. શ્રીજીએ કહ્યું છે કે मद्रूपमिति मद्वाणी.

નવશિક્ષિતો સ્હમજે છે એથી એ બન્ને ગ્રન્થો બહુ મ્હોટેરા છે.

પ્રત્યેક પ્રજાનો અક્ષરદેહ એના કવિઓ ઘડે છે. આજ પેરીકિલઝ નથી કે ડ્રેકો નથી કે લાઇકર્ગસ નથી; એ કલામન્દિરો નથી કે એ સમાજવ્યવસ્થા નથી; પણ હોમર જીવે છે ત્ય્હાં સૂધી ગ્રીસ જીવતું છે. વૈષ્ણવ ફિલસુફી કરતાં વૈષ્ણવ કવિઓએ વૈષ્ણવ ધર્મને ઘડયો ને પ્રસાર્યો છે. એમ સ્વામીનારાયણીય ફિલસુફી કરતાં સ્વામીનારાયણીય સદ્ધર્મપ્રણાલિકાઓએ, એમના બ્રહ્મચર્યે, એમના સદ્‌ગુરુઓએ, એમના સન્ત કવિવરોએ સંપ્રદાયને ઘડયો ને પ્રવર્તાવ્યો છે. બ્રહ્માનન્દ, પ્રેમાનન્દ, મુક્તાનન્દ, નિષ્કુળાનન્દ, ભૂમાનન્દ, દેવાનન્દ, યોગાનન્દ, મંજુકેશાનન્દઃ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના અષ્ટસખા સમા સ્વામી સંપ્રદાયના અષ્ટ કવિઓ હતા. આપણે ગુજરાતે ૧૯ મી સદીનો પૂર્વાર્ધ શૂન્યવત્ કે વેરાન ન હતો. ગુજરાત કદી યે કવિસૂનો રહ્યો નથીઃ વન મોરસૂનાં હોય તો ગુજરાત કવિસૂનો હોય. કવિ-

વર દયારામભાઇ અને સ્વામી સંપ્રદાયી અષ્ટ કવિઓ ઇસ્વી ૧૮૦૦ થી ૧૮૫૦ નો દેશકાળ ભરી ટહુકે છે. એમનાં કાવ્યોની રત્નકણીઓ આ ગ્રન્થમાં ઘણી વેરાયેલી છે. દ્રષ્ટાન્તરૂપે એક સમગ્ર કાવ્યરત્ન અસ્થાને નહિ ગણાય.

હેલી ! હું તો સન્ધ્યાટાણે આજ ઉભી'તી ઘરબારણે રે લોલ;
રસિયો છેલછબીલો શ્યામ કે જોવા કારણે રે લોલ.

આવે ગાયો કેડે નાથ અલૌકિક ગાવતા રે લોલ;
ઘેરી મોરલડીને સાદ કે ધેન બોલાવતા રે લોલ.

પ્હેરી'તી વનમાળા વ્રજરાજે, કુંડળિયાં કાનમાં રે લોલ;
જોઇ મ્હારૂં મનડું પામ્યું મોહ સલૂણા શ્યામમાં રે લોલ.

જાણી મ્હને ઉભલી આડી મીટ કે હેતે હેરતા રે લોલ;
ચાલ્યા બ્રહ્મમુનિના નાથ કમળ કર ફેરતા રે લોલ.

આપણા નવકવિવરો સ્વામી સંપ્રદાયની કવિતાના સુપરિચિત થાય તો એમના ઉરમાંના અનેક અણબોલ્યા ભાવ બોલતા થાય. મીઠપ, મર્માળાપણું, પ્રસાદ, સરિતાના વ્હેણ સમો અખંડ શબ્દપ્રવાહ ને ભાવપ્રવાહ, નરસિંહ મીરાં ને દયારામ સમો, સ્વામીનારાયણીય વૈષ્ણવ કવિઓ વહાવે છે.

અને સાહિત્યના સ્તંભો કવિઓ છે ને ધર્મના સ્તંભો સન્તો છે. કવિ ને સન્તનો સમન્વય એ તો સંસારનો અદ્દભુત વારસો; ને એ આપણે ત્ય્હાં વિરલ ન હતો. પશ્ચિમના વાયુ વાયે નવયુગમાં કવિ ને સન્ત નિરાળા પડ્યા છે; પણ વૈદિક ઋષિવરોના અનુજો જેવા તુલસીદાસજી સુ-

રદાસજી તુકારામ નરસિંહ મ્હેતા તેમ સ્વામીનારાયણીય સાધુજનો કવિસન્તો હતા; બ્રહ્મમન્ત્રો ગાતા, તેમ જ જીવતા. દલપતરામ એ આદર્શના કવિ હતા. ગોપાળાનન્દ ગુણાતીતાનન્દ, નિત્યાનન્દ, વાસુદેવાનન્દ: કવિ ન્હોતા એવા ને કવિ હતા એવા સદ્‌ગુરુઓએ સ્વામી સંપ્રદાયને ખીલાવ્યો, મ્હોરાવ્યો, દિશદિશમાં સંપ્રદાયનો સન્દેશ સંભળાવ્યો છે.

વચનામૃતો શિક્ષાપત્રી સદ્ધર્મપ્રણાલિકાઓ કવિઓ સદ્‌ગુરુઓ ઉત્સવો સમૈયા—એ સકળ ધર્મસામગ્રી સ્વામી સંપ્રદાયને સાગમટે સાંપડી એ સંપ્રદાયનાં ને દેશનાં ધન્ય ભાગ્ય. પણ એ સર્વ સંપત્તિઓ એક પલ્લામાં મૂકાય ને બીજી એક સંપદ બીજા પલ્લામાં મૂકાય ત્હો ય એ બીજા પલ્લાની દાંડી નમે એવી એક મહાસંપદ સંપ્રદાયનાં બીજ રોપાતાં હતાં ત્ય્હારે સંપ્રદાયમાં હતી. પરિબ્રહ્મ પણ અવતાર ધરે છે ત્ય્હારે કાળધર્મને ઓઢે છે; એટલે આજે એ મહાસંપદ સંપ્રદાયે નથી, પણ ત્ય્હારે તો એ દૈવી સંપદ સંપ્રદાયમાં અણમૂલી હતી. એ સંપત્તિ તે શ્રીજીનું મુદ્રાઆકર્ષણ: Personal Magnetism. અને સન્તકવિઓએ અનેક વેળા ને અનેક વિધ્યે એ વર્ણવેલ છે.

લટકાળા! ત્હારે લટકે રે લ્હેરખડા! હું લોભાણી.
કાજુ કમળનયન કટાક્ષમાં
મ્હારા તાણી લ્યો છો પ્રાણ:
જોઈને જીવું છું.

સન્મુખ આવે ગજગતિ ચાલ, કે અંગ મરોડતા રે લોલ;
રસિયો નેણું સાથે નેણ કે જોરે જોડતા રે લોલ.

નાંખી બ્રહ્માનન્દને નાથ અચાનક આંખડી રે લોલ;
મ્હારા ચિત્તમાં લાગી ચોટ, કે ઘાયલ થઇ પડી રે લોલ.

કાળ કંપે જેથી રે, તે નિર્માની રહેતા;
છોટા મ્હોટા મનુષ્યને રે તુંકારો નવ દેતા.
પરનું દુઃખ દેખી રે દયાળુ અતિ ડરે;
પરમાણુ પરગુણ રે મેરુ તુલ્ય કરે.
બ્રહ્મવિદ્યાની વાતો રે સભામાં એ કરતા;
એના મુખકમળથી રે કેવળ અમૃત ઝરતાં.

ગહન અવર્ણ્ય અર્ધસ્પષ્ટ ગુરુત્વાકર્ષણનાં આ તો કીર્તન. પણ શ્રીજીના આકર્ષણમન્ત્ર એથી યે સ્પષ્ટ ને અજવાળાં જેવા દેદીપ્યમાન હતા. સન્તોએ કીર્તનમાં તે ગાયા છે.

ધ્યાન ધરતા એકાંતે રે ચાદર ઓઢી વનમાળી;
જોગકળા દેખાડતા રે આસન ચોરાશી વાળી.

*   *   *   *

સમાધિમાં પડયાંને રે ઉંચે સાદ બોલાવે;
દ્રગમાં દ્રગ જોડી રે તરત દેહમાં લાવે.
આજ મ્હેં તો દીઠા વ્હાલાને વાટ વહેતાં;
નેણાં રોકયાં નથી રહેતાં, રે બ્હેની !
આજ મ્હેં તો દીઠા વ્હાલાને વાટ વહેતાં.
એની મૂર્તિ દેખીને રે નાડી પ્રાણ તણાય;
અલબેલે મારી મ્હને આંખડી.

પ્રાણવિનીમયની વશીકરણ વિદ્યા શ્રીજીને સિદ્ધ હતી એમ સન્તો કહે છે. ભકતોને સમાધિદશા અર્પવાના દ્રષ્ટાન્તો

સંપ્રદાયવિખ્યાત છે. રાજદંડ સમા ધર્મદંડ-શ્રીજીની સમાધિની લાકડીની કથા સંપ્રદાયમાં સર્વવિદિત છે. શ્રીજીનું મહાનુભાવ મુદ્રાઆકર્ષણ સંપ્રદાયસંહિતાનો એ જાણે ગાયત્રીમન્ત્ર હતો.

એવા દૈવી સંપતસમૃદ્ધ સંપ્રદાયે દલપતરામને દૈવી સપત્તિ અર્પી; એવા સાત્ત્વિકવર્ણા સંપ્રદાયે દલપતરામનું આયુષ્ય સાત્ત્વિક રંગે રંગ્યું. અને તે આમ બન્યું.

સં. ૧૮૯૦ ની વસન્તપંચમી હતી. મૂળીમાં સમૈયો હતો. વઢવાણથી હરિભક્તો જતા હતા; પ્રેમાનંદ મામા પણ જતા હતા. મામાએ પૂછ્યું દલપત ! આવવું છે ? દલપતરામે હા કહી, પણ અમૃતબાએ ના કહી કે મૂડિયા ભૂરકી નાંખે તો ? દલપતરામે કહ્યું મૂડિયા મ્હને શું કરશે ? મ્હારે સ્વામીપન્થી થવું જ નથીને. જોવાનું જડશે.

'સ્વામીપન્થી થવું નથી' કહીને દલપતરામ ગયા, ને સ્વામીપન્થી થઈને ઘેર આવ્યા. ત્ય્હારે ૧૪ મું વર્ષ ઉતરીને ૧૫ મું બેસવાકાળ હતો.

મૂળીમન્દિરનાં શિખરો થયાં ન હતાં. બેએક માથોડાં ઉંચો પગથાર ને ધાબાં થયાં હતાં, મંહી મૂર્તિઓ પધરાવેલી હતી. સાધુના મેડા કે ભંડાર નહોતા. મન્દિર ફરતી પર્ણકુટીરો કરીને ત્હેમાં સન્તો રહેતા. નોંખાનોંખા સન્તમંડળ સમીપે મુમુક્ષુ શ્રોતાજનોની મંડળીઓ જામતી. લોક સદ્‍ગુરુઓ કને ઉપદેશ સાંભળવાને જતા.

દલપતરામ કહે છે કે 'હાલ જેમ કોઇ નવો માણસ સ્વામીનારાયણના મન્દિરમાં આવે તો હવેલીઓ વિ. ત્હેને

દેખાડવામાં આવે છે; તેમ તે વખતે જૂદા જૂદા સાધુઓ તથા તેઓનાં ઉપદેશ તથા બોધશક્તિ બતાવવામાં આવતાં.'

મૂળીમાં દલપતરામ સત્સંગસભામાં બેઠા, કીર્તન સાંભળ્યાં, ભોગવતી 'ગુપ્તગંગા'ના વીરડામાં ન્હાયા, ગામમાં ફર્યા, આચાર્યશ્રીનાં દર્શને ગયા, હાલર જેવાં ઘૂમતાં હરિભક્તોનાં વૃન્દ દીઠાં. ભાવ જોયો, ભક્તિ ભાળી, આરતીમાં ઉભા, બાઇભાઇના અસ્પર્શ—અપરસ નિરખ્યા. તુલસી ને સૂખડની કંઠીઓના છડા ન્યહાળ્યા, માળાઓના હારડા હેર્યા, તિલકિયાં ને ચાંદલિયાં દીઠાં. બ્રહ્મચર્ય ઝળહળતાં ભગવાં ભાળ્યાં; સ્વામીનારાયણે બાંધેલી વાડો, સત્સંગીઓને સદ્‌બોધેલો સદુપદેશ, પ્રજામાં પ્રેરેલી ધર્મપ્રેરણા પત્યક્ષ પેખ્યાં. પણ દિલ માનતું નહિં; જોબનઝૂલન્તી બુદ્ધિ પ્રશ્નો પૂછતી. આંખ કહેતી કે કાંઇક છે; બુદ્ધિ બોલતી હજી મ્હારે પૂછવું છે. દલપતરામની પ્રધાન પંચપ્રશ્નાવલિ હતી. સન્તોને આસને આસને જતા ત્યહાં એ પ્રશ્નાવલિ પૂછતા.

૧, ઇશ્વરને અવતાર ધરવાનું કારણ શું હોય ?

૨, વગર અવતાર ધર્યે તે પોતાનું કાર્ય ન કરી શકે ?

૩, કળીયુગમાં અવતાર થાય જ નહિ.

૪, અમારાં આગળનાં ધર્મશાસ્ત્રો શું ખોટાં છે ?

૫, તે પ્રમાણે ચાલ્યે અમારૂં કલ્યાણ ન થાય ?

સન્તોને આસને આસને કિશોર દલપતરામ જતા ને એ પ્રશ્નમાળા પૂછતા. ઉત્તર સાંભળતા, પણ બુદ્ધિસન્તોખાતી નહિ. દલપતરામનું અન્તર હજી ઉખર ખેતર હતું.

પણ ઉખરને યે ફળદ્રુપ કરનારા દુનિયામાં પડયા છે ને ?

ફરતા ફરતા દલપતરામ ભૂમાનન્દ સ્વામીને આસને ગયા- ત્હાં કીર્તન ગવાતું હતું.

સર્વે સખિ જીવણ જોવાને ચાલો રે;
શેરડિયોમાં આવે લટકતો લાલો રે.

એની શોભા મુખે વરણવી ન જાય રે;
જેને નિગમ નેતિ-નેતિ કરી ગાય રે.

રોઝે ઘોડે રાજેશ્વરે વિરાજે રે;
છબિ જોઈ કોટિક કંદર્પ લાજે રે.

ભેળાં આવે મહાજન મુનિનાં વૃન્દ રે;
ત્હેમાં શોભે તારે વીંટયો જેમ ચન્દ રે.

કીર્તન પૂરૂં થયું ને ભૂમાનન્દ સ્વામીની કથા ચાલી.

વ્હાલા ! પડવે પ્રાણજીવન અન્તર પરવરિયા રે;
અમો ખાબોચિયાંનાં નીર કરી મ્હેલ્યા દરિયા રે.

ગુરુવચન રૂપી તરંગ અહોનિશ આવે રે;
હરિસુખનો સાગર સત્સંગ સન્ત બતાવે રે.

અરે ભાઈ! જીવનું કલ્યાણ મનુષ્યદેહમાં જ છે, માટે મનુષ્યદેહ મોંઘેરો કહ્યો છે. ચોરાશીના ફેરામાં બીજે મોક્ષ નથી. દેવલોકે પુણ્ય માણવાને છે, क्षीणे पुण्ये मर्त्य-लोके विशन्ति. અમારે ત્હમને ખોટું કહેવાનું કારણ શું હોય? સ્રીધનનો તો અમારે ત્યાગ છે. મન માને તો માનજો. ઉગ્યો કહ્યે યે અજવાળાં આપશે, ન ઉગ્યો કહ્યે યે અજવાળાં આપશે. બોલો સન્તો ! કીર્તન બોલો.

ભૂમાનન્દ સ્વામી સન્ત હતા, કવિ હતા, કીર્તનો કરતા, કીર્તનો ગવરાવતા. સંશયોને દળી નાંખતી ઘંટીના ઘરઘર રવે કીર્તન શરૂ થયું.

મન્દિર મ્હારે આવ્યા રે સ્વામી સૂરજ ઉગતે રે,
વધાવ્યા મ્હેં ભરી મોતીનો થાળ;
મનગમતાને મળીને રે લીધાં મ્હેં તો મીઠડાં રે,
જાગી મ્હારે અન્તર વ્હેની ઝાળ: મન્દિર મ્હારે.

સુખના તો સાગર રે રેલ્યા ચારે ખૂણમાં રે,
દુઃખનો તો ન આવે નજરે લેશ;
અમૃતના મેહુલા રે, સાકરના કર પડયા રે,
નિરખ્યા નટનાગર નૌતમ વેશ: મન્દિર મ્હારે.

મ્હારા મનના સર્વે રે મનોરથ પૂરવા રે
અઢળક ઢળિયા આનન્દકારી અજીત;
ખોયેલા દિવસના રે ખંગ સરવે વળ્યા રે,
ભૂમાનન્દ કહે શાન્તિ પામ્યું ચિત: મન્દિર મ્હારે.

ભૂમાનન્દ સ્વામી જામનગર તાબે કેશિયા ગામના હતા, ને પૂર્વાશ્રમે કડિયા હતા; નામે રૂપજી રામજી. ચાર ભાઈઓમાં એ ત્રીજા પુત્ર હતા. એક વેળા એમને ગામ વ્યાસજી ભારતની કથા કહેવાને આવ્યા હતા. ગામલોક કથા સાંભળવાને ટોળે મળ્યું. પિતા સાથે પુત્રે કથામાં ગયા હતા. રામજીભાઇ નાતના પટેલ ને ગામના અગ્રેસર, એટલે એમને જવે ગામલોકે મારગ દીધો; ને મારગ દેતાં ભીડાભીડ થઇ. નરનાર ખૂંદાવા લાગ્યાં. રૂપજીએ કહ્યું: બાપૂ!

આગળ ક્યહાં ધપો છો ? જૂવો ને આ નરનાર ખૂંદાય તે. રામજીભાઇએ કહ્યું, તું તો જીવન્મુક્તાઓના જેવું બોલ છઃ ભૂળીએ જા. રૂપજી ભૂળીએ ગયા, ને જીવનમુક્ત થયા. સત્સંગમાં આવ્યા પછી ભૂમાનન્દ સ્વામી મનુષ્યોના સન્ત ઘડતા.

વળી કથા ચાલી ને સ્વામી બોલ્યાઃ શ્રીજી મહારાજ ક્યહાં જન્મેલા ? ક્યહાંથી આ દેશમાં આવ્યા ? લાકૂખોની વૃત્તિઓ કેવી ખેંચી લીધી ? એ બધાં યે આશ્ચર્ય નથી ? સદ્ધર્મનો જાણે સૂરજ ઉગ્યો એમ નથી થતું ? કોઈને શંકા રહેતી હોય ને પૂછવું હોય તે ભલે પૂછે.

પછી વઢવાણના જુવાન છોકરડાએ પોતાના પ્રશ્નો સ્વામીને પૂછ્યા. દલપતરામે વેદ ને શાસ્ત્રો કંઇક કંઇક દીઠાં હતાં.

પ્રથમના પ્રશ્નના ઉત્તરમાં સ્વામીએ કહ્યુંઃ ભગવાનની ભાષા મૌનની છેઃ એ કદી બોલતા નથી. આકાશવાણી ક્યહારેક થાય એ દેવવાણી છે. ઋષિમુનિના અન્તરમાં ભગવાન બોલે છે, ત્હો ય પડદાની વાતું પડદા પાછળથી કરે છે. કેટલા યે કળાઅવતાર થયા, અંશાવતાર થયા; શ્રી કૃષ્ણ પૂર્ણાવતાર હતા. આ તો અવતારોના અવતારી આંગણે આવ્યા છે. અગમ્યને ને અગોચરને ઓળખાવવાને ભગવાન અવતરે છે.

વળી ગીતાજીમાં ભગવાને કહ્યું છે કેઃ—

संभवामि युगे युगे.

એટલે કળીકાળમાં અવતારને કાંઇ અવરોધ નથી.

ધર્મશાસ્ત્રો સહુ શ્રી હરિની પ્રેરણા છે, ને સહુમાં કલ્યાણ કહ્યું છે. વેદ રાવણ જેવાને હાથ પડ્યા ત્યહારે

રાવણે જટાધન રચીને વેદનો વિસ્તાર કીધો. એમ કેટલાંક ધર્મશાસ્ત્રો ડ્હોળાઇ ગયાં છે. શ્રુતિ ત્રિકાળપર છે, પણ સ્મૃતિ યુગે યુગે બદલાય. ભગવાન આજના ધર્મ પ્રબોધવા પધાર્યા હતા; આ લોકનું ને પરલોકનું કલ્યાણ કહી ગયા છે. એમણે ૨૧૨ શ્લોકની શિક્ષાપત્રી લખી છે ને પાળો બાંધી છે. એ પાળો પાળે એમને કલ્યાણનો કોલ છે.

અતિ ધીરજથી, સરોવર જેમ હેલિયાં લે એમ, સ્વામી બોલતા. દલપતરામ લખે છે કે 'પ્રથમ તો વાર્તા કરનાર સ્વામીનો ચહેરો જોઈને તથા આંખો જોઈને જ વાર્તા સાંભળનારના મનને શાન્તિ થઇ જાય; વચન તો પછી નીકળે.' 'એવી અસરકારક રીતે વાત કહેનાર તો શું પણ તેના સોમા ભાગે અસરકારક વાત કરનાર હાલ કોઇ નથી.' બાપૂ સાહેબે સન્તની વ્યાખ્યા ગાઈ છે એ ત્રિકાળસાચી છે કે

સન્તો ભાઇ રે ! શાન્તિ પમાડે ત્હેને સન્ત કહિયે.

સ્વામીએ કહ્યું: મન માને તો સાક્ષી પૂરજો. અમને એંધાણું મળ્યાં છે.

આદિત્ય સમ ઉદય થયા સ્વામી સહજાનન્દ;
અજ્ઞાનતિમિર ટાળવા, લઇ મુનિઓનાં વૃન્દ.

સત્સંગ ચારે ખૂણમાં કરાવ્યો, કાઢી કુસંગ;
સતજુગ સમ ધર્મ સ્થાપિયો, કરી કાળનો ભંગ.

જીવ જઇ જેની ઓળગે જીત્યા જુલમી કામ;
એ રે એંધાણીએ ઓળખો ભૂમાનન્દનો શ્યામ.

બસ, થયું. દલપતરામને ધર્મબાણ વાગ્યાં. પેલા ભજનમાં કહ્યું છે ને કે:—

સદ્‌ગુરુએ [illegible] શબ્દોનાં બાણ.
દલપતરામ સ્વયં [illegible] કે ‘ઉપદેશ, જેમ બાણ વાગે તેમ, છાતીમાં ઉતરી ગયો. × × અન્તઃકરણ પીગળી ગયું, નેત્રમાં આંસુ આવી ગયાં; અને સ્વામી પાસે બોલ્યા કે મહારાજ ! મ્હારૂં કલ્યાણ થાય તે બતાવો.’ સ્વામીએ કહ્યું: આવજે; વર્તમાન ધરાવીશું.

સાધુ જીત્યા ને ગૃહસ્થ હાર્યા. સદ્ધર્મને કોણ જીત્યું છે ? સદ્ધર્મ સન્મુખે હાર સ્વીકારતાં શરમાયા છે તે સૌ જીવન હાર્યા છે.

એમ દલપતરામ સત્સંગી થયા, ને અન્તઃકરણમાં ધર્મનો ધજાગરો રોપ્યો. સં. ૧૮૯૦ ની વસન્તપંચમીએ દલપતજીવનની ધર્મવસંત બેઠી.

ત્રણેક દિવસ મૂળીમાં રોકાઇને ભૂમાનન્દ સ્વામી પાસે દલપતરામે પંચવર્તમાનની સ્વામીનારાયણીય ધર્મદીક્ષા લીધી. ત્યાગીનાં પંચવર્તમાન છે નિષ્કામ નિર્લોભ નિઃસ્નેહ નિઃસ્વાદ ને નિર્માન. ગૃહસ્થીનાં પંચવર્તમાન છે મદ્ય માંસ જૂઠ ચોરી ને વ્યભિચારનો ત્યાગ. સ્વામીએ મન્ત્રોપદેશ દીધો:સ્વામીનારાયણનો દૃઢ આશ્રય રાખવો; પંચવર્તમાન પાળવાં; અણગાળ્યાં પાણી કે દૂધ ન પીવાં; હરિનામની પાંચ માળા ફેરવવી; ને નૈવેદ્ય ધરાવીને જમવું. પછી ભૂમાનન્દ સ્વામીએ દલપતરામને શિક્ષાપત્રી આપી ને કહ્યું:બધાં યે સત્‌શાસ્ત્રનો સાર આમાં છે; અમે ય આથી વિરૂદ્ધ બોલિયે ચાલિયે તો ન માનવું. સ્વામીનાં રચેલાં કીર્તન માગ્યાં ત્યહારે

ઘેર ચાલી આવ્યા ગોલોકવાસી રે

એ કીર્તનનો ચોક ઉતારીને આપ્યો.

પ્ર. ૬, પા. ૧૨૬

દલપતરામના જીવનગઢનો પાયો એમ રોપાયો. કામ ક્રોધ લોભના, પ્રપંચનાં પ્રલોભનોના, સંસારની તડકીછાંયડીના, નવા જમાનાનાં નવરંગોનાં; કંઇ કંઇ હુમલાના લોઢ પછીનાં પાંસઠેક વર્ષમાં ચ્હડી આવ્યા, પણ એમનો સદ્ધર્મ-દુર્ગ આયુષ્યભર અજીત રહ્યો.

ત્રણ દિવસ મૂળીમાં રોકાણા તે દરમિયાન શ્રીજીનો એક પરચો ત્ય્હાં દલપતરામે દીઠો. દલપતરામ સ્વયં એ પ્રસંગ વર્ણવી ગયા છે.

'અમદાવાદવાળો મોઢ ઘાંચી વ્રજલાલ એ વખતે મૂળીએ સમૈયે આવેલો હતો. સન્ધ્યા વખતે આરતી કરતાં કરતાં તેને એકદમ સમાધિ થઇ આવી. અને જરાક વાંકો વળ્યો એટલે શું થયું ? શું થયું ? એમ કહીને પાસે ઉભેલા લોકોએ તેને ઝીલી લીધો; નહિ તો તે જરૂર જમીન ઉપર પડી જાત. પછી માણસની ભીડ ઘણી હતી, તેથી આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજે કહ્યું કે એને પાટ ઉપર સૂવાડો, નહિ તો ક્ય્હાંક કચરાઇ જશે. એટલે પાટ ઉપર સૂવાડયો. પછી લોકોએ તેની નાડ જોઈ, પણ નાડ બિલકુલ ચાલતી નહોતી. તેનો એક હાથ છાતી ઉપર રહી ગયો હતો. તે પાંશરો કરવા માટે ઘણા માણસો મથ્યા, પણ તે હાથ કોઇ રીતે સીધો થઈ શક્યો જ નહિ. તેની આંખો ખુલ્લી રહી ગયેલી; તેમાં લોકોએ આંગળીઓ ફેરવી, પણ આંખ જરા પણ ચોરાતી નહોતી. શૂન્ય શબાકાર સ્થિતિ તે વ્રજલાલની થઈ રહેલી હતી. લોકોએ કહેવા માંડયું કે 'સમાધિ થઇ' 'સમાધિ થઇ.' પછી દલપતરામને પણ તે જોવાનું કુતૂહળ થઇ આવ્યું, ને વ્રજલાલની પાસે ગયા.

તેનાં ચિહ્નો જોયાં, તેની આંખનાં પોપચાં ઉપર હાથ ફેરવી જોયો, પણ તેણે લગારે મટકું માર્યું નહિ. × × સૌ લોક આશ્ચર્ય પામીને કહેતા હતા કે સ્વામીનારાયણનો પ્રતાપ.'

એ વ્રજલાલ સં. ૧૯૦૭ કે ૧૯૦૮ સૂધી અમદાવાદ માં હયાત હતા, ને સત્સંગીઓ સહુ ત્હેમને સન્માનતા.

દલપતરામની ધર્મનિષ્ઠાનાં મૂળ અણઉખાડ ચોપાયાં.

ઇ. સ. ૧૮૩૪ માં દલપતરામે આ દીઠું, ને ૧૯૯૭ માં વર્ણવ્યું. આજે સદી પછી ૧૯૩૩ માં શિકાગોમાં જગત્‌ધર્મોનો વિશ્વસમૈયો છે. મહીસુરના ધર્મપ્રેમી યુવરાજશ્રીએ ત્યહાં હિન્દુધર્મનો ધર્મમંડપ રોપાવ્યો છે, ને ત્યહાં પશ્ચિમની દુનિયાંને સમાધિયોગનાં દર્શન કરાવવાના છે. સમાધિયોગના અશ્રદ્ધાળુઓને અમેરિકાને આંગણે હિન્દુ ધર્મનાં આજ ન્હોતરાં છે.

'મ્હારે સ્વામીપન્થી થવું જ નથી;' 'મૂડિયા મ્હને શું કરનાર છે?' એવા દૃઢ સંકલ્પે ઘેરથી નિકળેલા દલપતરામ સ્વામીનારાયણીય ધર્મદીક્ષા અંગિકારીને, ભાલમાં તિલક ને ઝોળામાં માળા પૂજા શિક્ષાપત્રી લઇને મામા સંગાથે ઘેર આવ્યા. કાળમીટના ખડકે પૂરમાં પડે છે તો હૈયાપોચી ભેખડ ન પડે? સદ્‌નિર્ણય અભેદ્ય રહે ને અસદ્‌નિર્ણય સત્ત્વર ભેદાય એ જ સારૂં. સત્‌સંકલ્પની એકવાકયતા સદ્‌ગુણ છે; અસત્‌સંકલ્પની એકવાકયતા એટલે અસત્યોની પરંપરા. પંદરમે વર્ષે કીધેલું એ ધર્મતિલક ૭૯ મે વર્ષે યે દલપતરામને ભાગ્યદેશેથી ભૂંસાયું ન હતું. દલપતરામની છાયાછબિઓ ગુણઓશિંગણ ગુજરાતીઓ જતનથી જાળવે છે ત્યહાં સૂધી એ તિલક અખંડ ને અમર છે.

પ્ર. ૬, પા. ૧૨૮

વાંકાનેરમાં બ્હેન જેકોરબાને સીમન્ત હતું ને જડેશ્વરમાં ભાઇ દિનકરરામના વાળ ઉતરાવવાની બાધા હતી; એટલે મૂળીસમૈયેથી વઢવાણ આવ્યા પછી માતુશ્રી અમૃતબા બન્ને પુત્રોને લઇને વાંકાનેર ને જડેશ્વરની જાત્રાએ ગયાં. ભીષણરૂપ કાળમીટની છીપરોમાં, એ કાળમીટના ખડકોને જાણે ભીંજવતી, વહતી મચ્છુને કાંઠે વાંકાનેર પાઘડીપને પથરાયેલું છે. પશ્ચિમપરવાડે એને ડુંગરીઓની ધાર છે, ને એ ધાર ઉત્તરદક્ષિણ થોડાક ગાઉમાં વિસ્તરી પડેલી છે. વર્ષામાં મંહી ઝરણાંઓ રમે છે. ગામના ભાગ્યદેશે આજ તો રાજમહેલ છે. એ રાજમહેલની યે ઉપર જાણે મુગટસ્થાનેથી માતાની પુરાણી દ્હેરી, દેવજ્યોત જેવી, વાંકાનેર ગામને નિરખતી ને સંરક્ષતી કંઇ કાળથી ઉભી છે. ચારેક ગાઉ મંહી ડુંગરીઓમાં છેક છેલ્લી ધાર ઉપર જોગેશ્વર જડિયો–મહાખાખી વૈરાગી જડભરત જેવો–ચરણમાં વિસ્તરતા વિશાળ પૃથ્વીપગથારે આશીર્વાદદ્રષ્ટિ વરસાવતો, ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ એવા જગતમાં એક કૂટસ્થ, સમાધિસ્થ, પદ્માસન વાળી બેઠો છે. સ્વર્ગમાં ચ્હડવાની કે સ્વર્ગમાંથી ઉતરવાની–એનો તો યાત્રિકોની શ્રદ્ધા અને તીર્થકરણી નિર્ણય કરે છે–એનાં પગથિયાંની ઉંચી સોપાનશ્રેણી સોરઠમાંના ઇતિહાસપ્રસિદ્ધ સુન્દર સોદાગરે બન્ધાવેલી છે. યોજનવા આઘે, ક્ષિતિજની ઝાલરોમાં લપ્પાતી, મહર્ષિ દયાનંદના જન્મતીર્થ ટંકારાની વાડીઓ ઝંખાય છે. રમણીયતા ત્ય્હાં રમતી નથી. નિર્જન એકાન્ત, વાયુના શંખનાદ, વેરાનતા, ત્ય્હાંની ટેકરીઓના જેવી ન્હાનકડી ભવ્યતા, એ શિવજીશિખરે ભાસે છે.

ગાઉ-દોઢ ગાઉ વાંકાનેર રહ્યું ત્‍હાં થાનચોટીલાની ઘૂંચવાતી ડુંગરમાળમાં જતું બાવાઓનું ઝુંડ મળ્યુંઃ શસ્ત્ર-સજ્જ, રુદ્રમુખી, ઉશ્કેરાયેલા વાતાવરણવાળું. ગામને સ્‍હામે તીર નદીકાંઠે પહોંચ્યા ત્‍હાં બ્રાહ્મણોનાં બે શબ પડેલાં દીઠાં. શરીરે ઘાવ હતા ને વસ્ત્રો લોહીખરડયાં હતાં. ગામમાં ગયે સાંભળ્યું કે લોટ માગતાં માગતાં બ્રાહ્મણો ને બાવાઓ ઝાટકે આવ્યા હતા. રાજસાહેબ પાસે એ સમાચાર ગયા. રાજસાહેબે કહ્યું કે 'ગાયો ગાયો વઢે એમાં અમે શું કરિયે?' ત્‍હારના ઉદારદિલ ગૌબ્રાહ્મણપ્રતિપાળ રાજવીઓની ધર્મનિષ્ઠા એ હતીઃ ગાય ખેતર ભેળે ત્‍હો ય મરાય નહિ. સીમમાં દીપડાને ને સાવજને મારવાના મનાઇહુકમ આજ પ્રવર્તે છે એથી એ ભાવ સારા ન્‍હોતા?

દિનકરરામના વાળ ઉતરાવી, જેકોરબાને મોસાળું પૂરી, બ્‍હેનને સાથે તેડીને અમૃતબા વઢવાણ આવ્યાં. વઢવાણ આવી ચૈત્ર માસમાં દિનકરરામને જનોઇ દીધું. ડાહ્યાભાઇ તો રોષે ને રૂસણે હતા, એટલે પુત્રના જનોઈમાં એમણે પગ મૂકયો નહિ. દિનકરરામનો ઉપનયનસંસ્કાર એમના મોસાળમાં થયો.

પીયર આવ્યે બ્‍હેન જેકોરબાને પછી પુત્ર અવતર્યો ત્‍હારે એક નવસંપ્રદાયીના નવઉમંગથી એનું નામ 'નારાયણ' પાડયું. મ્‍હોટો થયે નારણજીએ મામાની સંગાથે ગુજરાતે ને મુંબઇમાં ફ્રરી-ઘૂમી મામાની ચાકરી સારી કરી હતી.

દલપતરામ લખે છે કે 'મૂળીથી સ્વામીનારાયણનો ધર્મ સ્વીકારી પોતાનો પુત્ર આવ્યો એ વાત ડાહ્યાભાઇના જાણ-

વાસાં આવી ત્ય્હારે જેમ
થઈ જાય એટલું પોતાને ખોટું લાગ્યું.'

અગ્નિહોત્રી ડાહ્યાભાઈ શ્રૌતસ્માર્તમાર્ગી હતા. વૈદિક સિદ્ધાન્તો ને વૈદિક કર્મકાંડ એમને મન સર્વોપરી હતાં. સ્વામી નારાયણનો નવીન સંપ્રદાય હતો. અગ્નિહોત્ર એ ઉપદેશતો નહિ; ક્રિયમાણની મહત્તા ગાતો નહિ; અદ્વૈતવાદ, માયાવાદ, સોમયાગાદિક યજ્ઞયાગનાં દુંદુભી વગાડતો નહિ. ડાહ્યાભાઈ સ્વામીનારાયણ સંપ્રદાયને પોતાના વૈદિક માર્ગનો વિરોધી માનતા. જુનાનવાનો એ તો સર્વવ્યાપી પુરાણો વિરોધાભાસ છે.

ત્હો ય એક પાસો ડાહ્યાભાઈએ નાંખી જોયો. ક્લેશકંકાસને કારણે અમૃતબા પીયરમાં રહેતાં હતાં. ડાહ્યાભાઈએ ધાર્યું કે મામાની સોબતે બગડેલો પુત્ર 'જો મ્હારા ઘરમાં રહેવા આવે તો હું થોડે થોડે સ્હમજાવીશ:' એ ભાવે અમૃતબાને કહાવ્યું કે 'ઘર બે છે. ત્હેમાંના એક ઘરમાં ત્હમે સહુ રહેજો, અને એક ઘરમાં હું રહીશ.' ઘરમાં રહેવાને આવો. દલપતરામને ડાહ્યાભાઈની પ્રકૃતિનો અનુભવ હતો. એમણે માતુશ્રીને કહ્યું કે 'હું તો ઘરમાં રહેવા આવું તો મ્હને મારે. ને તમે ત્યાં રહેવા જશો તો હું જતો રહીશ.' અમૃતબાને ધર્મસંકટ આવ્યું: થોડીક માતાઓને એવાં ધર્મસંકટ આવતાં હશે કે પતિ વ્હાલા કે પુત્ર વ્હાલો કરવો. આજે ખરૂં કહો કે ખોટું કહો: ત્ય્હારે અમૃતબાનું પુત્રવાત્સલ્ય જીત્યું, ને ડાહ્યાભાઈનો સન્દેશો પાછો વાળ્યો. એ વત્સલભાવનો અમૃતબાએ ભારે દંડ ભર્યો એમ કથા

કહે છે. ડાહ્યાભાઈને ને અમૃતબાને એ આયુષ્યનાં રિસામણાં નીવડ્યાં.

ડાહ્યાભાઈની પ્રકૃતિ નિરુદ્યમી ન હતી. સન્દેશો પાછો વળ્યે તો અન્તર ઉંડતું ઉશ્કેરાયું. વઢવાણની શ્રીમાળી જ્ઞાતિમાં ત્ય્હારે બે તડ હતાંઃ એ જ્ઞાતિ તડસૂની હોય એ જ છેલ્લા સૈકામાં અપવાદ. દલપતરામના પિતા ને મામા એક જ તડમાં હતા. ડાહ્યાભાઈએ હવે પ્રેમાનન્દ મામાનો પક્ષ છાંડયો ને સ્હામા તડમાં જઈ બેઠા.

એટલેથી ડાહ્યાભાઇ સન્તોષાયા નહિ. એ વેદધર્મીને લાગ્યું કે ગજબ થયો, મ્હારો નિર્વંશ ગયો. હવે અગ્નિહોત્ર કોણ કરશે ને અખંડ અગ્નિને કોણ પૂજશે–પૂજાવશે ? ‘ડાહ્યાભાઈએ તો પોતાની યજ્ઞશાળામાંનો યજ્ઞકુંડ ખોદી નાંખ્યો; અને અગ્નિ પ્રકટાવવાની ખેરની શારડી બાળી નાંખી. વઢવાણમાં ધર્મતળાવ પાસે એક ધર્મશાળા હતી. ઘર ત્યાગી પોતે ગામ બ્હાર ત્ય્હાં રહેવાને ગયા, ને અમૃતબાને કહાવ્યું કે તહમે ઘરમાં રહો ને ઘરવખરી સંભાળો.’

પાંચેક વર્ષો એમ વીત્યાં. પછી સં. ૧૮૯૬માં ધોળકે મ્હોટો દેહ હતો. પિતા ને પુત્રો ને ગામના જ્ઞાતિજનો વઢવાણથી ધોળકે ગયા હતા. ડાહ્યાભાઇએ પછી લાખૂવાવ કે ન્હાનું દહેરૂં દીઠાં નથી. ડાહ્યાભાઈ એકાકી ધોળકેથી વહુઠે ગયા; ને ત્ય્હાં, ગુજરાતના સપ્તસંગમને ઘાટે, એક વિજયાનન્દ સ્વામી કને ડાહ્યાભાઇએ સન્યસ્તદીક્ષા લીધી; ડાહ્યાભાઇ મટી માધવાનન્દ સ્વામી થયા.

સંન્યસ્ત લઈ માધવાનન્દજી થોડોક કાળ વહુઠામાં જ રહ્યા, ને ગુર્જરદેશના મહાસંગમનાં પાણી પીધાં. પછી સરખેજના બ્રાહ્મણોની વિનતિથી સરખેજમાં બહુચરાજી

માતાના મન્દિરમાં જઈ રહ્યા. માતાના મન્દિરમાં રહી સં. ૧૯૦૦ના ધનુર્માસની અજવાળી ચતુર્દશીએ માધવાનન્દ સ્વામી કૈવલ્યપદને પામ્યા. સરખેજમાં કાળ નિર્ગમ્યો એટલામાં કોઇને રૂદ્રી, કોઇને ક્રિયમાણ, કોઇને સંહિતા માધવાનન્દજી ભણાવતા. જ્યહાં જ્યહાં વિદ્વાન જાય ત્યહાં ત્યહાં ત્યહારે વિદ્યાશાળા સ્થપાતી.

મધ્યયુગમાં સરખેજ વિદ્યા અને લક્ષ્મીનું ધામ હતું, ઈસ્લામનું તીર્થ હતું. પાસે ફતેહવાડીનું ક્ષેત્ર છે. ગળીનો પાક ત્યહારે ત્યહાં પુષ્કળ થતો. ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણોનાં સરખેજમાં ત્યહારે પાંચસો ઘર હતાં. ગુજરાતના બાદશાહોના ધર્મગુરુનો ત્યહાં રોજો, એટલે ઈસ્લામીઓનું એ તીર્થ હતું. બાદશાહો ત્યહાં દર્શને જતા, સરોવરતીરના મહેલમાં વાસો રહેતા, ને દેવ થયે ત્યહાં ભૂમિશય્યા કરતા. આજે યે ગુરૂવારે ગુરૂવારે સરખેજમાં ઓરસ ભરાય છે.

સરખેજની આથમણી દિશે બાદશાહ ને બાદશાહ-ગુરુની કલાકીર્તિવન્તી સમાધિ છે. ઉગમણી દિશે અણુછતા રામનાથ મહાદેવ છે, અને ત્યહાં શિવમન્દિરના ચોકમાં માધવાનન્દજીની ન્હાનકડી સમાધિ છે. એ દ્હેરીની સમીપે જ, ગ્હડાવેલી ભયંકર ભમ્મર સમી, ત્રીશેક હાથ ઉંડી, સાબરમતીની ભેખડ છે. બાદશાહી જમાનામાં સાબરમતી નદી એ ભેખડને ધોઈને વહેતી. આજે એ ભેખડના ચરણે વિશાળ પાથરેલો પટ છે, ને હરિયાળાં ખેતરો છે. ત્યહાં, શિવમન્દિરની છાયામાં, સાબરમતીની ઉંચી ભેખડની ભમ્મરે માધવાનન્દ સ્વામીની સંન્યસ્તશય્યા છે.

માધવાનન્દજી કેમ જાણે દલપતરામને અમદાવાદનો માર્ગ દાખવી ગયા ન હોય એમ પછીની દલપતકથા કહે છે.

માધવાનન્દ સ્વામીના નિર્વાણ પછી પોણોસોક વર્ષે દલપતરામનાં સન્તાનો દાદાની દહેરીને તીર્થે પિતૃયાત્રાએ ગયાં હતાં. સં. ૧૯૦૦ ને સં. ૧૯૭૫ ની વચ્ચે પડેલું કાળનું વાંઘૂ ત્ય્હાંના સાબરમતીના વાંઘાથી ઉંડું ને ગહન ભાસતું.

અને આ કુટુંબક્લેશમાં કોણ સાચું હતું? ડાહ્યાભાઇ કે દલપતરામ? દશરથ ને રઘુવીરના પ્રસંગમાં પિતાપુત્ર બન્ને સાચા હતા. પ્રહ્‌લાદ ને હિરણ્યકશ્યપના પ્રસંગમાં પુત્ર સાચો હતો. દલપતરામ ને ડાહ્યાભાઇના પ્રસંગમાં કોણ સાચું હતું? સંસારનિર્મળી સમો સદ્ધર્મ સ્વીકારતો પુત્ર? કે 'વેદ ગયો એટલે વંશ ગયો' ભાખનાર અગ્નિહોત્રી પિતા? કોયડો ઉકેલવો કપરો છે. પિતાપુત્ર ઉભય ધર્મપરાયણ હતા. એમ નથી લાગતું કે વિધાત્રી એક સાચી હતી? દલપતરામનાં આયુષ્યતીર્થ ભણી દલપતરામની જીવનયાત્રા ધપતી હતી.

પછી પંચવર્તમાન ધારણ કરી વતનમાં જઈ દલપતરામે પણ પ્રથમ પગલું શું ભર્યું? દલપતરામે એમનાં આયુષ્યનો મહામન્ત્ર ઉચ્ચાર્યો કે કવિતા કરતાં સદાચાર ને સદ્ધર્મ અધિકાં છે, સાહિત્ય કરતાં સંસાર મહામ્હોટો છે.

આયુષ્યભર દલપતરામે માન્યું ને સદ્‌બોધ્યું છે કે ભાવનાદેશે ચક્રવર્તી સદ્ધર્મ છે; કવિતા ને સાહિત્યનું યે પરમ નિયામક સૂત્ર સદાચરણ છે. એ વિશ્વપ્રવર્તતું પુણ્ય-

સૂત્ર દલપતરામને શિખવાડ્યું હતું સ્વામીનારાયણ સંપ્રદાયે. પંચવર્તમાન ધારીને દલપતરામ ઘેર આવ્યા. ઘેર આવીને પોતાની સામળશાહી બે કાવ્યવાર્તાઓ જોઇ. અન્તર્દેશે પુણ્ય પ્રગટેલા દલપતરામને થયું કે સ્ત્રીચાતુરીની આ મ્હારી કાવ્યવાર્તાઓ વાંચીને રખેને ! સંસારખેડતો એકકે સંસારી પાપપન્થે વળે. પંચવર્તમાનધારીથી સંસારને વિપથે દોરનારી કવિતા લખાય જ નહિ. પછી દલપતરામે જાણે પુણ્યનો અગ્નિ પ્રગટાવ્યો, ને મંહી નિજનાં બે કાવ્યોનો નિઃશેષ નાશ કીધો. હીરાદન્તીને ને કમળલોચનીને સદ્ધર્મની એ પુણ્યવેદીએ હોમી. પાપનાં બલિદાન ઘણાં અપાયાં છે ને અપાશે: દલપતરામે ધર્મજ્વાળા જલાવીને મંહી બિભત્સ શૃંગારી કાવ્યના હવિ અર્પ્યાં. કેટલીક યજ્ઞવેદીઓના હુતાશ એવા કાવ્યહવિ પામ્યા હશે ?

આમ પંદરમું વર્ષ બેસતાં, દલપતરામ રસની બિભત્સતાને જીત્યા. આયુષ્યને પ્રથમ પગથિયેથી જ જાણે દલપતરામે આયુષ્યભરનો મન્ત્રોચ્ચાર ઉચ્ચાર્યો કે કવિતાદેશે પાપ નહિ, પુણ્ય ચક્રવર્તી છે.

---

## પ્રકરણ ૭ સું, કાવ્યદીક્ષાઃ વ્રજભાષા

સં. ૧૮૯૦ ની વસન્તમાં દલપતરામ ધર્મદીક્ષા પામ્યા અને વર્ષામાં કાવ્યદીક્ષા પામ્યા. એમનાં ને દેશનાં સદ્ભાગ્યે બન્ને દીક્ષાદાતાઓ સન્તો ને કવિઓ હતા. એ બન્ને દીક્ષાવિધાન મૂળીમન્દિરમાં થયાં.

ગ્રીષ્મ ઉતરી — ઝાલાવાડની ગ્રીષ્મ ઉતરી એટલે શું એ ઝાલાવાડીઓ જાણે છે.— ને ચાતુર્માસ બેઠો. ભોગાવામાં એકાદું પૂર આવી ગયું. રાણકદેવડીની દેહરીની છાયામાં ઢીંચણપૂર પાણીની સરવાણી વહેવા લાગી. ભોગાવાનો દડ ભીંજાયો ને મંહી થર બાઝયા ને તાજોલીંપ્યો ચોક હોય એવી જળપાડી ઓકળીઓ પડી રહી. ખેતરો હરિયાળાં થયાં, ધરતી હસવા લાગી. આગલે વર્ષે ઝાલાવાડમાં કાળ હતો એ કાળ ઉતર્યે લોકનાં હૈયાં હરખાવા લાગ્યાં.

આષાઢ મહિને પ્રેમાનન્દ મામાએ કહ્યું: દલપત ! શ્રાવણ માસ મૂળીમાં રહે ને મ્હારી વતી તુલસી મ્હડાવે તો બે રૂપિયા આપીશ. મામાને મન હતું કે પોતાનું દેવકાર્ય થશે ને સન્તસમાગમે ભાણેજનો સત્સંગ દઢ થશે. દલપતરામને મન હતું કે નવરાને ઉદ્યમ જડે છે. દલપતરામ અસાડ ઉતરતાં મૂળીએ ગયા.

મૂળીના અધૂરા મન્દિરનું કામ ત્ય્હારે તડામાર ચાલતું હતું. ચણવામાં નકશો કરવામાં વિગતો જોવામાં મુખ્ય ઉપરી માનો સલાટ હતા તે વઢવાણના હતા. સ્વરૂપાનન્દ સ્વામી ને લાલો કોઠારી એ બે કોઠારીઓ હતા, અને ઘનશ્યામાનન્દજી પ્રધાન બ્રહ્મચારી હતા. સંતમંડળ દલપતરામ પ્રત્યે

કૃપાશીલ હતું. ઘોળિયા તરીકે દલપતરામ મન્દિરમાં રહેતા, સન્તોનું કામકાજ કરતા, હડૂલા ને સાખીઓ બોલી રીઝવતા. મૂળીમન્દિરના મહન્ત સદ્‌ગુરુ દેવાનન્દ સ્વામી હતા ને પોતાના સન્તગુરુ બ્રહ્માનન્દ સ્વામીએ અધૂરૂં મૂકેલું ધર્મધામ પૂરૂં કરાવતા હતા.

સભામંડપમાં ગવાતાં દેવાનન્દ સ્વામીનાં કીર્તનો દલપતરામે સાંભળ્યાં. દેવાનન્દ સ્વામી છન્દો રચતા નહિ, કીર્તનો જ રચતા; અને તે પણ ત્યાગીશોભતાં વૈરાગ્યપ્રધાન કીર્તનો. સન્તો દુનિયાંને સદા સદ્‌બોધે છે. દલપતરામને જિજ્ઞાસા થઇ ને વધુ કીર્તનો મેળવીને વાંચ્યાં. વાંચ્યે વાંચ્યે જિજ્ઞાસા વધી. પછી તો સ્વામી પાસેથી યાચીયાચીને કીર્તનો વાંચ્યાં. હૈયું હુલસતું હતું, સ્વામી ભણી ભક્તિ ખેંચાતી જતી હતી. પછી સ્વામીને કાવ્યશાસ્ત્રની કેટલીક શંકાઓ પૂછી; સ્વામીના ઉત્તરથી શાન્તિ વળી; ને દલપતરામે દેવાનન્દ સ્વામી પાસે પિંગળ ભણવા માંડ્યું.

જોગ લીધા પછી પૂર્વાશ્રમની વાત કરવી એ જોગધર્મ નથી. જોગીઓની પૂર્વકથા એ કારણે સંદિગ્ધ રહે છે. સંપ્રદાયમાં પ્રચલિત કથા એવી છે કે દેવાનન્દ સ્વામી જન્મે દેવીકુળના ચારણ હતા, દેવીમાર્ગી હતા, દેવીના દીધેલ તેથી નામે દેવીદાન ગઢવી હતા. દેવીદાન ગઢવી કાવ્યશાસ્ત્રના અભ્યાસી હતા, કવિતા કરતા, સંગીત જાણતા. લીમડી સંસ્થાનના બળોલ ગામના દેવાનન્દ સ્વામી વતની હતા. શ્રીજી મહારાજ એક વેળા ગઢપુરથી અમદાવાદ ભણી વિચરતા હતા ત્યહારે બળોલ ગામે પધાર્યા હતા. ગામલોક દર્શને મળ્યું, જમવા રોકા-

વાનો આગ્રહ કીધો. મહારાજે કહ્યું જવાની ઉતાવળ છે, રોકાવાય એમ નથી. પણ ત્હમારૂં વેણ નહિ ઠેલિયે. તૈયાર હોય તે લાવો. એક બ્રાહ્મણ જઇ ઘેરથી દૂધપાકની ત્રાંસળી ભરીને લાવ્યો. અંગરખાની બ્હાંય કોણીએ ચ્હડાવી, પગ ભોંય લટકતા રાખી, જોડયા ગાડાની ધોંસરીએ બેઠા બેઠા શ્રીજીએ દૂધપાક આરોગ્યો. કોઇકને એ જોઇ હસવું આવ્યું, કોઈ સમોળાં વેણ બોલ્યું, કોઇએ પાછળ નિન્દા કીધી. દેવીદાન ગઢવી લોકસમૂદાયમાં હતા. એમને થયું: સાળું! કહો–ના કહો; છે તો કોક સંસારથી અનોખો; ભાસે તો છે કોક એકલપન્થો; પરમહંસ સમો, વિધિનિષેધથી પર હાલનારો. નાણવો જોઇએ. દેવીદાન ગઢવીએ શ્રીજી મહારાજને કહ્યું: હારે રાખો તો આવવા ઇચ્છા છે, મહારાજ! મહારાજ હશીને બોલ્યા કે અમે તો ત્હમને તેડવાને જ આવ્યા છીએ. દેવીદાન ગઢવી ઘેરથી ચાલી નીકળ્યા, ને શ્રીજીની સવારીમાં ફર્યા. પછી થોડેક વર્ષે ભેખ ઓઢયો ને સાધુ થયા. દીક્ષા દેવાને અવસરે નવસાધુને નામાભિધાન અર્પતાં પૂર્વે શ્રીજીએ ને બ્રહ્માનન્દ સ્વામીએ વિચારણા કીધી. દેવજાતિમાં જન્મેલા છે; દેવીભક્ત હતા, હવે દેવભક્ત થયા છે; દેવીદાન નામ હતું, દેવાનન્દ નામ પાડો. એમ દેવીદાન ગઢવી દેવાનન્દ સ્વામીસ્વરૂપે પુનરવતારે આવ્યા.

દેવાનન્દ સ્વામીના ગુરુ હતા બ્રહ્માનન્દ સ્વામી. બ્રહ્માનન્દ સ્વામી મૂળે અર્બૂદાચળની તળેટીમાં પરાશરઅરણ્યમાંના શિરોહી નજીકના એક ગામના બ્હારોટ હતા. એમનું પૂર્વાશ્રમનું નામ લાડૂ બ્હારોટ. ભાલાની અણી સમાં લાડૂ બ્હારો-

દનાં તીખાં વીરત્વનાં વેણુ બ્રહ્માનન્દકાવ્યમાં પણ ઝબકે છે. સદ્‌ગુરુકા બન્દા બ્રહ્માનન્દા સાચ કહન્દા જગફન્દાઃ એ અષ્ટપદી ભોજાના ચાબખાઓને પણ ભૂલાવે એવી છે. પણ સાધુનું વીરત્વ તે વૈરાગ્યનું વીરત્વ. બ્રહ્માનન્દ સ્વામી સત્સંગના મહાસન્ત હતા; મહાકવિ હતા. એમની વાતો યે સત્સંગમાં ઝાઝેરિક પ્રવર્તે છે. એમણે મન્દિરો બન્ધાવ્યાં, પરચા દીઠા, કીર્તનો ગાયાં. શ્રીજી મહારાજ ક્ષણુ રોષે કે રિસામણે હોય ને બ્રહ્મમુનિ સન્મુખ આવે કે હસી પડતા. રાજકવિઓ થઇ ચારણબ્હારોટ રાણામહારાણાને રીઝવતા, રમાડતા, બિરદાવતા; એ જ ચારણબ્હારોટ સન્ત થઇ શ્રીજીને રીઝવતા, રમાડતા, બિરદાવતા. ભગવાન તો ભક્તાધીન છે ને ?

દેવાનન્દ સ્વામી મહાન સિતારી હતા. એક વેળા વડોદરામાં ગાયકવાડ સરકારે સંગીતનો મ્હોટો જલસો કીધો હતો. અમદાવાદ ને અયોધ્યાના ગાંધર્વો આવ્યા હતા. વડોદરામાં તે વખતે સાધુમંડળ વિરાજતાં હતાં; એ પરમહંસોને પણ દરબારી આમંત્રણ હતું. સ્પર્ધામાં તો સન્તથી ગૃહસ્થો સાથે ન ઉતરાય; પણ બ્રહ્માનન્દપ્રમુખ સન્તમંડળ ગાયકવાડ સરકારના આમન્ત્રણને માન આપી, રાજમહેલે જઇ, સાજ સાથે કીર્તન સંભળાવી આવ્યા હતા. ધ્રાંગધ્રાના રાજસાહેબ પણ દેવાનન્દ સ્વામીનો સિતાર સાંભળવાને મૂળીએ પધારતા. સાચે જ ને ! સન્તો શ્રીજીના સાજ હતા, ને શ્રીજી કીર્તન હતા.

દેવાનન્દ સ્વામી શ્રીજીના નિર્માની સન્ત હતા. બ્રહ્માનન્દ સ્વામી અક્ષરધામમાં પધાર્યે મૂળીનું મહન્તપદ ખાલી પડયું. કોને મહન્તપદે સ્થાપવા એ સત્સંગને પ્રશ્ન થયો.

ઝાલાવાડનો સંઘ ધર્મધુરન્ધર આચાર્યજી મહારાજ શ્રી અયોધ્યાપ્રસાદજીની સમીપે અમદાવાદમાં એકઠો મળ્યો. મૂળીનું મન્દિર અધૂરું હતું; શ્રીજીનાં ને બ્રહ્માનન્દ સ્વામીનાં આદર્યાં પૂરાં થયાં ન હતાં. બ્રહ્માનન્દ સ્વામીના શિષ્યને મહન્તપદે સ્થાપવા એ તો નિર્વિવાદ હતું. પણ બ્રહ્માનન્દ સ્વામીના મંડળમાં બે પ્રધાન ને પ્રતાપી શિષ્યો હતા. એક જાજવલ્યમાન પૂર્ણાનન્દ સ્વામી ને બીજા નિર્માની દેવાનન્દ સ્વામી. ઝાલાવાડના સંઘે મહન્તાઇનો અંચળો દેવાનન્દ સ્વામીને ઓઢાડયો. પૂર્ણાનન્દ સ્વામીને બહુ માઠું લાગ્યું; ભગવાં ઉતારી સંસારમાં ગયા. દેવાનન્દ સ્વામીના શિષ્ય દલપતરામ કહે છે કે પૂર્ણાનન્દ સ્વામી પ્રતાપી પુરૂષ હતા. સ્વામીનારાયણના એ સન્તો જ સૌ પ્રતાપી હતા. અમદાવાદમાં નિત્યાનન્દ સ્વામીની, સારંગપુરમાં ગોપાળાનન્દ સ્વામીની, કે મૂળીમાં બ્રહ્માનન્દ ભમાનન્દ દેવાનન્દ સ્વામીની રંગમૂર્તિઓ જઈ નિહાળજો. એ ચિત્રોમાં યે મહિમા તરવરે છે. તિલકમંડિત વિશાળ લલાટદેશ, માથે અંબાડી જેવો ભર્યાં ભાવનો ભારે ભગવો પાઘ, આસપાસ ઉડતી ઝૂલ જેવું ઉત્તરીય, કીકીઓમાંથી વહતો હસ્તિદન્ત સમો કિરણધોધઃ એ સૌ સદ્‌ગુરુઓ શ્રીજીના ને સત્સંગના હાથીઓ હતા.

દેવાનન્દ સ્વામીએ પછી ગુરુનું અધૂરૂં મૂકયું પૂરૂં કીધું, ને મૂળીમાં જ આયુષ્યઅવશેષ નિર્ગમ્યો. સ્વામીના દેહશેષને અગ્નિસ્નાન કરાવ્યું છે ત્યહાં, મૂળી મન્દિરની વાડીમાં, આજે યે કવીશ્વર દલપતરામના કાવ્યગુરુ દેવાનન્દ સ્વામીની છત્રી સ્વામીનાં સંસ્મરણો ઉચ્ચરતી ઉભી છે.

સં. ૧૮૯૦ થી ૧૮૯૭ સૂધી, સળંગ નહિ પણ કટકે કટકે, દલપતરામ દેવાનન્દ સ્વામી પાસે ભણ્યા, ને કિશોર મટી જુવાન થયા.

છન્દશૃંગાર નામનું પિંગળશાસ્ત્ર અને ભાષાભૂષણ નામનો અલંકારગ્રંથ દેવાનન્દ સ્વામી[illegible] પાસે પ્રથમ દલપતરામ શીખ્યા. એ [illegible] ગા[illegible]ગો ક્ષત્રિયોની વીરશ્રુતિ પૃથુરાજરાસો હતો, ને રાજભા[illegible] વ્રજભાષા હતી. વૈષ્ણવ મન્દિરોમાં પદ સુરદાસજીનાં ગવા[illegible]ાં, તેથી મન્દિરભાષા પણ વ્રજભાષા હતી. વનોમાં તીર્થોમાં [illegible]ઓમાં તુલસીકૃત વાંચતા, એટલે તીર્થભાષા યે વ્રજભાષા [illegible] હતી. મધ્યયુગની એ મન્દિર તીર્થ ને રાજદરબારની ભાષામાં [illegible] કાવ્યશાસ્ત્રો હતાં. રાજકોટના મહેરામણજી કે ધ્રાંગધ્રાના રાજ[illegible] સાહેબ, શિવાજી મહારાજના ભૂખણ કે અકબરશાહના કવિ [illegible]ંગ, જોધણનાથના કરણીદાનજી કે મહારાણા પ્રતાપના દશો[illegible]જી આઢાઃ સહુની પ્રેરણા પૃથુરાજરાસામાંથી વહતી ને સહુનો [illegible]આદર્શ એ વીરત્વનો મહેરામણ હતો. સૂળીના ગઢવીઓ પણ [illegible] દલપતરામને એ જ કહેતા કે 'ભાષામાં કવિતા કરો; તે સારી [illegible] થાય, ત્હારે જ રાજસ્થાનોમાં માન પમાય.' વ્રજભાષા [illegible] ત્હારે ભાષા કહેવાતી. ગુરુસ્વામીનાં કીર્તનોથી પ્રેરાઇ પ્રથમ દલપતરામે ગુજરાતીમાં ન્હાનાં કીર્તનો કરવા માંડ્યાં હતાં. પછી આચાર્યશ્રીની આજ્ઞાથી શ્રીપુરોત્સવ ને શાકોત્સવનાં શ્રીજીનાં ઉત્સવવર્ણન ગુજરાતીમાં રચ્યાં. પણ અભ્યાસે સમાગમે અને મનોરથોએ દિશા વાળી, ને દલપતરામને પણ ભાષાકવિ થવાના કોડ થયા.

પણ હિન્દી સંસ્કારવન્તા દલપતરામને હિન્દીછાયા ઝીલતા કહી જૂના કહેનારાનું શું કહેવું ? નવગુજરાતે આજ શું બને છે ? ૧૯૩૨ ની આખરે શ્રીમન્ત ગાયકવાડ સરકારે આજ્ઞાપત્રિકા કહાડી છે કે ઈ. સ. ૧૯૩૫ થી વડોદરા રાજ્યની રાજભાષા હિન્દી થશે; માટે અમલદારવર્ગે બે વર્ષમાં હિન્દી શીખી લેવું. સોએ વર્ષે દલપતરામ જાણે પાછા જાગે છે ! 'ગુજરાતી કાવ્યભાષા ને સાહિત્યભાષા લોકભાષા જેવી સરળ જોઈએ.' એવું સ્વામીનારાયણશીખવ્યું દલપતરામનું ભાષાસૂત્ર હતું. પાએક સદી ભ્રમણે ચ્હડી આવી વીસમી સદીમાં પાછો એ દલપતસૂત્રનો આપણે ત્ય્હાં પુનરવતાર થયો, ને ગુજરાત દલપતરામને પગલે પાછું વળ્યું. આજ શ્રીમન્ત ગાયકવાડ મહારાજ સોએ વર્ષે દલપતરામની સાક્ષી પૂરી એમના બોલમાં બોલ પૂરે છે કે હિન્દની લોકભાષા હિન્દી છે.

દલપતરામના સહાધ્યાયી એક વૈષ્ણવાનન્દ બ્રહ્મચારી હતા. મુક્તાનન્દ સ્વામીકૃત બે ભાષાગ્રન્થો સત્સંગશિરોમણિ ને વિવેકચિન્તામણિ બન્ને ય સહાધ્યાયીઓ દેવાનન્દ સ્વામી કને શીખ્યા. બ્રહ્માનન્દ સ્વામીકૃત બ્રહ્મવિલાસ ને ધર્મવંશપ્રકાશ પણ વાંચ્યા. તુલસીકૃત રામાયણનાં પણ અભ્યાસવાંચન રાખ્યાં હતાં. બીજે વર્ષે પણ મામાએ શ્રાવણી દેવપૂજા કાજે ભાણેજને મૂળીએ મોકલ્યો. દલપતરામને તો વિદ્યાભ્યાસ થતો ને સન્તસમાગમ થતો. Knowledge is power. વિદ્યા એ શક્તિ છે; સત્પન્થે ય વળે, અસત્પન્થે ય વળે. દલપતરામની આત્મશક્તિઓ ખીલતી જતી

તેમ તેમ સદ્ધર્મનું આત્મબળે વધતું જતું એ સદ્‌ભાગ્યનો દૈવયોગ હતો.

વળી ફરી મૂળીએ જવું થયે એક ગઢવીએ કહ્યું કે કેશવદાસજીનો ગ્રન્થ કવિપ્રિયા ન ભણ્યો એ કવિ અધૂરો કહેવાય. મૂળીમાં એક ખેંગાર ગઢવી હતા. દલપતરામને ગઢવી હારે મિત્રાચારી હતી. ગઢવીનું પુસ્તક લઇ દલપતરામે નકલ ઉતારી લીધી. ત્ય્હારે જમાનો એવો હતો કે કોઇ કોઇને ગ્રન્થ મહાશ્રમે ધીરે. હસ્તલખી પ્રત જાય તો બીજી ત્ય્હારે બજારે મળતી ન્હોતી. ગ્રન્થપ્રાપ્તિ ત્ય્હારે સુલભ ન હતી એ ખરૂં; પણ ઉતારી લેતાં ગ્રન્થ અડધો ભણાઇ જતો, એ લાભ લીધેલા શ્રમનો થાક ઉતારતો.

વળી એક ભૂજભણ્યા ગઢવીએ કહ્યું કે રસ એ જ કવિતાનું રહસ્ય છે. અને રસ છે રસિકપ્રિયા ગ્રન્થમાં. એ નાયકનાયકાભેદમાં જ રસનિરૂપણ છે. રસનો મર્મ સ્હમજવા રસિકપ્રિયા ભણો. દાદુપન્થી સન્ત સુન્દરદાસે નિજરચ્યા સુન્દરવિલાસ ગ્રન્થમાં રસિકપ્રિયાને નિષેધી છે; બ્રહ્માનન્દ સ્વામીએ બ્રહ્મવિલાસમાં ને મુક્તાનન્દ સ્વામીએ વિવેકચિન્તામણિમાં રસિકપ્રિયાને નિષેધી છે. ઇતિહાસકથા એવી છે કે અકબરશાહના જમાનામાં ઓરછાની રાજનર્તકી રાયપ્રવીણને કાજ કેશવદાસ કવિએ રસિકપ્રિયાનો ગ્રન્થ લખ્યો હતો. ઓરછાનો રાજદરબાર ત્ય્હારે કલાવન્તોની ખાણ હતો. કવિરાજ કેશવદાસજી ઓરછે હતા, નૃત્યસ્વામિની રાયપ્રવીણ ઓરછે હતી, 'હજાર વર્ષે એકાદ જન્મે છે' એવા સંગીતેશ્વર તાનસેનજી ઓરછેથી દિલ્હીના બાદશાહી દરબારે ગયા હતા. રસિકપ્રિયા એ કલાસ્વામીઓનો યુગનો ગ્રન્થ

છે. દલપતરામ તો અભ્યાસી હતા. બ્રહ્માનન્દ ને મુક્તાનન્દ સમા મુક્તોએ નિષેધેલું એમને લખવું ન હતું. પણ અભ્યાસ અધૂરો મૂકવો ન્હોતો, કાવ્યશાસ્ત્રની દિશાઓ જોઇ વળવી હતી. પણ એ રસિકપ્રિયાનો ગ્રન્થ મળે ક્યહાંથી ?

દલપતજીવનના આકાશમાં એક ગહનમૂર્તિ સિતારો ઉગે છે, જે મહેરામણજીના જીવનમાં ઉગ્યો હતો, કર્નલ ટોડના જીવનમાં ઉગ્યો હતો.

જૈનોમાં શ્વેતામ્બરી સાધુનો એક વર્ગ છે ત્હેમને જતી કહે છે. જતી એટલે શુદ્ધ સંસ્કૃતે તો યતિ. પણ કાળે કરી પછી એ શબ્દનો અપભ્રંશ થયો, એમ એ વર્ગનો યે અપભ્રંશ થયો. મન્ત્રતન્ત્ર, કામણટૂમણ, જાદુવશીકરણ, જ્યોતિષ, મારણ ઝારણની મેલી વિદ્યાઃ સ્થૂળ દૈહિક જડવિદ્યાઓ ને પ્રાણવિનીમય સમી સૂક્ષ્મ ચેતનવિદ્યાઓની વચ્ચે, નહિ જડશાયી–નહિ ચેતનશાયી એવી, વિશ્વના પહેલા પડદા પાછળનીના જેવી, અર્ધસત્યોની ભૂમિકા છે. એ અર્ધસત્યોની વાડીઓના જતીઓ ભ્રમરો હતા. ભૂવાઓના એ પ્રતિસ્પર્ધીઓ હતા, શુક્લોના એ મુહૂર્ત જોનાર સહાયકો હતા. વ્યાજવટાન્તરનો ધંધો કરતા, કુણ્ડળીઓ મૂકતા, જન્મોત્રીઓ લખતા. પાટણમાં હતા, અમદાવાદમાં હતા, વઢવાણમાં હતા. અત્તરો ને સૂરમા એમના સાશ્રિતો હતા. વૈદક તો અનુષંગી હોય જ; પણ કાષ્ટૌષધિ કરતાં રસાયનમાં એ રમનારા હતા. કોક કોક તો કીમિયાગરની કીર્તિને યે પામતા. શ્રીલ્સુરી ને કવિતાની કચુંબરો એમના રસથાળમાંથી અળગી ન હતી. પૃચ્છકો એમને પૂછતા, વ્યાધિગ્રસ્તો એમને ત્યહાં ઔષધોપચારે જતા, અર્ધદગ્ધો એમની સંગાથે અર્ધસત્યોની ભૂમિમાં માણી

આવતા. રાજદ્વારે સન્માનાતા, જ્ઞાનપરજ્ઞાનના એ ક્ષિતિજ-વાસીઓને લોકવૃન્દ આશ્ચર્યની આંખે જોતું. કરમાં કાળો સીસમદંડ, અંગે અર્ધમેલું ઉડતું ઉત્તરીય, ચકચકતા પટિયાં પાડેલા વાળ વચ્ચે તેજરેખા સમી સેંથીની એકલદંડીઃ એ જતીમૂર્તિઓ સંસારના કોયડારૂપ હતી.

વઢવાણમાં નાગરવાડામાં ન્હાના દહેરા પાસે ડાહ્યાભાઈનું ઘર હજી છે. લાખૂપોળેથી ડાહ્યાભાઇની યજ્ઞશાળાએ જતાં છેલ્લો ખૂણો વળતાં ખૂણાની ખાંભી સમો જતીનો અપાશરો છે. ત્હેમાં ત્ય્હારે લાલચન્દજી ગોરજી રહેતા. જતીઓના રત્ન અને પૂજ્ય હતા, દલપતરામના પાડોશી હતા, ઓપ-ટીવેળાની આંટીઓ ઉકેલાવતા. વૃદ્ધાવસ્થામાં યે દલપતરામ વઢવાણ જતા ત્ય્હારે ગોરજીના શિષ્યવંશજ નાનચન્દજીને હેતભાવે સંભારતા. લાલચન્દજી ગોરજીના ગ્રન્થભંડારની યાદીમાં રસિકપ્રિયા ગ્રન્થ દલપતરામે દીઠો; આજીજી કરીને માગી લઈ નકલ ઉતારી લીધી.

સં. ૧૮૯૬ બેસતાં શ્રીપુરોત્સવ ને શાકોત્સવ લખ્યાં તે બ્હેનની પ્રેરણાથી સ્ત્રીપરિચિત મંગળગીતોના ઢાળોમાં રચ્યાં હતાં. ન્હાનપણમાં ભેળી રમેલી બ્હેન વીરને પ્રેરણા પાય એ આપણે ત્ય્હાં વિરલ દૃષ્ટાન્ત નથી.

જૂના કાવ્યગ્રન્થો ભણતા હતા ત્ય્હારે દલપતરામ નવા કાવ્યગ્રન્થોના નિરૂદ્યમી ન હતા. આ અરસામાં–સં. ૧૮૯૭ ના પોસ માસમાં બે કાવ્યગ્રન્થો અભ્યાસીકવિએ આરમ્ભ્યા હતાઃ એક જ્ઞાનચાતુરી ને બીજો કાવ્યચાતુરી. બન્ને વ્રજભાષાના ગ્રન્થો હતા; એકકે છપાયેલ નથી. એવામાં આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજે બન્ને સહાધ્યાયી-

ઓને બોલાવી એમની કવિતાઓ સાંભળી. બ્રહ્મચારી વૈષ્ણવાનન્દજીને ભટ્ટાર્કજી પાસે પોશાળમાં ભણવાને ભૂજ મોકલ્યા; દલપતરામને કહ્યું કે પુસ્તકો વિ. જોઈએ તે માગી લેજો ને અભ્યાસ વધારજો. આચાર્યશ્રીને હજી દલપતરામની કાવ્યપ્રતીતિ થઈ ન હતી.

વૈષ્ણવાનન્દજીએ પછી ભૂજથી ભાતામાં આણેલા બે ભાષાગ્રન્થો, માનમંજરી અને અનેકાર્થી, દલપતરામને ઉતારી લેવાને આપ્યા હતા. બન્ને કોષ હતા. માનમંજરી એક જ અર્થના અનેક શબ્દોનો અમરકોષ સમો કોષ હતો; અનેકાર્થીમાં એકએક શબ્દના અનેકાર્થ સંગ્રહેલા હતા. બન્ને ગ્રન્થો વિસ્તીર્ણ ભાષાભંડારના સહાયક હતા.

દપલતરામની તેજસ્વી સ્મરણશક્તિનાં અનેક દૃષ્ટાન્ત અનેકમુખે સાંભળ્યાં છે; પણ એમનો શિક્ષાપત્રીનો મુખપાઠ એ દૃષ્ટાન્તોમાં યે દૃષ્ટાન્તરૂપ છે. શિક્ષાપત્રી એમનો ધર્મ-ગ્રન્થ હતો, શિક્ષાપત્રી એમનું શ્રદ્ધાસ્થાન હતી, શિક્ષાપત્રીમાં એમનો વિધિનિષેધ હતો. સોળે આંક મોઢે; લેખાંની કૂંચીઓ મોઢે; Reference booksમાં નહિ, Encyclopediaમાં નહિ, કે લાયબ્રેરીઓમાં નહિ; પણ ' વિદ્યા પાઠે 'નો એ મહિમાયુગ હતો. અષ્ટાવધાન, ષોડશાવધાન, શતાવધાન–અવધાનોનો એ જમાનો હતો. આજ તો ઇતિહાસની સાલો યે નહિ, તો પછી આંક ને લેખાં તો સ્મરણે ક્ય્હાંથી હોય ? સ્મરણવિકાસને આજ વિસારાયો છે; ત્ય્હારે સ્મૃતિને માનસની શક્તિ માની ખીલવતા. અબરખને ઘૂંટે તેમ તેમ ગુણકારી; એમ ત્ય્હારે શિક્ષણશાસ્ત્રીઓ માનતા કે સ્મૃતિને યે ઘંટે તેમ તેમ ગુણકારી. શિક્ષાપત્રીના ૨૧૨ શ્લોક છે.

વચ્ચેથી પલાખું પૂછે ત્હેનો તો બાળકો યે ઉત્તર આપે છે; વચમાંથી જે શ્લોક પૂછે તે દલપતરામે બોલતા. પણ આકરો પાઠ તો હતો પ્રતિલોમપાઠ; અવળે આંકે શ્લોકો ભણી જવાનો પાઠ; ૨૧૨ મો શ્લોક, પછી ૨૧૧ મો શ્લોક, પછી ૨૧૦ મો શ્લોક—એમ. દલપતરામને શિક્ષાપત્રીના પ્રતિલોમપાઠનો મ્હાવરો હતો.

સં. ૧૮૯૭ ની જન્માષ્ટમી ઉપર વૈષ્ણવાનન્દ સ્વામી ભૂજથી ભણીને મૂળીએ આવ્યા. સમૈયો ભરાયો હતો, અમદાવાદથી અયોધ્યાપ્રસાદજી મહારાજ પધાર્યા હતા. મહારાજશ્રીએ બન્ને સહાધ્યાયીઓની પરીક્ષા લીધી. સ્વામીને કહ્યું કે શ્રીજીની બાળલીલાના વીશેક છન્દ રચો; દલપતરામને કહ્યું શ્રીજીની ચેષ્ટાના છન્દ રચો. એક અઠવાડિયાની અવધિ ઠરાવી હતી. અઠવાડિયું વીત્યે બન્નેયનાં કાવ્યો આચાર્યજીએ સાંભળ્યાં. સ્વામીને બનાતની ટોપી ને ચાદર ઓઢાડયાં, દલપતરામને પાઘડી બંધાવી; ને બન્નેને કહ્યું કે સત્સંગના કવિ સ્થાપિયે છીએ; સત્સંગને ઉજળો કરજો. એમ આચાર્યજી મહારાજે દલપતરામને કવિપદે સ્વીકાર્યા, પણ સત્સંગે સ્વીકારવાની હજી બેચાર વર્ષની વાર હતી. એકવીસમું વર્ષ ઉતર્યે દલપતરામ કવિસ્નાતક થયા.

એ વેળાના દલપતરામના પાંચછએક ચેષ્ટાના છન્દ જળવાયેલા છે. કવિતાને કાળના કાટ ચ્હડતા નથી. ચાખ્યે આજના રસિકોને યે રસભર્યા લાગશે; ને જણાશે કે દલપતરામની કલ્પનાઓ પોતે ભગવાન માનતા ત્હેમને તદ્દય હતી.

શ્રીજી મહારાજને એક ટેવ એ હતી કે છીંકબગાસું આતાં મુખે આડો રૂમાલ ધરતા. દલપતરામે એનો છપ્પય કીધો છે.

नन्दजसोदानन्द भये आनन्दकन्द जब,
गोद लिये गोविन्द मन्द वय नन्दत्रिया तब;
जंभन किय जगवंद्य, चितय मुखचन्द चारु अति,
मध्य लखी ब्रह्मांड पींड शुधरहित भइ मति.
यह मर्म जानि अब धर्मसुत, परम प्रेम जन पर धरी,
मुखपैं रुमाल दलपति रखी छींकहास करही हरि.

બગાસું ખાધે જશોદામાને મુખમાં બ્રહ્માંડ દેખાયું ને મૂર્છા આવી ગઈ; તો આ હરિભક્તોનું બ્રહ્માંડદર્શને શું થાય? એ વિચારી શ્રી હરિ મુખપૈં રુમાલ ધરે છે.

શ્રીજીની એક ચેષ્ટા એ હતી કે માળા ફેરવતા ત્ય્હારે ક્યારેક એકવડી ફેરવતા, ને કય્હારેક જોડ પારા મૂકતા. એનું દલપતરામનું કવિત છે.

फेरत तुलसीदाम ग्रही कर घनश्याम,
मानु मन्त्र जपी जन हीयको हरत हैं;
धारी पन, धारी तनु, ताकु निरधारिवेको
अधम उद्धारिवेको लेखो आचरत है;
थापन सुनीतिको, उत्थापन अनीति जनु,
आपनके जन्म गीने भूमें जो धरत है;
दाखे दलपतिराम, जुग्म दाम फेर फेर
जुग्म अवतारनकी गिनती करत है.

શ્રીજી માળા ફેરવે છે તે ધર્મ સ્થાપવાને ને ઉત્થાપવાને કેટલા જન્મ લીધા ને કેટકેટલા હરિભક્ત

તાર્યા એનું જાણે લેખું કરે છે! ત્હેમાં કેટલાં બ્રહ્મ-ચારીરૂપ ધાર્યાં ને કેટલાં જુગલરૂપ ધાર્યાં એ ગણવાને જોડકે પાશ મૂકે છે.

શ્રીજી મહારાજ જમવાને બેસતા ત્ય્હારે મસ્તકે ને આખે અંગે પછેડી ઓઢતા, પણ કાન ઉઘાડા રાખતા. દલપતરામ કહે છે:

भोजनकु भगवान बसन्त हि, वो छबि संतत संत संभारे;
वाम पदे सुउछंग बनाय तिही पर वाम भुजातल धारे;
ढाढि दुजो कर धारि श्रिजी जिमही शिरसांग दुकूल हि डारे;
गो–द्विज–संतपुकार मनू दलपत्त है श्रौन उभार उघारे.

ગૌ બ્રાહ્મણ સાધુની ધા સાંભળવાને શ્રીજી કાન ઉઘાડા રાખે છે. દલપતરામ કહે છે કે ભગવાન કાન ઢાંકે ત્ય્હારે તો થઇ જ રહ્યું ને?

શ્રીજી મહારાજને પાઘ બાંધવાની ટેવ એવી હતી કે ભમ્મર ઉપર આંટો દઇને ભમ્મરને ઢાંકી દેતા. દલ-પતરામ કહે છે:

ज्ञानप्रसारन पापप्रनाशन दासन त्रास निकासन जाते,
त्रासन काल शरासन सी गरूडासन कूटि विलासन आते;
त्रास लहे कोउ पास यते, अविनाश प्रयत्न प्रकाश हि ताते,
वासनको, दलपत्ति कहे, शिर दासपती भ्रुह पास हि लाते.

ગરૂડાસનની ભ્રુકુટિ કાળને યે ત્રાસ પમાડનારી છે; તો કો પ્રણતજન કને આવતાં ત્રાસે નહિ, માટે અવિના-શીનો પાઘમાં ભમ્મર ઢાંકવાનો પ્રયત્ન છે.

શ્રીજીને એક ટેવ હતી કે સભામાં બેઠા બેઠા રૂમાલને છેડે વળ દેતા. દલપતરામ કહે છે કે આ તો જાણે જગ-તના નાગનું ચ્હડયું ઝેર શ્રીજી ઉતારતા હતા.

भेद पढे हो वेदके वृषते, वृषकुलभूप ।
हिमजोगी गोपालसे पढि अष्टांग अनूप;
पढि अष्टांग अनूप आय रामानन्दहूपे,
भक्तिअंगके भेद सुगम किय सो इक रुपे;
दाखत दलपतिराम, जगत अहि जाहि चढे है,
पट वल देत पलाय; कहां यह भेद पढे है !

વેદ પિતા પાસે ભણ્યા, અષ્ટાંગ યોગ હિમાલયના ગોપાળ જોગી પાસે ભણ્યા, ભક્તિના ભેદ રામાનન્દ સ્વામી પાસે ભણ્યા, પણ રૂમાલને વળ દેતાં દેતાં જગતનાં ઝેર ઉતારવાનું કોની કનેથી શીખ્યા છો ? મહારાજ !

શ્રીજીનો સ્વભાવ એ હતો કે કોઈ ફૂલનો ગજરો કે લીંબૂ આપે તો પ્રથમ આંખે અડાડે, પછી સૂંઘે, ને પછી વાતોમાં તલ્લીન થાય ત્યારે ચાંપી નાંખે. દલપતરામ કહે છે કે એ પ્રહલાદપિતાનું માથું નથી કે ચાંપો છો; આ તો પુષ્પગુચ્છ છે.

पुष्पगुच्छ स्वच्छ भक्तवत्सलको भक्तजने
दीनो हाथ, नाथ नेन साथ ले लगायो है;
मानु आप दास ज्ञान पाय भयो पादप है,
बहु काल बिछुरे ते उर प्रेम आयो है;
बातमें अघातचित्त भये नरभ्रात, तब
चूरी डार्यो, देखी सन्त बचन सुनायो है;
कहे दलपतिराम सुनी, महाराज ! यह
नाही है प्रहलादपितु, सुमन सुहायो है.

શ્રીજીની એક ચેષ્ટા એ હતી કે દાંત વચ્ચે જીભ લાવી, ક્યારેક ડાબે ને ક્યારેક જમણે પડખે જીભને

દબાવતા. દલપતરામ કહે છે કે લોકાપવાદને કારણે સતી સીતાજીને વન મોકલ્યાં એ પૂર્વજન્મનું ક્રૂર કર્મ યાદ આવ્યે ભગવાન જીભને કચરી નાંખે છે.

बारीको उजारी, लंका जारी, शत्रु मारी भारी
जनककुमारी ल्याये जनकजामात है;
लोकअपवाद सुनी दिलहुसे दयालजी
बनमें निकारी नारी, जो सती साक्षात है;
कोटी दयाकन्द जगवंद्य वृषनंदनके
अन्तरमें जब यह बात याद आत है,
कहे दलपतिराम, जानी निज क्रूर काम
दांतनकी पांतनसे जीह्वाको दबात है.

જનરલ ઓક્ટરલોની સિન્ધુનો મુખપ્રદેશ જીતતા હતા, ને ઇંગ્લાંડમાં વર્ડ્ઝ્વર્થને રાજકવિપદે સ્થાપતા હતા ત્ય્હારે ગુજરાતે આ કાવ્યછન્દ રચાતા હતા. વર્ડ્ઝ્વર્થ ત્ય્હારે ઉત્તરાવસ્થામાં હતા ને ટેનીસનનું કીર્તિજ્વલન્ત કો કાવ્ય હજી છપાયું ન હતું. નર્મદાતીરે કવિવર દયારામભાઈ આયુષ્યની સાઠીના શિખરપગથિયાં ચ્હડી ઉતરતા હતા.

કલ્પનાના પતંગો જ ચગાવવાના દલપતરામને ન હતા. એમનો સંસાર ગુણાતો જતો હતો. એ પછીની સાલમાં ન્હાનેરા ભાઈ દિનકરરામને ખેરાળુ પરણાવ્યા, ને ત્હેની વળતી સાલે મૂળીબાને સીમન્ત આવ્યું. દલપતરામના પુત્રનું મુખ અમૃતબાએ જોયું, ને એનું નામ પુરુષોત્તમ પાડયું. ડાહ્યાભાઈ તો સંન્યસ્ત ધારી સાબરઘાટે વિરાજતા હતા. એમને હવે સંસાર મૃગજળની વાડીઓ હતી.

સં. ૧૮૯૮ ના ચાતુર્માસમાં રામાનન્દી સાધુઓની જમાત વઢવાણને પાદર આવી હતી. રામમ્હેલના સંસ્થાપક ઠાકોર સાહેબ રામસિંહજીના પિતા જાલમસિંહજીનાં રાજમાતાએ જમાતને ચાતુર્માસ રોકી ને રામલીલા કરાવી. આખું રામાયણ સાધુઓએ નાટકરૂપે ભજવી બતાવ્યું. વિશાળી લંકા રચી હતી; મહાકાય રાવણ રચ્યો હતો, ને પૂતળામાં બન્ધુકદારૂનાં ભૂંગળાં ભર્યાં હતાં. યથાવત્ દસરાની તિથિએ રાવણવધ થયો, દીવાળીને દિન અયોધ્યાપ્રવેશ થયો, સિંહાસનસ્થ રઘુવીરને શિરે રાજછત્ર ધરાવાયું, ને અવધપુરવાસીઓએ નગરીને દીપમાળાથી ગગનમંડળ સમી શણગારી. સીતાજીના સ્વયંવર ને કન્યાદાનને અવસરે એક દરબારી ખવાસ રામાભાઈએ ખેતર કન્યાદાનમાં દીધું હતું, બ્રાહ્મણોને દક્ષણા વ્હેંચાઇ હતી. દલપતરામે સાખી ભાખી હતી ને રૂપિયો પામ્યા હતા. આપણા મધ્યયુગમાં માત્ર ભવાઈઓનાં જ નાટક ન્હોતાં ભજવાતાં. રામાયણ ને રામલીલા, ભાગવત ને રાસલીલા તો કન્યાકુમારીથી કાશ્મીર પર્યન્ત સમગ્ર ભરતખંડને એકી કરણે ગૂંથતા, અદશ્ય ને અદ્‌ભુત, યુગયુગના, કાળદોરા છે.

મૂળીએ ભણી ઉતર્યા એટલે દલપતરામ કવિસ્નાતક થયા. પણ વિદ્યાશાળાના અભ્યાસ સાથે વિદ્યાભ્યાસ પરિસમાપ્ત તો નથી એ દલપતરામ સ્હમજતા હતા. વઢવાણમાં યે વિદ્વાનો હતા; ને ઘેર આવી રહ્યે એક વૃદ્ધની છત્રછાયા દલપતરામને સાંપડી. એ વૃદ્ધ પણ પવિત્ર સાધુપુરૂષ હતા, શ્રીજી મહારાજને મળેલા હતા; કાવ્યરસિયા હતા, કાવ્યો રચતા. વયે દલપતરામના વડિલ હતા, ને મિત્રભાવે રાખતા.

સદ્‌ગુરૂઓ એમને ઘેર ઉતરતા, શ્રીજી મહારાજ એમને ઘેર પધારતા. વિદ્યા વય પ્રતિષ્ઠા ને સાધુતાની એ મૂર્તિ તે મૂળજી મેઘજી શાહ.

અસલ મૂળજી શેઠ વઢવાણથી દોઢેક ગાઉ પરના મેમકા ગામે વસતા. શ્રીજી મહારાજ પહેલાંનો, શ્રીજીનાં માતપિતાની પેરે રામાનન્દ સ્વામીના વારાનો, સં. ૧૮૫૨થી મૂળજી શેઠને સત્સંગ હતો. સં. ૧૮૫૯ ની વસન્તપંચમી શ્રીજી મહારાજે મેમકે મૂળજી શેઠને ઘેર કીધી હતી. પછી કાંઇક ગામવાંધો પડયે મેમકાનું પાણી હરામ કરીને શેઠે લીમલી જઇને વાસ કીધો. દાદા ખાચરનો કારભાર કરવાને મૂળજી શેઠને શ્રીજી મહારાજ લીમલીથી ગઢડે તેડી ગયા હતા. ગઢડેથી નિવૃત્ત થયે સં. ૧૮૯૨ માં મૂળજી શેઠ વઢવાણવાસી થયા.

મુકતાનન્દ સ્વામી નિષ્કુળાનન્દ સ્વામી ગુણાતીતાનન્દ સ્વામી બ્રહ્માનન્દ સ્વામીઃ સત્સંગના મ્હોટેરા સદ્‌ગુરૂઓએ સં. ૧૮૭૦ માં રામાનન્દ સ્વામીના એ શિષ્યવરનાં ઘર ચણ્યાં હતાં. વઢવાણમાં મન્દિર ન હતું ત્ય્હારે સં. ૧૮૯૨ સૂધી સત્સંગના સન્તો એ ઘરમાં ઉતરતા. દેવાનન્દ સ્વામી ત્ય્હાં બે માસ રહ્યા હતા, નિત્યાનન્દ સ્વામીએ ત્ય્હાં ભાગવતની કથા કરી હતી. મૂળજી શેઠનો સત્સંગમાં ત્ય્હારે દુહો બોલાતોઃ

મુકુન્દદાસ ને મૂળજી, સુન્દરદાસ, શ્રીરંગ;
સત્સંગ ધર્મસમાજમાં ચારે એક જ અંગ.

મુકુન્દદાસ તે મુકતાનન્દ સ્વામી; સુન્દરદાસજી ભૂજમાં હતા; શ્રીરંગ તે બ્રહ્માનન્દ સ્વામી. શ્રીજીની પ્રસાદીની ઘણી વહતો મૂળજી શેઠને ત્ય્હાં હતી.

પુરાણ ભાગવત જ્યોતિષ મૂળજી શેઠ ભણેલા હતા. સંસ્કૃત સારૂં જાણતા. ઉદ્ધવી સંપ્રદાયના શેઠે ૧૪ ગ્રન્થો રચ્યા હતા. ૧૮ પદનું વ્રજભાષામાં ભાગવત કીધું હતું. ઉપરાન્ત વચનવિલાસ, વિવેકવર્તમાન, પ્રશ્નોત્તરબોધ, નવરસવિધાન, ઢાળિયાંઓમાં જૈનધર્મસારઃ એ ગ્રન્થો ગૂંથ્યા હતા. પંદરસોક ગ્રન્થોનો શેઠનો ગ્રન્થભંડાર પણ વિશાળ હતો.

સં. ૧૮૯૭ માં મૂળીએથી આવ્યે દલપતરામને મૂળજી શેઠનો સમાગમ થયો. દલપતરામનું વય ત્ય્હારે એકવીશેક વર્ષનું હતું. દેવાનન્દ સ્વામી પછી મૂળજી શેઠઃ Graduate થઈ જાણે Post-graduate અભ્યાસ દલપતરામે આદર્યો.

વૈષ્ણવાનન્દજી પાસેથી ઉતારી આણેલાં માનમંજરી ને અનેકાર્થી દલપતરામ શેઠ પાસે વાંચતા. શેઠના રચેલા ગ્રન્થો પણ વંચાતા. રાજનીતિ ને કાવ્યશાસ્ત્રની વિદ્વદ્ચર્ચાઓ પણ થતી. પાંડવો પછી જે જે રાજવંશ ભરતખંડે થયા ત્હેમની વંશાવળીઓ શેઠ પાસેથી ઉતારી લીધી. શ્રીજી મહારાજે કરેલી ટીકા સાથેનો મહાભારતનો ભાગ પણ ઉતાર્યો હતો. દલપતરામની હારે મોચીગોર શિવરામ પણ શેઠ પાસે ભણવાને આવતા. બપોરે બપોરે દલપતરામ ભણવાને જતા, ને ક્ય્હારેક રાત્રે પણ ત્ય્હાં આસન નાંખી સૂઇ રહેતા. શેઠના મકાનની મેડીને ઝૂલતો ગોખ હતો. મુક્તાનન્દ સ્વામીનું ત્ય્હાં આસન થતું. મુક્તાનન્દ સ્વામીના આસને એ ગોખમાં દલપતરામ આસન નાંખતા.

જમ્યા વગર રહે તો દલપતરામ મન્દિરે ગયા વગર રહે. નિત્યશઃ દેવમન્દિરે દર્શને જવું એ દલપતરામનું ધર્મવ્યસન હતું. ઘેર પણ સન્તોને જમવાને ન્હોતરતા. બ્રાહ્મ-

ણીના વેદિયા હતા, શાહુકારોમાં ક્રિયમાણે જતા, એટલે નિર્વાહજોગ પ્રાપ્તિ થઇ રહેતી. અંગરખું, રાતી દક્ષણી પાઘડી, અને એમનો વિદ્યાભંડાર ભેળવે એટલા પંડિતપંક્તિમાં પણ ભળતા.

વઢવાણની ગાદીએ ત્‍્હારે ઠાકોર સાહેબ શ્રી રાયસિંહજી જાલમસિંહજી હતા. એમની બાળવયને કારણે રાજકારભાર બામા સાહેબ ચલાવતાં. મૂળજી શેઠની હારે દલપતરામ રાજદરબારમાં જતા આવતા. આસપાસના લીમડી વળા ગુંદિયાળાના દરબારોમાં દલપતરામ જતા, ને કથા કે કાવ્ય સંભળાવતા. કવિતાની કૂંચીએ દલપતરામને રાજદરબારના દરવાજા સહજે ઉઘડી જતા.

મૂળજી શેઠ એટલે ઉદ્ધવી સંપ્રદાયની શ્રીજીથી યે જૂની સત્સંગમૂર્તિ અને શ્રીજીને મળેલા સન્ત.

સં. ૧૯૦૭ કે ૦૮ માં કાર્તકી પૂર્ણિમાને સમૈયે મૂળજી શેઠ અમદાવાદ આવ્યા હતા ત્‍્હારે દલપતરામને શેઠનાં છેલ્લાં દર્શન થયાં હતાં. સં. ૧૯૧૦ માં પોણોસોક વર્ષની વયે મૂળજી શેઠ વિદેહ થયા. આયુષ્યનાં ઝાડ ત્‍્હારે ન્હાનાં ન્હોતાં.

ગુરૂઓ જ જો મહાપુરૂષોને ઘડતા હોય તો દલપતરામને કશી કમીના ન હતી. ડાહ્યાભાઇ ભૂમાનન્દ દેવાનન્દ ને મૂળજી શેઠ જેવા પવિત્ર ને પાવનકારી સાધુજીવન વિદ્વદ્વરોને હાથે દલપતમાનસ ને દલપતજીવન ઘડાતું હતું.

એવામાં દલપતરામે શીઘ્ર કવિતાનો મહાવરો પાડવા માંડયો. શીઘ્રકવિતાનાં કેટલાંક અંગો છે, ને તે ઘણુંખરાં દલપતરામને સિદ્ધ હતાં. તેજસ્વી સ્મરણશક્તિ, પ્રાસાનુપ્રાસ

કાજે વિશાળ ભાષાભંડાર, અલંકારોની વિવિધતા ને વિપુલતા, છન્દપરિવારનું સ્વામીત્વઃ એ સહુ દલપતરામે સાધ્યાં હતાં. તાત્કાળિક તર્કતરંગની ટેવ એક ખીલવવાની બાકી હતી. શીઘ્ર કાવ્યના અન્ય અંગો દલપતરામને ભંડારે હતાં. સૂર્ય ઉગે ને કિરણ ઉડે એવી ક્ષણુસંચારી ઉર્મિનો ઉછાળો ખીલવવાનો હતો. વર્ષા વેળાએ પાણી ભરી રાખવા જેવું એ હતું. પ્રેરણાના મેઘ વરસતા ન હોય ત્હેમનો એ માર્ગ જ નથી. પણ વર્ષામાં વરસતાં મહાજળ ઝીલી સરોવરો ભરી લે તે છ યે ઋતુમાં ને બાવને અઠવાડિયાં વર્ષાનાં પાણી જનતાને સ્વેચ્છાએ પાઇ શકે. વિપુલ કાવ્યભંડારીની શીઘ્રકાવ્ય તો એક ચમત્કૃતિ છે. કાસદિયાં પારેવડાં ઉડે એમ પછી સન્દેશવાહી કાવ્યતરંગો દલપતરામે ઉડાડવા માંડયા. માર્ગે જતાં, ન્હાવા જતાં, મન્દિરે જતાં, ચૌટે ફરતાં નવતેરૂં જૂવે કે અન્તરને પૂછે કે આનું કાવ્ય કરવા કો કહે તો ચમત્કારી કાવ્યભાવ શો ભાખવો ? તર્ક કરતા, શબ્દગૂંથણી રચતા, કલ્પનાનાં પારેવડાં આવી સન્દેશા કહે તે ઝીલતા, ને અન્તરભંડારે સંભરતા. શીઘ્ર કાવ્યનો મહાવરો એમ દલપતરામ સાભિપ્રાય ખીલવતા હતા.

ધ્રાંગધ્રા, સીથા, હળવદ વિ. સ્થળોમાં દલપત વેદિયાને ક્રિયમાણને અંગે જવાનું થતું. કોઇક એવા પ્રસંગે સં. ૧૯૦૦ ના કાર્તક માસમાં તે ધ્રાંગધ્રે ગયા હતા. રાજ રણમલ ત્યહારે ગાદીએ હતા, રાજ અમરને દેહ મૂક્યે વર્ષેક દિવસ થયો હતો. ચકૂ પારેખ કરીને ધ્રાંગધ્રાના શાહુકાર હતા, એમની દુકાને કવિની બેઠક હતી. ચકૂ પારેખના મામા જેઠો દોશી સત્સંગી હતા, દરબારમાં જતા આવતા,

જેઠા દોશીએ મહારાજ રાજ રણમલને વાત કરી કે એક કવિ આવ્યા છે, ને કહો તે ઉપર તરત કવિતા કરે છે. રાજ સાહેબે કહ્યું તેડી લાવજો. રાજ રણમલને કવિતાનો શોખ હતો, કાવ્યગ્રન્થોના અભ્યાસી હતા. રાજ રણમલના પિતા રાજ અમર ધર્મનિષ્ઠ ને ભાગ્યવન્ત હતા, ભજનો રચતા, હાથમાં અખંડ બહેરખો ફરતો. રાજ અમરના કાળની એક દન્તકથા છે. એક કોળીએ એક વાણિયાના ઘરમાં ખાતર પાડયું તે પાંચ સાતેક રૂપિયાનો માલ ચોર્યો. પછી મુદ્દામાલ સહિત કોળી પકડાયો. કોઇએ શિખવ્યું કે સાધુ બનીશ તો છૂટી જઇશ. કપાળે હાથે છાતીએ કોળીએ ટીલાં કર્યાં; હાથમાં માળા રાખી, કંઠમાં માળાઓનો ઝૂડો નાંખ્યો. એ વેશે રાજ અમર પાસે ખડો થયો. ધર્મનિષ્ઠ રાજ સાહેબ પડકારી ઉઠયા: અલ્યા! સાધુને પકડયો છે; છોડો. છૂટો કરાવી રાજ સાહેબે પૂછયું: મહારાજ! ચોરી ત્હમે કરી છે? કોળીએ હા પાડી. ત્ય્હારે ચોરે કંઇક સાચુકલા હતા. રાજ સાહેબે પૂછયું: એ પાપ શાને કરવું પડયું? કોળીએ કહ્યું કે લોટની ચપટી ગામમાંથી કોઇએ આપી નહિ. રાજસાહેબ બોલ્યા લોક તો એવા જ છે. કોઠારમાંથી સીધું અપાવી બાવાજીને રજા દીધી.

દલપતરામે જઈ રાજ રણમલને આશીર્વાદનો છપય કહ્યો. રાજ સાહેબે પૂછયું: અષ્ટાવધાન જાણો છો કે ષોડશ-વધાન? દલપતરામે કહ્યું કે અવધાનનું મ્હારૂં ગજું નથી; હું તો શીઘ્ર કવિતા જાણું છું. કંઇક નિરાશ જેવા થઇ રાજ રણમલ લમણે હાથ દઈ તકિયે બેઠા. ઘોડાપૂરે કવિની કલ્પના

થનગની રહી. કહ્યું: આજ્ઞા હોય તો કવિતા સંભળાવું. પછી દલપતરામે રાજ રણમલને એક સવૈયો કહ્યો.

तव तात अति पुण्यवन्त भये, करि राज पुनी
जियकाज कियो;
लखि पुत्रनके घर पुत्रनको पुनि श्रेष्ठ मगे सुरलोक गयो;
तिनको दिन बीत भये अब तो, अनुमानत अब्द हि एक भयो;
उनको दिलशोच, दुजो कछु है अरु ?
क्यों नृप ! हाथकपोल दियो ?

રાજ માનસિંહજી ત્ય્હારે પાંચેક વર્ષના હતા. રાજ અમરે વર્ષેક ઉપર પૌત્રદર્શન કરી દેહ છોડયો હતો. રાજ રણમલ બોલી ઉઠયા: વાહ, કવિરાજ ! વાહ.

આ રાજમેળાપ એકાન્તનો હતો. વળતે દિવસે રાજ રણમલે દલપતરામને દરબારમાં બોલાવ્યા ને ભરદરબારમાં શાલપાઘડીનો શિરપાવ બક્ષ્યો.

પછી તો દલપતરામને રાજસ્થાનોના શિરપાવોની મણા ન્હોતી રહી. સોરઠગુજરાતનાં રાજસ્થાનો દલપતરામને સન્માનવામાં રાજમાન માનતાં પણ રાજસ્થાનનું પ્રથમ સન્માન દલપતરામ રાજ રણમલને વરદ હસ્તે સં. ૧૯૦૦ બેસતાં ધ્રાંગધ્રે પામ્યા હતા.

પૌત્ર પુરુષોત્તમનું મુખ અમૃતબાએ નિરખ્યું એ જ સાલમાં, ઇસ્વી ૧૮૪૩ ના નવેમ્બરની ૧૫ મી તારીખે, ફારબસ સાહેબ મુંબઇને કિનારે ઉતર્યા. વઢવાણમાં સુયોગ હતો એ જ કાળે મુંબઇને આરે પણ સુયોગ હતો.

---

# પ્રકરણ ૮ મું, કાવ્યદીક્ષા: સંસ્કૃત

પુર મૂળી પરમારનું, જગત બધામાં જાણ;
નૌતમ ત્ય્હાં બહુ નીપજે કવિઓ ને કેકાણ.

કવિતાની પ્રેરણા ઈશ્વરદત્ત છે, કવિતાની કલા માનવસાધ્ય છે. પ્રત્યેક કલાના કલાસ્વામીને પાવરધાપણું તો હથોટી બેસતી જાય તેમ તેમ આવે છે. ચિત્રકારને પ્રથમ વર્ણો મેળવતાં શીખવું પડે છે, એમ કવિને પણ પ્રથમ વર્ણો મેળવતાં શીખવું પડે છે. ફૂલવેલનાં બીજમાં માળીથી જેમ ઓછુંવધતું કરી શકાય નહિ, તેમ કાવ્યપ્રેરણાનું પ્રાગટ્યઅપ્રાગટ્ય કવિની શક્તિપારની વાત છે. પણ ફૂલવેલ ફૂટી નીકળ્યે પાણી પાઈને ઉછેરાય, ફેલ્યેફાલ્યે એનો મનગમતો મંડપ રચાય, અને મ્હોર્યેફૂલ્યે ફૂલડાંનાં ગજરા હાર કે વેણી ગૂંથાય; એવું જ કવિતાવેલીનું છે. પ્રેરણા પ્રગટ્યા પછીના સૌન્દર્યસંસ્કાર તે કલા. કાળા આરસને પ્રતિમા ઘડનારો ધોળો કરી ન શકે; પણ સાંપડ્યા આરસની કેવીક રૂપમૂર્તિ ઘડવી એ ઘડનાર કલાકારની કલા છે. પ્રેરણાનો દેવતણખો પામ્યા પછી એને બહલાવવો તે કલાધર્મ છે.

પ્રેરણા અને કલાનો આવો વિકાસસંબંધ હોવાથી પ્રેરણા શિક્ષણપર છે, ને કલા શિક્ષણસાધ્ય છે. ગગનવિહારિણી વીજળીનું ઝબકવું માનવવશ નથી; એ જ વીજળી ગૃહમન્દિરે પધાર્યે એનો દીપક કરવો કે અગ્નિ એ માનવનિર્માણનો વિષય છે. માનવવંશ એ વીજળી ઇચ્છો ત્ય્હારે

ને ઇચ્છો એટલાં અન્ધારાંનાં અજવાળાં કરે, કે તોપ જંજાળના ગોળા છોડી નગરોને સંહારે. સૌ કલાઓની પેઠે કાવ્યકલા પણ શિખાય ને શિખવાય. છન્દશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, વ્યાકરણશુદ્ધિ, ભાષાભંડોળ, શબ્દચમત્કૃતિ, ઉડતાં વિમાનો જેવાં કલ્પનાનાં ઉડ્ડયનઃ એ બધામાં અભ્યાસથી પ્રવિણતા પમાય છે. પ્રેરણાના નિયમો નથી, કલાના નિયમો છે. પડેલા ચીલાના પરિચિત થઈને જેમ નવી કેડીઓ કોરાય, તેમ કવિતાના ય તે રસનિયમનો શીખી, પાળી, પછી નિયમપર થવાય.

કાવ્યકલા શીખવવાની કચ્છભૂજમાં પોશાળ હતી–આજે પણ છે. કવિઓ સૃજવાની એ કાવ્યશાળા કદાચ દુનિયાભરમાં અદ્વિતીય હશે. ઘણા કાવ્યરસિકો ત્ય્હાં ભણી રાજદરબારોમાં કવિરાજો થયા છે. એ કાવ્યશાળામાં કાવ્યશાસ્ત્રો શિખવાય છે, ને રસોપાસકોને નવરસની વાડીઓમાં ઘૂમાવી, ઋતુઓ ને તડકીછાંયડી પ્રીછાવી, અભિસિંચન ઉછેર ફ઼ૂલ વીણણ ગૂંથન, બગીચાશાસ્ત્રનો શાસ્ત્રી ઉછરતા આગવાનોને ભણાવે એમ, ત્ય્હાં ભણાવાય છે. કચ્છના મહારાવનું ભૂજિયો સિંહાસન છે, પણ ભૂજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે.

દલપતરામ મૂળી મન્દિરમાં ભણતા ત્ય્હારે મૂળીમાં ચારણોના સોએક ઘર હતાં, ને કેસર કવિ, ખેંગાર ગઢવી, રવિરાજ કવિ–એમ સ્થાનિક કવિઓ પણ હતા. એક કવિ તો ભૂજની પોશાળમાં પાંચ સાતેક વર્ષ ભણી આવ્યા હતા. છેલ્લી પરીક્ષામાં સરસ કાવ્યચાતુર્ય દાખવ્યે સોનાનાં કડાં કંઠી શાલ પાઘ એમ પંદરસોક રૂપિયાનો પોશાક મહારાવે

ગઢવીને બક્ષ્યો હતો. ભાવનગરે મહારાજ વજેસિંહજીના દરબારે કવિ ગયા ત્‍હારે કાવ્યોથી મહારાજને રીઝવીને પૂછ્યું કે રાજદરબાર તો કવિથી શોભે; આપને દરબાર રાજકવિ કોણ છે ? વજેસિંહજી મહારાજે પોતાના રાજકવિ પાતાભાઇ ગઢવીને દાખવ્યા કે આ અમારા રાજકવિ. મહેમાન કવિએ પાતાભાઇને પૂછ્યું કે કાવ્યશાસ્ત્ર તો ભણ્યા છોને ? મ્‍હોટા દિલના પાતાભાઇ ગઢવીએ વિનયનો ઉત્તર દીધો કે થોડાંઘણાં. કવિએ વળતું વેણ નાંખ્યું કે થોડાં ઘણાં જોયાં હોય તો બા ! મ્‍હોટે ઘેર ન રહિયે. સૌરાષ્ટ્રના રાજસ્થાનોમાં ફરી, રાજદરબારોમાં સન્માન પામી, સારો ધનસંચય કરી, સં. ૧૮૯૫–૯૬ માં ગઢવી પોતાને વતન મૂળીએ આવી રહ્યા હતા. ૩૦૦–૪૦૦ વીઘાં પોતે ગરાસ જમાવ્યો હતો ને કાવ્યાનન્દની મસ્તીમાં રહેતા. ત્રીસ પાંત્રીશેક વર્ષના ગઢવી ત્‍હારે ભરજોબન અવસ્થામાં હતા.

એમનું નામ ફૂલજી ગઢવી; ને એમનું કાવ્યાભિનામ કુસુમ કવિ. આજ એમનો ગરાસ મૂળીમાં છે, પણ વંશ નથી. ફૂલજી ગઢવી મહામર્મનાં બાણ મારનાર શબ્દબાણાવળી હતા, ને સારૂં ઝાલાવાડ એમને રળિયા ગઢવીના ન્‍હાનેરા ભાઇ લેખે પિછાનતું. એક વેળા મૂળી મન્દિરમાં એમણે પૂછ્યું કે પારસસ્પર્શે લોઢું તે સોનું થાય કે નહિ ? સન્તોએ કહ્યું: પારસસ્પર્શે લોઢું સોનું થાય જ. ગઢવી બોલ્યા કે તો પછી તમ સમાગમે અમે આવા લોઢાના કટકા જ કાં રહ્યા ? એક સન્તે ઉત્તર વાળ્યોઃ ગઢવી ! લોઢાનું સોનું થાય, કાંઇ કાટના ગઠ્ઠાનું ન થાય. ફૂલભાઇ ગઢવી ચોરે બેસતા, ઠાકરમન્દિરે જતા, ભાયાતોના ડાયરા

ગજવતા; ક્યહારેક ક્યહારેક સ્વામીનારાયણને મન્દિરે દેવાનન્દ સ્વામી પાસે પણ જતાઆવતા. ચારપાંચેક વર્ષ એમ વીત્યાં. ગઢવી ભરજોબનમાં ઝોલાં ખાતા હતા. સં. ૧૯૦૧ ના ફાગણ કે ચૈત્ર માસમાં કુસુમ કવિ એકદા મન્દિરે પધાર્યા હતા ત્યહારે સભામંડપમાં વાતવાતમાં દેવાનન્દ સ્વામીને કહ્યું કે સ્વામી! રાજદરબારોમાં કવિઓ નથી રહ્યા, ને સત્સંગમાં યે અસ્તાચળે ઉગતો લાગે છે. હતા; બ્રહ્માનન્દ સ્વામી હતા, પ્રેમાનન્દ સ્વામી હતા, મુક્તાનન્દ સ્વામી હતા; સત્સંગમાં એ કાવ્યકુંજર હતા. બધે ય આથમણાના ઓળા છે કે શું? દેવાનન્દ સ્વામી તો મહાનુભાવ વૈરાગ્યસિદ્ધ નિર્માની સાધુપુરુષ હતા, એટલે એમને કવિના મર્મબાણે માઠું ન લાગ્યું; ને શીળે ભાવે કહ્યું કે હા, ઠીક કહો છો. બ્રહ્માનન્દ સ્વામી સમા સૂર્યો આજ સત્સંગમાં નથી. સભામંડપમાં એકઅંબાળા લાલો કોઠારી બેઠા હતા. ત્હેમને થયું કે ગઢવીએ ભારે કીધી, સ્વામીને સંભળાવી. લાલો કોઠારી પડકારી ઉઠયા કે હં, હં, ગઢવી! શું બોલો છો? સત્સંગ શું કવિસૂનો થયો? સત્સંગ તો મીઠો મહેરામણ છે, રત્નોની ખાણ છે. સન્તો ભગવે લૂગડે, ત્હમે ધોળે લૂગડે; તમ સાથે વાદવિવાદે સાધુ ન શોભે. કોઇ ધોળાં લૂગડાંવાળો આવ્યે મેળવશું. ગઢવી બોલ્યા કે ધોળે લૂગડે બા! કોણ હોય? કોઠારીએ કરડાકી કરી કે ભણનારા ધોળિયા ઘણા યે હોય. જન્માષ્ટમીને સમૈયે આચાર્યજી મહારાજ પધારશે, ને દેશદેશના હરિભક્તો આવશે: ત્યહારે વળી મોકો સાંપડશે.

એ વાત એટલેથી રહી. પણ મહિના વીતતાં વાર લાગતી નથી, ને પછી જન્માષ્ટમીનો સમૈયો ભરાયો. ધર્મધુરન્ધર આચાર્યજી મહારાજ શ્રી અયોધ્યાપ્રસાદજી અમદાવાદથી મૂળીએ પધાર્યા. વઢવાણના હરિભક્તો સગાથે દલપતરામ પણ સમૈયે ગયા હતા. લાલો કોઠારી કાંઇ ગઢવીનાં મર્મવેણ વીસર્યા ન હતા. કોઠારીએ દલપતરામને એકાન્તે બોલાવી બની વાર્તા કહી. દલપતરામને પણ થયું કે ભરસભામાં ગઢવીએ ગુરુનું અપમાન કીધું. કોઠારીએ કહ્યું: ચારણને અભિમાન ચ્હડયું છે. જોજે હો, દલપત! સાચું બોલે ત્હો યે જૂઠો પાડવો છે ને સભા જીતવી છે. દલપતરામને પાનો ચ્હડયો. કહ્યું: સત્સંગમાં દાસાનુદાસ છું, બીજે કહો તો બ્રહ્માંડને બાથ ભીડું. પાંચસાત વિદ્યાર્થીઓ સહાયતામાં આપજો. વ્યાકરણ પંચકાવ્ય અલંકારગ્રન્થ ભણનાર ત્રણેક બ્રાહ્મણો ને બીજા સાધુઓ દલપતરામને સાશ્રિત સોંપાયા. સાશ્રિતોએ પૂછ્યું અમારે શું કરવાનું? દલપતરામે કહ્યું કે ગઢવી છન્દ બોલે ને લખાવવા કહિયે તો ન યે લખાવે. લખાવવું એ રાજસભાની રીત નથી. એટલે પહેલાએ પહેલું, બીજાએ બીજું એમ એમના છન્દનું એક એક ચરણ સૌએ યાદ કરી લેવું. કોઠારીએ દલપતરામને આજ્ઞા કરી કે ઉતારે રહેજે, બોલાવિયે ત્હારે સભામાં આવજે.

નિત્યનિયમ પ્રમાણે સભામંડપમાં સ્હાંજે સભા ભરાણી. સન્તો મુક્તો દેશદેશના હરિભક્તો શ્રી હરિની વાર્તા સાંભળવાને ને ધર્મધુરન્ધરનાં દર્શને આવ્યા હતા. ત્ય્હાં સભામંડપમાં ગઢવી આવ્યા. દર્શન કરી, બેસી, લાલા કોઠારીને ગઢવીએ પૂછ્યું: આ ત્હમારો સમૈયો કહેવરાવાયને? કોઠા-

રીએ કહ્યુંઃ સમૈયો તો ખરો; પણ વરસાદ પાણીને લીધે નજીકનાં જ બેએક હજાર સત્સંગીઓ આવ્યા છે... આઘેથી કોઇ આવ્યું નથી. ગઢવીએ કહ્યુંઃ કોઇ કવિ આવ્યા હોય તો ભલા! કંઇક કાવ્યચર્ચા કરિયે. ઉભા થઇ કોઠારીએ સભામાં સાદ પાડયો કે અલ્યા! કોઇ ગૃહસ્થ સત્સંગી કવિતા કાંઈ જાણો છો કે? એકે કહ્યું હળવદમાં ફલાણા ભાઇ છે. બીજે કહ્યું લીમડીમાં ફલાણા ભાઈ છે, પણ આવ્યા નથી. ત્રીજે કહ્યું વઢવાણનો શ્રીમાળી બ્રાહ્મણ દલપતરામ કાંઇક ભણેલ છે ને આવેલ છે. કોઠારીએ કહ્યું ત્યહારે બોલાવો એને સભામાં. એક ઘોળિયો ગયો ને દલપતરામને તેડી લાવ્યો. આચાર્યજીને સન્તોને સભાને પગે લાગી દલપતરામ બેઠા પછી લાલા કોઠારીએ ગઢવીની ઓળખ પાડી ને કહ્યુંઃ ગઢવી સારા કવિ છે, ભૂજની પોશાળમાં ભણી આવ્યા છે, રાજદરબારો જીત્યા છે. ત્હમે યે કંઇક ભણ્યા છો. ગઢવીને કાવ્યચર્ચા કરવી છે. આવડે તે કરો. પછી ગઢવીએ દલપતરામને પૂછ્યું કે કિયું પિંગળ ને કોની કને ભણ્યા છો, ભા! દલપતરામે કહ્યું દેવાનન્દ સ્વામી પાસે છન્દશૃંગાર ભણ્યો છું. ગઢવીએ પૂછ્યું અલંકારનો ગ્રન્થ ભણ્યા છો કાંઇ? પિંગળ એક ભણ્વે શું વળે? ઉત્તર કીધો કે સ્વામી પાસે ભાષાભૂષણ ભણ્યો છું. ત્યહારે ગઢવીએ કહ્યું કે નાયકાભેદ ન જાણો ત્યહાં સૂધી કવિ કહેવરાવાય નહિ. નાયકાભેદનો કોઇ ગ્રન્થ? દલપતરામે કહ્યુંઃ પરકિયા એટલે વ્યભિચારિણી ને સામાન્યા એટલે ગણિકા; એમની કવિતા આ સભામાં ન હોય. ત્યહારે ગઢવીએ પૂછ્યુંઃ આ વિરાજમાન છે એ આચાર્યજી મહારાજની કવિતા કાંઈ કરી છે? દલપ-

તરામે કહ્યું કે આચાર્યજીની તો નથી કરી; એમના પિતા શ્રીજી મહારાજની કરી છે. ગઢવી પડકાર્યાઃ કેમ ન કરિયે? ભગવાનના પુત્ર એ ય ભગવાનરૂપ છે; સાંભળો. કહી ગઢવીએ છપય છન્દ લલકાર્યો, ને મન્દિરનો સભામંડપ ને ચોક ગજાવી મૂક્યાં.

उदधि उदकभर असित, अमित मति अवधउदधमैं;
तिहि निधि मधि जलतरंग, तरंग मतितरंग अवधमैं;
सिन्धु मंही शशीमोती, मोती मनु अवधवचनमुख;
नदीसंगम निधि मिलत, मिलत मुनिमति अति करसुख;
तव प्रणत बनत नवरत्न सम, रत्न रहत जलधि ज्युंहीः
कर जोरी कुसुम कवि युं कहे, अष्टम उदधि अवध! तुंही.

એ છપય ગઢવીએ બે વાર બોલી વિસ્તારથી અર્થ કહી સંભળાવ્યો; ને ઉચ્ચર્યા કે બાપ અયોધ્યાપ્રસાદજી! તું તો આઠમો દરિયાવ છે–દરિયાવ.

વૃદ્ધાવસ્થામાં યે આ વાત કરતા ત્યહારે દલપતરામને જાણે એ છપયના પડછન્દા સંભળાતા. દલપતરામની સ્વયં છન્દ લલકારવાની છટા અજબ હતી. મેઘનાદે કવિ ગાજતા ને શબ્દની જાણે ઘટા જામી જતી. છતાં દલપતરામ કહે છે કે ગઢવીની 'બોલવાની છટાનો સોમો ભાગે મ્હારામાં નથી.'

છપય સાંભળી સભા સ્તબ્ધ થઈ ગઈ. વિદ્વાનો હર્ષિત થયા. લાલા કોઠારીને યે ધડિક થયું કે આને તે દલપત કેમ પાછો પાડશે? કોઠારીએ દલપતરામને બિરદાવ્યા કે બોલો, હવે ત્હમારો વારો. દલપતરામે સાશ્રિતોને પૂછ્યું કે કાં સ્હમજ્યા? સ્હમજ્યા? ને એ પૂછતાં પૂછતાં પોતે મનમાં ઘોળી લીધું. વિચારમાર્ગ બાંધી લીધો. સાશ્રિતો સૌએ કહ્યું

સ્હમજ્યા એટલે દલપતરામે ગઢવીને પૂછ્યું આ કિયો અલંકાર થયો ? ગઢવી! સભાને સંબોધી ગઢવી કરડાકી-બોલ ઉચ્ચર્યા: લ્યો, સાંભળો, ભાઇઓ! આ કહે છે ભાષા-ભૂષણ ભણ્યો છું, ને અલંકારનું તો મ્હને પૂછે છે.—એ! અલંકાર સ્હમજતા ન હો તો કહું છું ભા! એ તો રૂપકા-લંકાર—રૂપકા. ગઢવીની વાતચીતની છટા પ્રતિપક્ષીને ચાંપતી જાય એવી હતી. દલપતરામે કહ્યું: એ રૂપકાલંકાર ન હોય, ગઢવી! વાંકુ મોઢું કરી ગઢવી વક્રોક્તિમાં ઉચ્ચર્યા: ત્ય્હારે ત્હમે કહો એ અલંકાર. દલપતરામે કહ્યું: આ તો વ્યાજસ્તુતિ અલંકાર છે. આચાર્યજીને તો કોઇ ચન્દન ચ્હડાવે કે માથે ધૂળ નાંખે–બન્ને સરખાં છે. પૂંઠ પાછળ સ્વામી નારાયણની નિન્દા કરનારા ઓછા નથી; પણ ભરસભામાં આ ત્હમને ન ઘટે. ત્હમે જાણતા હશો કોઈ સ્હમજતું નથી. સ્હમજ્યા તો છે સહુ, પણ સ્વામી નારાયણના સન્તો ક્ષમાશીલ છે. ગઢવીએ કહ્યું શી અમે નિન્દા કરી? બતાવો.

દલપતરામ પ્રશ્નોત્તર કરતા જતા ને મનમાં છન્દ ઘડતા જતા હતા. કુસુમ કવિના છેલ્લા પ્રશ્નના ઉત્તરમાં દલપતરામે સ્હામો છપય છન્દ નાંખ્યો, ને વજીરની સ્હામે ઘોડો ખેલ્યા.

उदधिउदक अति क्षार, सार मति मधुरी अवधमैं;
अवध सुधासम अमल, समल विख वसत उदधिमैं;
जड जलधि जलगवन, पवनवश, प्रतित न लायक;
अवधमति प्रतित धरत, सकलविधि जनसुखदायक;
लहि अंजलि उदधि अगस्त्य मुनि पान करी पींडमें लहे;
मति अकल अवध! दलपति तुंही, को कवि निधिके सम कहे?

પ્ર. ૮, પા. ૧૬૬

પોતાના છપ્પયનો દલપતરામે સભાજનને અર્થ કરી સંભળાવ્યો, ને છેડે કહ્યું: ગઢવી! સાગર ત્હમારે મન મ્હોટો, મુનિઓને મન નહિ. અગસ્ત્ય મુનિ અંજલિ ભરી સાગરનું આચમન કરી ગયા હતા. આ સન્તો અગસ્ત્ય મુનિ સમા સમર્થ છે; પણ કોઈની કલ્પના યે આચાર્યશ્રીની બુદ્ધિનો તાગ લે એમ નથી. હે અયોધ્યાપ્રસાદજી મહારાજ! કિયો કવિ હોય જે આપને ખારા ખાબોચિયા જેવા કહે?

દલપતરામનો ઉત્તર સાંભળી મહારાજને હોઠે ને અંગે સ્મિત ફરકયું; શાસ્ત્રીપંડિતો કાવ્યયુક્તિ પારખી હસી ઉઠ્યા; દેવાનન્દ સ્વામીની આંખો શિષ્યને પટા ઝીલતો ને ાળતો નિરખી તેજસ્વી થઇ. લાલો કોઠારી ગાજ્યાઃ ભરી સભામાં ગઢવી! આમ નિન્દા કરાય?

ગઢવીનાં નેણમાં કસુંબો ચ્હડયો, થોભિયા સોયા જેવા સજીવન થયા, શબ્દ ઘેરો થયો. ગઢવીએ કહ્યું: શું રાધિકાજીની આંખડીને કમળની ઉપમા આપી એટલે આંધળી થઇ ગઇ? લાવો, અમારો છપ્પય ભૂજ મોકલિયે, જેપુર મોકલિયે, ઉદેપુરજોધપુર મોકલિયે. ઉપમા ને દૃષ્ટાન્ત એમ જ અપાય. દલપતરામે કહ્યું: ગઢવી! રાજામહારાજાની કવિતા કરતાં ત્હમને આવડે. કોઇ રાજસભામાં આ છપ્પય સંભળાવો તો શોભી ઉઠે, આ ધર્મસભામાં ઝાંખો પડે. ગઢવીએ પાસો બદલ્યોઃ ત્મ્હારે ત્હમે કાંઇક કહો ને અમે વિચારિયે. દલપતરામે આહ્વાન ઉપાડી લીધું: હા, ઠીક કહ્યું. લ્યો, સાંભળો. ધર્મદ્વારે તો સૌમ્ય અલંકાર શોભે. ને પછી પોતે તાત્કાલિક મનમાં ઘડેલું કવિત સભાને સંભળાવ્યું.

चन्दसे सीतल अंग, बुद्धि है गजाननसी,
कामसे सरूपवान, शंकरसे ध्यानी है;
नारदसो सजे गान, शारदसो मतिमान,
घन सम दानी, और गोरखसे ग्यानी है;
धर्म जैसे धर्मधारी, कर्नसे सुकर्मकारी,
परम पवित्र, जैसो गंगज्यूको पानी है;
दाखे दलपतिराम, अवध प्रसादजीकी
गंभीरता गूढ सातों सागर समानी है.

ગઢવી ઝંખવાણું. ચોગમ નજર નાંખી જોઇ. દિશા ન સૂઝી. આચાર્યજી મહારાજ પ્રસંગ કળી ગયા, ને પછી વચ્ચે પડ્યા. દલપતરામને કહ્યું; જાવ, જાવ હવે. સૂંઠને ગાંગડે તે ગાંધી થવાતું હશે ? હજી તો ભણી યે નથી રહ્યા પૂરૂં, ને રાજદરબારો જીતેલા કવિરાજ શું બાથ ભીડો છો. જાવ, ઉતારે જાવ. આચાર્યશ્રીની આજ્ઞા થયે સભાને ને ગઢવીને વન્દન વન્દી દલપતરામ ઉતારે ગયા. મહારાજશ્રીએ કોઠારી પાસે શાલપાઘડીનો પોશાક મંગાવ્યો. ગઢવીને કહ્યું, આવો, પ્હેરાવું. ગઢવીએ કહ્યુંઃ એણે મ્હારૂં અપમાન કીધું; પોશાક નહિ લઉં. મહારાજે વિનયવાક્ય કહ્યું કે એ તો ઉછરતો જુવાનડો છે; હજી સૂંઠને ગાંગડે રમે છે. પછી કુસુમ કવિને શાલપાઘડી અર્પ્યાં ને સભા વિસર્જન થઇ. તે તિથિએ સત્સંગમાં દલપતરામનો ડંકો વાગ્યો ને સૌને જાણ થઇ કે એક કવિ જન્મ્યો છે.

વિન્ધ્યાટવિની પાર દક્ષિણદેશે મહારાજ (ભુવડ) ભુવનાદિત્યની પાટનગરી કલ્યાણીની રાજસભામાં ગુર્જર કવિરાજ શંકર બ્હારોટને ને દાક્ષિણાત્ય કવિરાજ કામરાજને

આવી જ કાવ્યચર્ચા થઈ હશે ને ? અકબરશાહના નવરત્ન-દરબારે આવી રસવાર્તાઓ રમાતી. કવિઓ દેવફૂલડાં છે કે દેવઅગ્નિના કારમા અંગારા ? એમના પરિમલ પમરાવે છે, એમની ઝાળો, હવિને બાળે એમ, બાળે છે. ભવભૂતિ સાચું ભાખે છે કે **वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि** એવા લોકોત્તર ચિત્તના મહાજનો હોય છે. નહિ તો દલપતરામ જેવા સૌમ્યમૂર્તિને આવા ઉગ્ર વાદવિવાદ શા ? પણ ગુરુ-ઋણ એમ વાળવાનું વિધિનિર્માણ હશે ત્હાં દલપતરામ શું કરે ?

આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજીની પ્રકૃતિ અતિ શાન્ત હતી. ભર્યા સરોવર સમા ધીરગંભીર હતા સંસ્કૃત વ્યાકરણમાં પ્રવેશ હતો, સાહિત્યના ને શાસ્ત્રોના અભ્યાસી હતા. કીર્તનો રચતા. કથા કરતા ને સદ્બોધ સંભળાવતા ત્યહારે સન્તસભામાં ને હરિભક્તોનાં હૈયામાં જાણે ધર્મ-શાન્તિ વરસાવતા.

સભા વિસર્જન થયે વાસુદેવ બ્રહ્મચારી, મહાનુભાવા-નન્દ સ્વામી, ને દેવાનન્દ સ્વામી આચાર્યજી મહારાજ કને ગયા ને કહ્યું: દલપતરામની તર્કશક્તિ આશ્ચર્ય પમાડે એવી છે. એને સંસ્કૃતનો અભ્યાસ કરાવ્યો હોય, ને આ જે તર્ક વ્રજભાષામાં લાવે છે તે સંસ્કૃતમાં ઉતારે તો માઘ કે કાલિદાસ જેવા થાય. સત્સંગની યે શોભા ને પુષ્ટિ વધે. પછી આચાર્યજી મહારાજે દલપતરામને બોલાવ્યા ને પૂછ્યું: ત્હમારે ઘેર ખર્ચ કેટલુંક છે ? દલપતરામે કહ્યું કે અમે બે જણ ને એક દીકરો છીએ. આચાર્યજીએ કહ્યું કે

એ ખર્ચ અમે આપીશું; ત્હમે અમદાવાદ રહો ને સંસ્કૃત ભણો.

કુસુમ કવિની સભા દલપતરામ જીત્યા એ એમનો કાવ્યવિજય હતો. એ અવસરે ૧૮૪૮ ના એમના જીવન-પલટાનાં બીજ રોપાયાં. એ વિજયતિથિથી દલપતરામ સંપ્રદાયમાં કવિ સ્થપાયા. આચાર્યશ્રીને પ્રતીતિ થઇ, સન્તોને આનન્દ ઉભરાયો, દેવાનન્દ સ્વામીએ શિષ્યનો વિજય જોયો, સમૈયો વેરાયે હરિભક્તોએ દેશદેશાવરમાં જઇને વાતો કહી. એ તાત્કાળિક ફળો કરતાં યે ચિરંજીવ ફળ મહાન થયું કે ગુજરાતને દલપતરામ મળ્યા. કાવ્ય-વિજયથી અયોધ્યાપ્રસાદજી મહારાજે દલપતરામને સંસ્કૃત ભણવાને અમદાવાદ ન્હોતર્યા; અમદાવાદમાં એ ભણનારાએ ભોળાનાથભાઇને પિંગલશાસ્ત્ર ભણાવ્યું; ભોળાનાથભાઇએ કાવ્યગુરુની ભલામણ ફારબસ સાહેબને કીધી; ને ફારબસ સાહેબે એ કાવ્યસારસાને વર્ધમાનપુરીએથી આમન્ત્રી ગુજરાતની કુંજોમાં રમતો ને ટહુકતો મૂકયો. નવયુગના મંડાણને અવસરે એમ ધર્મશીલ, ગંગાજળનિર્મળ, કવિત-કોડામણો, જૂનાંના ને નવાનાં મહાસત્યો પ્રીછનાર ને પ્રીછાવનાર લોકહિતચિન્તક દેશનેતા ગુજરાતને સાંપડ્યો. ગોટલાની ને કેરીની વચ્ચે થડ ડાળ પાંદડાં ને મ્હોરનાં પગથિયાં છે, પણ સહુ સ્હમજે છે ને ભાખે છે કે કેરી તે ગોટલામાંથી; તેમ કાર્યકારણશૃંખલા ઉચ્ચારે છે કે દેવાનન્દ સ્વામીના શિષ્યના મૂળીની ધર્મસભામાંના કાવ્યવિજય-માંથી ગુજરાતના કવીશ્વર દલપતરામ થયા.

આવી જ કાવ્યચર્ચા થઈ હશે ને ? અકબરશાહના નવરત્ન-દરબારે આવી રસવાર્તાઓ રમાતી. કવિઓ દેવફૂલડાં છે કે દેવઅગ્નિના કારમા અંગારા ? એમના પરિમલ પમરાવે છે, એમની ઝાળો, હવિને બાળે એમ, બાળે છે. ભવભૂતિ સાચું ભાખે છે કે वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि એવા લોકોત્તર ચિત્તના મહાજનો હોય છે. નહિ તો દલપતરામ જેવા સૌમ્યમૂર્તિને આવા ઉગ્ર વાદવિવાદ શા ? પણ ગુરુ-ઋણ એમ વાળવાનું વિધિનિર્માણ હશે ત્હાં દલપતરામ શું કરે ?

આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજીની પ્રકૃતિ અતિ શાન્ત હતી. ભર્યા સરોવર સમા ધીરગંભીર હતા સંસ્કૃત વ્યાકરણમાં પ્રવેશ હતો, સાહિત્યના ને શાસ્ત્રોના અભ્યાસી હતા. કીર્તનો રચતા. કથા કરતા ને સદ્‌બોધ સંભળાવતા ત્હારે સન્તસભામાં ને હરિભક્તોનાં હૈયામાં જાણે ધર્મ-શાન્તિ વરસાવતા.

સભા વિસર્જન થયે વાસુદેવ બ્રહ્મચારી, મહાનુભાવા-નન્દ સ્વામી, ને દેવાનન્દ સ્વામી આચાર્યજી મહારાજ કને ગયા ને કહ્યું: દલપતરામની તર્કશક્તિ આશ્ચર્ય પમાડે એવી છે. એને સંસ્કૃતનો અભ્યાસ કરાવ્યો હોય, ને આ જે તર્ક વ્રજભાષામાં લાવે છે તે સંસ્કૃતમાં ઉતારે તો માઘ કે કાલિદાસ જેવા થાય. સત્સંગની યે શોભા ને પુષ્ટિ વધે. પછી આચાર્યજી મહારાજે દલપતરામને બોલાવ્યા ને પૂછ્યું: ત્હમારે ઘેર ખર્ચ કેટલુંક છે ? દલપતરામે કહ્યું કે અમે બે જણ ને એક દીકરો છીએ. આચાર્યજીએ કહ્યું કે

એ ખર્ચ અમે આપીશું; ત્હમે અમદાવાદ રહો ને સંસ્કૃત ભણો.

કુસુમ કવિની સભા દલપતરામ જીત્યા એ એમનો કાવ્યવિજય હતો. એ અવસરે ૧૮૪૮ ના એમના જીવન-પલટાનાં બીજ રોપાયાં. એ વિજયતિથિથી દલપતરામ સંપ્રદાયમાં કવિ સ્થપાયા. આચાર્યશ્રીને પ્રતીતિ થઇ, સન્તોને આનન્દ ઉભરાયો, દેવાનન્દ સ્વામીએ શિષ્યનો વિજય જોયો, સમૈયો વેરાયે હરિભક્તોએ દેશદેશાવરમાં જઇને વાતો કહી. એ તાત્કાળિક ફળો કરતાં યે ચિરંજીવ ફળ મહાન થયું કે ગુજરાતને દલપતરામ મળ્યા. કાવ્ય-વિજયથી અયોધ્યાપ્રસાદજી મહારાજે દલપતરામને સંસ્કૃત ભણવાને અમદાવાદ ન્હોતર્યા; અમદાવાદમાં એ ભણનારાએ ભોળાનાથભાઇને પિંગલશાસ્ત્ર ભણાવ્યું; ભોળાનાથભાઇએ કાવ્યગુરુની ભલામણ ફારબસ સાહેબને કીધી; ને ફારબસ સાહેબે એ કાવ્યસારસાને વર્ધમાનપુરીએથી આમન્ત્રી ગુજરાતની કુંજોમાં રમતો ને ટહુકતો મૂકયો. નવયુગના મંડણને અવસરે એમ ધર્મશીલ, ગંગાજળનિર્મળ, કવિત-કોડામણો, જૂનાંના ને નવાનાં મહાસત્યો પ્રીછનાર ને પ્રીછાવનાર લોકહિતચિન્તક દેશનેતા ગુજરાતને સાંપડ્યો. ગોટલાની ને કેરીની વચ્ચે થડ ડાળ પાંદડાં ને મ્હોરનાં પગથિયાં છે, પણ સહુ સ્હમજે છે ને ભાખે છે કે કેરી તે ગોટલામાંથી; તેમ કાર્યકારણશૃંખલા ઉચ્ચારે છે કે દેવાનન્દ સ્વામીના શિષ્યના મૂળીની ધર્મસભામાંના કાવ્યવિજય-માંથી ગુજરાતના કવીશ્વર દલપતરામ થયા.

સમૈયો વેરાયે દલપતરામ વઢવાણ આવ્યા, ને સંસ્કૃત ભણવાને અમદાવાદ જવાની તૈયારીમાં પડ્યા. ભૂળીબાને દલપતરામ સાથે કંકાસ ચાલતો તેમ અમૃતબા સાથે પણ બનતું ઓછું. અમૃતબાએ દિનકરભાઇ ભેળું રહેવું, ને એમનું માસિક ખર્ચ રૂ. ૪ નક્કી કરી એમાંથી રૂ. ૨ દલપતરામે દેવાનું ઠરાવ્યું. ગોરજીનું દેવું હતું તે ભાઇઓએ અડધોઅડધ વ્હેંચી લીધું. વ્યવહારસ્પષ્ટ દલપતરામે ન્હાના ભાઇને કહ્યું કે અમદાવાદ ભણવા જવું છે. ત્યહાંથી વર્ષે આવું, બે વર્ષે આવું. પરસ્પર શંકા ન રહે કે કમાઇને છાનું રાખ્યું. માટે વ્હેંચણ કરીને જવાય તો સારૂં. સંબંધી બે નાતીલા સમક્ષ ભાઇઓભાગની વ્હેંચણ થઇ. ઘરના બે ભાગ કરી ચીઠ્ઠીઓ નાંખી. યજ્ઞશાળાવાળો પૂર્વાર્ધ દલપતરામને ભાગે આવ્યો, પશ્ચિમાર્ધ દિનકરરામને ભાગે ગયો. સૌસૌને ઉપયોગી પુસ્તકો વ્હેંચી લીધાં. વાસણો વ્હેંચતાં દ્હેરાણીજેઠાણીને કાશીના ચિત્રામણનો એક ચંબૂ હતો એ વિશે વાદ થયો. પછી એક પાસે એ ચંબૂ ને બીજી પાસ એથી ચોગણુંમૂલાં વાસણ મૂકી કહ્યું કે પસંદગી કરો. દહેરાણીએ બનારસી ચિત્રામણનો ચંબૂ લીધો. તીર્થચંબૂનું ચોગણું મૂલ ત્યહારે લોકને મન હતું.

સ્વામીનારાયણ સંપ્રદાયમાં ગણેશચતુર્થીએ એ માંગલ્યાધીશ દેવને મન્દિરમાં પધરાવે છે અને એકાદશીએ નદી કે તળાવ — કો જળાશયમાં વિસર્જન કરે છે. ત્યહારે ઉત્સવનો મ્હોટો વરઘોડો ન્હડે છે, સન્તો હરિભક્તો આચાર્યજી મહારાજ તથા ઠાકોરજી સ્વયં ગણપતિજીની વિદાયે જાય છે, ને સરિતજળમાં કે સરોવરજળમાં ઠાકોરજી ત્યહારે

ઝીલે છે. એ એકાદશીને જળઝીલણી એકાદશી કહે છે. એ જળઝીલણી એકાદશી ઉપર અમદાવાદ પહોંચવાને સં. ૧૯૦૧ (ઇસ્વી ૧૮૪૫) ના ભાદ્રપદની શુક્લ સપ્તમીએ, મૂળીએથી આવ્યા પછી દસબાર દિવસમાં, વ્યવહારશુદ્ધ થઇ, ખભે ઝોળો ભરાવી, ગીર્વાણવાણના અભ્યાસાર્થે દલપતરામ વઢવાણથી નીકળ્યા ને દશમે અમદાવાદ ગયા.

વિદ્યા ત્ય્હારે મઠ ને મન્દિરોમાં વસતી—ઉંચી કેળવણીની એ આપણી મહાપાઠશાળાઓ હતી; અને આજની Students' Residency જેવા સન્માર્ગના મન્દિરોમાં વિદ્યાર્થીઆશ્રમ હતા. વિદ્યાર્થીઆશ્રમમાં વિદ્યાર્થીઓ રહેતા, ને બ્રહ્મવિદ્ સન્ત સાધુ શાસ્ત્રી પાસે ભણતા. અમદાવાદના મન્દિરમાં એક મેડો વિદ્યાર્થીનો મેડો કહેવાતો. તે મેડે વિદ્યાર્થીઓ ભેગા દલપતરામ રહેતા. પૂનામાં મધુકરીનો ચાલ છે એવો આપણે ત્ય્હાં નથી; પણ કેટલાક વિદ્યાર્થીઓ લોટ માગી લાવી નિર્વાહ કરતા, કેટલાકને શહેરના વિદ્યાવિલાસી સજ્જનોની સહાયતા મળતી. દલપતરામને મન્દિરકોઠારેથી સીધું અપાતું ને હાથે રાંધી ખાતા. વાસુદેવાનન્દ બ્રહ્મચારીના આદેશથી સારસ્વત તથા ચન્દ્રિકા અને પંચમહાકાવ્યોમાંથી એકાદબે મહાકાવ્ય એમને શીખવાનું ઠર્યું. જ્ઞાનસ્વરૂપાનન્દ નામના સાધુ સારા શાસ્ત્રી હતા. મહન્ત વૃન્દાવનદાસજી ને વૈરાગ્યમૂર્તિ નિર્ગુણદાસજી દલપતરામના સહાધ્યાયીઓ હતા. માહેશ્વર ભટ્ટના પુત્ર જેષ્ઠારામ પણ સાથે ભણતા. આધી સદી પછીયે દલપતરામ વિદ્યાર્થીના મેડાનો એ પૂર્વસંબંધ વીસર્યા ન હતા. વિદ્યાર્થીઓને સાહિત્ય સહાય આપતા, અને 'વિદ્યાર્થી'ના આશીર્વાદ [illegible]

અન્ય સૌ પડતું મૂકી વિદ્યાર્થીઓને લોટ આપવા જવું એ દલપતરામને ઘેર ગૃહસ્થધર્મ મનાતો. પછી આયુષ્યની શીશીમાંના છેલ્લા કણ પડતા હતા ને દલપતરામને લાગ્યું કે મૃત્યુલોકની વિદાયઘડી આવી છે ત્હારે અઠવાડિયા પૂર્વે, ફાલ્ગુણી કૃષ્ણ એકાદશીએ, ન્હાઈ ધોઈ સ્વચ્છ થઇ શ્વેત કફની ધારણ કરી, પાંચ દાયકાના એ જૂના સ્નેહીઃ સહાધ્યાયી ત્યાગમૂર્તિ નિર્ગુણદાસજીના સાધુમંડળને ઘે ન્હોતરી, સૌનું પૂજનઅર્ચન કરાવી, ગન્ધ ને પુષ્પમાળાએ. આરોપાવી, 'રે! સગપણ હરિવરનું સાચું' એ કીર્તન સાંભળતાં સાંભળતાં સંપ્રદાયની છેલ્લી વિદાય દલપતરામે લીધી હતી. સહાધ્યાયીઓના સંબંધ ત્હારે અર્ધી અર્ધી સદીના બન્ધાતા.

માળી માર્ગેથી નીકળે કે એની ફૂલછાબનો સુગન્ધ ચોગઠું ભરી પસરી રહે; દલપતરામનું યે એવું થયું. મન્દિરમાં દલપતરામ ભણતા, ને શહેરમાં એમની કાવ્યકલાની ફૂલછાબની કીર્તિસુવાસ પ્રસરવા માંડી. મન્દિરની પાડોશમાં બ્હેચર મણકીવાળાના ધનાઢ્ય નામાંકિત ભાગ્યભર્યા વૈષ્ણવ કુટુંબની હવેલી છે. મણકીવાળાની ગાદીએ ત્હારે સાહિત્યપ્રેમી ને કાવ્યરસિયા છોટાભાઈ શેઠ હતા. નિત્યશઃ એક વાલ સોનાનું દાન કરીને તે જમતા. એમને કવિતાનો શોખ હતો. કો હિન્દી કે મારવાડી કવિ એમનું આતિથ્ય ચાખ્યા વિના અમદાવાદમાંથી જાય નહિ. તેઓ વલ્લભસંપ્રદાયી હતા, ને સ્વામી નારાયણને મન્દિરે તો ક્યહારેક પાડોશધર્મ પાળવાને જતા. છોટાભાઇ શેઠે સાંભળ્યું કે મન્દિરમાં કોઇ કવિ આવ્યા છે ને શીઘ્રકાવ્ય કરે છે. આસો વદના એક

સન્ધ્યાસમયે એ કાવ્યરસિક સજ્જન મન્દિરમાં આવ્યા ને સભામાં બેઠા. આરતી ધૂન થઇ રહ્યે, ધર્મકર્મથી સહુ પરવાર્યે, છોટાભાઇ શેઠે આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજીને પૂછ્યું કે આપની પાસે સરસ્વતીપ્રસન્ન કોઇ કવિ આવ્યા સાંભળ્યા છે ને? આચાર્યશ્રીએ દલપતરામને ઓળખાવ્યા. શેઠે દલપતરામને કહ્યું: કવિરાજ! કોઇક તાત્કાલિક કાવ્ય સંભળાવો. દલપતરામે કહ્યું: આપ વિષય કહો એનું કાવ્ય સંભળાવું. શેઠે કહ્યું આ સભાનું વર્ણન કરો. છોટાભાઇ શેઠનો આદેશ થયો ને બેચાર ક્ષણમાં કવિની કાવ્યધારા વછૂટી:

मानसरके समान मानहु विराजमान
संतकी सभा सुजान धर्मवंशी पास है;
हंससे परमहंस सोहत देखो निःशंस,
कंज हरिदाससुख सुखसे विकास है;
अभ्रमांहि यहि काल दीपत नक्षत्रमाल,
सर्व दिश व्याप रह्यो उनको उजास है;
कहे दलपतिराम सुनो छोटालाल भ्रात!
धर्मद्वेषी विमुख कुमुदिनी उदास है.

છેલ્લું ચરણ સાંભળીને કેટલોક સાધુસમાજ હરખ્યો, પણ કાવ્યમર્મજ્ઞ છોટાભાઇ શેઠ બોલ્યા: કવિરાજ! અલંકારદોષ છે, દુઃખ ન લાગે તો કહું. કાળવિરોધનો દોષ છે. ત્હેંસે કહ્યું કમળ પ્રફુલ્લિત છે ને પોયણાં ઉદાસી છે: આકાશમાં તારા હોય ત્યહારે એ સંભવે ખરૂં? કવિરાજ જરા ઝંખવાણા, ક્ષતિ સ્હમજી ગયા, છોટાભાઇ શેઠને કાવ્યપારખ પારખ્યા. ત્યહાં એવે મન્દિરશિખર ભણી જોયું તો ધ્વજદંડ

ઉપર દસરા દિનથી ચ્હડતો આકાશદીવડો દીઠો. એ દીપક-દર્શને કવિને પ્રેરણા પ્રગટી, નવકલ્પના ઝબકી ઉઠી, ને આચાર્યજી મહારાજ ભણી જોઇને કહ્યું કે મહારાજ! વગર સ્હમજ્યે મ્હેં નથી કહ્યું; સાંભળોઃ કહી નવો સવૈયો દલપતરામે કહ્યોઃ

दीपक नाहि–अगस्त्य सुदीपक देश दशाननको तजि आये;
मन्दिर नाहि यहि, महाराज! उठ्यो गिरि विन्ध्य सु औध्यकु पाये;
नाहि निशा, यह तो दिन है, ज्युं दिवाकर वाहिकि ओथ छुपाये;
ताति प्रतीति करो, दलपत्त! सुसन्तसुखाब्ज लखी विलसाये.

છોટાલાલ શેઠ હસી પડ્યા, ને કાવ્યતર્કથી આશ્ચર્યાનન્દ પામ્યા. એમનો કવિતરસિયો આત્મા ઉછળી ઉઠ્યો, ને કવિને બિરદાવ્યા કે શાહબાશ, કવિરાજ! શાહબાશ. આચાર્યશ્રીને શેઠે કહ્યું કે ઘણા કવિઓ મ્હેં જોયા છે; આવો તર્કશક્તિસંપન્ન, તરંગો ઉછાળતો, હજી દીઠો નથી.

દલપતરામની કાવ્યકલાની સુવાર્તા કર્ણોપકર્ણ શહેરમાં ફેલાવા માંડી. લાખા પટેલની પોળમાં શેઠની પોળમાં ઢાળ ઉતરતાં ત્ય્હારે એક નાગરસજ્જન ગિરધરલાલભાઇ ધ્રુવ રહેતા. એમના ભત્રીજા લાલજીભાઈ પછી ઈડરના દિવાન થયા હતા. ગિરધરલાલભાઇ સત્સંગી હતા, કાવ્યરસિક હતા. મણકીવાળા શેઠ પાસેથી એમણે વાત સાંભળી ને પ્રસન્ન થયા. સાંકડી શેરીમાં લાખાપટેલની પોળને નાકે એ વેળા ભોળાનાથભાઇના પિતા સારાભાઈ બાપાભાઈ વાનપ્રસ્થ થઇને રહેતા. સાઠેક ઉપરની એમની વૃદ્ધાવસ્થા હતી, પણ સાહિત્ય-

પ્રેમ એમનો વૃદ્ધ થયો ન હતો. પાડોશને લીધે ગિરધરલાલભાઇને એમનો સમાગમ હતો. મણકીવાળા શેઠનો પ્રસંગ ગિરધરલાલભાઇએ સારાભાઇને કહ્યો. કાવ્યમર્મજ્ઞ સારાભાઇએ કહ્યું કે કવિને લાવજો. **गुणाः पूजास्थानं गुणिषु**—એમ અમદાવાદના ગુણિજનોમાં દલપતરામના ગુણ પમરવા ને પૂજાવા લાગ્યા.

ગિરધરલાલભાઇની સંગાથે દલપતરામ સારાભાઇને ત્‍હાં ગયા. કાવ્યવાર્તા થઇ. સારાભાઇ ફારસીના અભ્યાસી ને સાહિત્યરસિક હતા. કય્‍હારેક કય્‍હારેક પોતે કવિતા કરતા, ને કાવ્યની લિજ્જતના રહમજુ હતા. ૧૮૨૦ માં વડોદરે લોર્ડ એલફિનસ્ટનની ફારસી કવિતા કરી, ગાઇ, એમણે રીઝવ્યા હતા, ને પગારબઢતી પ્રાપ્ત કરી હતી. વ્રજભાષામાં પણ સારાભાઇ કવિતા કરતા. દલપતરામની કવિતાઓ સાંભળી રાજી થયા. પોતાની કવિતા યે સંભળાવી. કવિને કહ્યું આવતા રહેજો. પછી દલપતરામ સારાભાઇને સમાગમે જતાઆવતા. પગાર આપી પોતા પાસે રાખવાનું સારાભાઇએ દલપતરામને કહ્યું હતું, ને ઘરવખરીભર્યું એક ઘર લઇ આપવાનો સંકલ્પ હતો; પણ એ બે સંકલ્પો જ રહ્યા હતા. સારાભાઈ પાસે જતાઆવતા થયા પછી કેટલાક દિવસે સારાભાઈએ કહ્યું કે ભોળાનાથને પિંગળ શિખવશો ? પછી દલપતરામ ભોળાનાથભાઇને પિંગળ શિખવવાને જતા. સારાભાઈ શિવમાર્ગી હતા, પણ દેવીભક્ત શિવમાર્ગી હતા. આરાસુરી અંબાજી માતામાં એમણે માઢ ચણાવ્યો હતો ને ચોઘડિયાં બેસાડયાં હતાં. આજે એ માઢ છે ને ચોઘડિયાં વાગતાં બંધ પડયાં છે. જૂની રીત પ્રમાણે કુટુંબ ત્‍હારે ધર્મ-

નિષ્ઠ હતું. ભોળાનાથભાઇ ભદ્રિક પુરુષ હતા. એમનું વય ત્ય્હારે આવીશેક વર્ષનું હશે. એમનો નિત્યનિયમ એવો હતો કે રોજ પાર્થિવેશ્વર કરવા, ને પાર્થિવેશ્વર સમક્ષ રૂદ્રી ભણવી; પછી વૈશ્વદેવ કરીને જમવું. ડાકોરજીમાં એક કલ્યાણદાસ બાવો હતા. એમનું રચેલું વ્રજભાષાનું પિંગળ સારાભાઈના ઘરમાં હતું. તે પિંગળ દલપતરામ ભોળાનાથભાઇને શીખવતા. પિંગળશાસ્ત્રનો અભ્યાસ ભોળાનાથભાઈએ સં. ૧૯૦૧-૦૨ માં કીધો, પણ એમની જૂનામાં જૂની પદ્યરચના ઉપર સં. ૧૯૧૫ નું વર્ષ છે. દલપતરામનો ને ભોળાનાથભાઇનો આ કાવ્યસમાગમ અનાયાસે દેશકલ્યાણકારી થવાનો હતો એ ત્ય્હારે ભોળાનાથભાઇ યે ન્હોતા જાણતા કે દલપતરામે ન્હોતા જાણતા. સંસારશેતરંજનાં મ્હોરાંઓને હાલતાંચાલતાં દુનિયાં નિરખે છે, પણ પાછળ અદૃશ્ય વિરાજતો વિશ્વવિધાતૃ એમનાં પગલાં મંડાવે છે — भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया — એ વિરલા નિરખેપારખે છે.

બ્રાહ્મણષટ્ધર્મમાં ભણવું ને ભણાવવું પ્રધાન ધર્મ છે. ભણે નહિ એ ભણાવે શું? જગતના જેવો, માનવવંશના જેવો, અહિં કે અન્ય દેશે-સર્વત્ર, બ્રાહ્મણ નિત્યપ્રગતિક હોય. પોતે આગળ ને આગળ ડગલાં ભરતો જાય ને દુનિયાંને દોરતો જાય. દલપતરામ ભણતા જતા ને ભણાવતા જતા. સંસ્કૃતના અભ્યાસમાં એમને સારસ્વતની બે વૃત્તિઓ પૂરી થઇને ત્રીજી ચાલતી હતી. વઢવાણમાં દામોદર જાની પાસેથી કંઇક જ્યોતિષ ને ગણિત શીખ્યા હતા, ગ્રહો નક્ષત્રો રાશીઓને ઓળખ્યાં હતાં, એકીબેકીના જન્ત્રો બનાવવા માંડયા હતા. અમદાવાદમાં એ જ્યોતિષવિદ્યા સહેજ ઉજળી

કીધી. સાધુસન્તોનો મન્દિરમાં નિત્યસમાગમ રહેતો, કથાવાર્તા સંભળાતી, સદ્ધર્મમાં નિષ્ઠા સ્થિર થતી. અયોધ્યાપ્રસાદજી સમા સમર્થ આચાર્યશ્રી, વાસુદેવાનન્દ જેવા બ્રહ્મચર્યપરાયણ બ્રહ્મચારી, નિર્ગુણદાસજી સરિખા ત્યાગમૂર્તિ સહાધ્યાયીનો સત્સંગ દલપતરામને હતો. શહેરમાં પણ મણકીવાળાનો, ગિરધરલાલભાઇનો, સારાભાઇનો, પ્રતિષ્ઠિત સજ્જનોનો સંબંધ બન્ધાતો હતો. એક વેળા નગરશેઠ હેમાભાઇને સમાગમે પણ જઈ આવ્યા હતા. અમદાવાદમાં દલપતરામ ગ્રન્થો જ ન્હોતા ભણતા કે પુસ્તકિયા જ્ઞાનપ્રાપ્તિ માત્ર ન્હોતા કરતા. જે સંસારમાં અર્ધી સદીનો નિવાસ નિર્માયો હતો એને પણ ઓળખવા મથતા ને એ સંસારલિપિના યે પહેલા પાઠ પઢતા હતા.

સારસ્વત ને ચન્દ્રિકા ભણતા હતા ત્ય્હારે યે આચાર્યજી મહારાજ સમીપનો શીઘ્ર કવિતાનો દલપતરામનો કાવ્યવિનોદ તો અખંડ જ હતો. પોઢણ અવસરે મન્દિરમાં ઠાકોરજી સન્મુખે નરઘાંસારંગીના સાજ સહિત ચાર કીર્તન ગાવાનો કેટલાક સત્સંગીઓનો ત્ય્હારે નિત્યનિયમ હતો. એક વેળા ત્ય્હાં આચાર્યશ્રી પધાર્યા હતા; ને વૈષ્ણવાનન્દ બ્રહ્મચારી, લૂલા સાધુ કૃષ્ણચરણદાસજી ને અન્ય ચાર પાંચેક સન્તો હતા. કીર્તન ગવાઇ રહ્યાં હતાં ને શયનઆરતીની વાટ જોવાતી હતી. ત્ય્હાં દલપતરામ દર્શને ગયા. દલપતરામને આવતા દેખી એક સન્ત બોલ્યા કે આ કવિ આવ્યાઃ જ્ય્હાં ન પહોંચે રવિ, ત્ય્હાં પહોંચે કવિ. એટલે કૃષ્ણચરણદાસજીએ પ્રશ્ન નાંખ્યો કે રવિથી પણ કવિ શું મ્હોટેરા કે? ત્ય્હાં વૈષ્ણુવાનન્દજી દૂહાનું ચરણ બોલી ઉઠયાઃ

અ. ૮, પા. ૧૭૮

यह नरनारायन बड़ा, इनसे बड़ा न कोई.

તત્કાળ દલપતરામે આચાર્યજી મહારાજને વિનવ્યું કે આજ્ઞા હોય તો પાદપૂર્તિ કરૂં. આચાર્યશ્રીએ કહ્યું કરો; એટલે દલપતરામે બીજું ચરણ કહ્યું:

महाराजहु में बडो दु पच्छ, वत्सर दोइ.

મ્હારા જન્મ પછી બે વર્ષ ને બે પખવાડિયે આ નરનારાયણ દેવની પ્રતિષ્ઠા થઇ છે; બે વર્ષ ને એક માસે એમનાથી હું મ્હોટેરો છું.

રાજદરબારોમાં રાજવીના મનમાનીતાને જેમ કેટલાક દિવાનો પજવે છે એમ આચાર્યજી મહારાજના મનમાનીતાને કોઠારીઓએ પજવ્યાના દલપતરામને અનુભવો થયા છે, ને હરિલીલામૃતના સંપ્રદાયગ્રન્થમાં એ અનુભવસાર 'કોઠારી તે પાપી પૂરો ગણાય' એ ધ્રુવચરણના અષ્ટકમાં ઉતારેલો છે. એવા એક કોઠારી લખા કોઠારી હતા. અયોધ્યાપ્રસાદજી મહારાજ કવિ પ્રત્યે કૃપાભાવ દર્શાવતા ને વર્ષાવતા, પણ લખા કોઠારીને–કોણ જાણે શાથી? કદાચ પ્રકૃતિજન્ય હશે.–દ્વેષભાવ થયો હતો. વારંવાર દલપતરામને તે ટોકતા, ઠપકારતા, માથામાં વેણ મારતા. 'કમાઈ ખાવા આવ્યો છે' 'બીજા વિદ્યાર્થીઓ શહેરમાં લોટે જાય છે, લોટે જાઃ' વિ. આચાર્યશ્રીએ નવટાંક ઘી આપવાનું કહેલું; એ લેવાને જાય ત્યહારે કોઠારી કવિને કહેતા કે 'આને વળી ઘી જોઇયે! સાધુ ક્યહાં ઘી ખાય છે?' કોઠારી એમ વચનની શૂળો ભોકતા.

ઘરની વિંટંબણાઓ યે દલપતરામની ઉતરી ન હતી. જતાઆવતા સાથે ઘેરથી કાગળ આવ્યો કે દાણા લેવાનો

વખત છે, ઘી તેલે જોઇએ, ખરચી મોકલજો. આચાર્યશ્રીને કાગળની જાણ કરી. આચાર્યજીએ મૂળીના કોઠારીને લખાવ્યું કે વઢવાણ દલપતરામને ઘેર રૂપિયા મોકલાવજો. થોડેક દહાડે દલપતરામને સમાચાર આવ્યા કે મૂળીના કોઠારીએ રૂ. ૭૫ નાં જારનાં ગાડાં મોકલાવ્યાં છે. દલપતરામે કહાવ્યું કે જોઈતી જાર રાખી બાકીની વેચજો ને ઘી તેલ બાજરો જોઇયે તે લેજો.

લખા કોઠારીની પ્રકૃતિ જ રખેને એવી હોય. દલપતરામને જ માત્ર કોઠારી પજવતા એમ ન હતું. દલપતરામના સહધ્યાયી જેઠાને પણ કોઠારી ઠીકઠીક પજવતા, ને પેટિયાપેટે કૂવામાંથી પાણી કાઢવાનું, વાસણ માંજવાનું વિ. વિ. ઘણું ઘણું કામ ચીંધતા. જેઠાને કોઇએ ભળાવ્યું કે સરકારી ભણતર ભણ. કોઠારીની પજવણીએ જેઠાએ મન્દિરમાં ભણવાનું છોડયું, ને મહેતાજી થયો. સૂરતમાંથી તાલુકા સ્કુલના મહેતાજીને સ્થાનેથી નિવૃત્ત થઇ પછી જેષ્ટારામ વતનમાં રહેતા.

કોઠારીએ દલપતરામને કાયર કર્યા. વારેવારે આચાર્યજી મહારાજને કહેવા જતાં યે શરમ આવતી. એક વેળા તો એક શ્લોક કરીને જેઠા સંગાથે આચાર્યશ્રીને મોકલ્યો હતો. મહારાજે લખા કોઠારીને બોલાવી ઠપકો દીધો તો કોઠારીએ કહ્યું કે આપિયે છીએ, અમથો એમ કરે છે, એને તો કટેવ પડી છે. કવિને કોઠારીએ કહ્યું કે જા ત્હારા મહારાજ કને, શું કરશે? જા જા, મહારાજને કહેતો રા! વાસુદેવાનન્દ બ્રહ્મચારી તો વારંવાર કહેતા કે દલપતરામની અરદાસ રાખજો; દલપતરામથી સત્સંગની શોભા વધશે.

આ અરસામાં બાળક પુરુષોત્તમ વિદેહ થયાના ઘેરથી સમાચાર આવ્યા. દલપતરામનો જીવ ઉચ્ચક થયો. સં. ૧૯૦૧ના ભાદ્રપદમાં કંઈક આચાર્યશ્રીથી છાના ને કંઈક છતરાયા દલપતરામ વઢવાણ જવાને ચાલી નીકળ્યા. પણ અયોધ્યાપ્રસાદજી મહારાજનો ભાવ કાંઈ ઉતર્યો ન હતો, એટલે એકાદ માસ વઢવાણમાં રહ્યા–ન રહ્યા ત્યહાં તો આચાર્યજીનો આગ્રહનો કાગળ આવ્યો કે આ કાગળ વાંચીને તરત આવશો. સીધાપાણીનો બીજો બંદોબસ્ત કરીશું, કોઠારી કને જવું નહિ પડે. દલપતરામ તો જ્ઞાનના પીપાસુ હતા, સરસ્વતીના ઉપાસક હતા; એમને તો વિદ્યાભ્યાસ વધારવો હતો. વિઘ્નો નડતાં ત્હેમને બનતાં જીતવાં હતાં. ખભે ઝોળો નાંખી આસો માસમાં પાછી અમદાવાદની વાટ લીધી. અન્તે અમદાવાદમાં જઈને વસવાનું હતું એટલે વઢવાણઅમદાવાદના એ મારગના દલપતરામને વિધાત્રી ઠીક ઠીક પરિચિત કરતી હતી.

અમદાવાદ મન્દિરમાં જ્ઞાનસ્વરૂપાનન્દ સ્વામીએ કહ્યું કે કુવલયાનન્દ કૃષ્ણકારિકાના ૧૭૫ શ્લોક છે તે શીખી લ્યો. સં. ૧૯૦૨માં દલપતરામે થોડે થોડે એ ગ્રન્થ સ્વામી પાસે શીખી લીધો.

અને એક યોગાનન્દ સ્વામી હતા, સંસ્કૃત અષ્ટકો બનાવતા, ચિત્રકાવ્યો રચતા. એમનું એક ચિત્રકાવ્ય સહાધ્યાયી સાધુઓએ દલપતરામને બતાવ્યું; ને કહ્યું કે ત્હમે ય આવું કાવ્ય રચો. યોગાનન્દ સ્વામીનો એ રથચક્રબન્ધ હતો. દલપતરામે રથચક્રબન્ધ રચ્યો, ને પછી અન્ય ચિત્રકાવ્યો રચવા માંડયાં. છન્દ અલંકાર સંગીત પ્રાસ ઝડઝમક ચિત્રકાવ્ય એ સહુ

કવિતાના આનુષંગી અલંકારો છે. સંપત પ્રમાણે પહેરો વા ન પહેરો. કવિતાનાં પ્રાકૃતિક એ દેહસૌન્દર્ય નથી કે આત્મસૌન્દર્ય નથી; પણ ઉભયની શોભાને શોભાવનારાં આભૂષણો છે.

દીવાળી પછી સં. ૧૯૦૩ ની મહા વદ પંચમીએ અમદાવાદમાં અંજનશલાકાની પ્રતિષ્ઠા થઇ, ને જૈનપુરીમાં યે વિરલ એવો મહાન જૈનોત્સવ ઉજવાયો. દિલ્લી દરવાજાની બહાર શાહીબાગને માર્ગે એ વિશાળ ને રોનકદાર વાડી છે. વાડીને પ્રવેશદ્વારે રાજદરબાર જેવી મેડીઓ છે, સંહી પાછળ સંસાર સમી, ભૂલભૂલામણી પાડેલી છે, વચ્ચે વિખ્યાત જૈનદહેરાસરો છે. સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્થાપક શ્રીજી મહારાજ અમદાવાદમાં મન્દિર સ્થાપવાને પધાર્યા'તા ત્યહારે કલેક્ટરે એ જગા શ્રીજીને દાખવી હતી. શ્રીજી એ સ્થાનમાં ફર્યા, હવા પાણી જોયાં, ધરતી જોઇ, ધરતીના પડભીતર જોયું. પછી સાહેબને કહ્યું કે આ સ્થાનમાં આસુરી સંપત્તિ છે; અમારે એ ન ખપે. પછી શહેર વચ્ચે શહેરના હૈયા સમો ઉપસેલો વેરાન ટેકરો હતો એ સ્થાન શ્રીજીએ રાખ્યું, ને ત્યહાં સં. ૧૮૭૮ માં નરનારાયણ દેવની પ્રતિષ્ઠા કીધી. શાહજહાનમુમતાજના મહેલના મારગમાંના બેગમપરા પાસેની જગા પછી કેસરીસિંહના સપૂત હઠીસિંહ શેઠે લીધી. હઠીસિંહ શેઠની હવેલીએ હરકુંવર શેઠાણી આવ્યાં ત્યહારથી લક્ષ્મીની લીલાલહેર થઇ હતી. લોક કહેતા કે પદ્મમણીનાં પગલાં થયાં છે. શેઠ ધર્મવૃત્તિના હતા; શેઠાણી ઝળહળતાં જાજરમાન હતાં; હવેલી ઝળાંમળાં થઈ રહી. શેઠે સિદ્ધાચળનો મ્હોટો સંઘ કહાડયો હતો, પછી અંજનશલા-

કાનું ખાતમુહુર્ત લીધું હતું. દહેરાંની મન્દિરમાળ પૂરી થઈ રહી ન હતી ત્યહાં શેઠની વૃદ્ધાવસ્થા ને વ્યાધિગ્રસ્તતાને કારણે પ્રતિષ્ટામુહૂર્ત વ્હેલું લેવાયું. દેશદેશમાં કંકોત્રીઓ પાઠવી; દેશદેશાવરથી જૈન સંઘો આવ્યા. સંઘપતિઓની નોકારશીઓ નોંધાવા માંડી ને બે માસની પડાપડી થઇ ને વારા નોંધાયા. અથાગ લોક ભેગું થયું હતું. રોજનું ૫૦૦૦૦ રૂપિયા ખર્ચ થતું કહેવાતું. વડી ધામધૂમથી પ્રતિષ્ઠામહોત્સવ ઉજવાયો. પણ પાંચસાતેક તિથિઓનાં જમણ થયાં ત્યહાં તો દૈવયોગે રોગચાળો પેઠ્યો ને કોગળિયું ફાટી નીકળ્યું. નોંધાયેલી નોકારશીઓ અધૂરી રહી. સરકારે લોકને વિખેરી નાંખ્યું, હઠીસિંહ શેઠ પણ નિર્વાણ પામ્યા. એ વેળા દલપતરામને હઠીસિંહ શેઠનો સમાગમ ન હતો; પણ પાંએક વર્ષ પછી સોસાયટીની કન્યાશાળા સ્થાયી કરાવવાને પ્રસંગે સખાવતે બહાદુર હરકુંવર શેઠાણીનો પરિચય મને સારો થયો હતો. સં. ૧૯૦૩ માં તો અંજનશલાકાનો હોત્સવ ને જૈનપુરીનું જૈનમહાત્મ્ય જૈન દહેરાસરના પાડોશી ને મહાવીર (વર્ધમાન) પુરનિવાસી દલપતરામે નિરખ્યાં ને ઝીલ્યાં. શ્રીમાળીઓ જૈનોના ગોર છે.

એક પાસ દલપતરામે સંસ્કૃત અભ્યાસ પાછો આરંભ્યો ને બીજી પાસ છપૈયામાહાત્મ્યનો ભાષાગ્રન્થ આદર્યો.

છપૈયામાહાત્મ્યનો ગ્રન્થ વ્રજભાષામાં લખાયો હતો, ત્રણેક માસે પૂરો થયો હતો. મન્દિરના સભામંડપમાં રોજ વંચાતો, સાંભળી સન્તો પ્રસન્ન થતા. ગ્રન્થ વંચાતો હતો ત્યહારે એકદા લખા કોઠારીને આચાર્યશ્રીએ પૂછ્યું કે કેમ કોઠારી ! ગ્રન્થ કેવોક છે ? કોઠારીએ કહ્યું કે અમને એમાં ગમ ન

પડે. ઘણા ગ્રન્થો આપણામાં છે. વળી નવો ગ્રન્થ આ શાને મ ટે ? ઓછો જ કાંઇ મફત કરવાનો છે ? કાંઈક લેવા માટેનું પગરણ હશે. ગ્રન્થ સમાપ્ત થયે આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજે સભા ભરી દલપતરામને શાલપાઘડી ને રોક રૂપિયાનો શિરપાવ આપ્યો.

એમ ઇસ્વી ૧૮૪૭ માં દલપતરામ ભણી ઉતર્યા. એની પૂર્વે ચારપાંચ માસે ફારબસ સાહેબ ફરતા ફરતા અમદાવાદ આવી ગયા હતા. પ્રસન્નપૂર્વે પ્રભુ હૈયામાં પથ પૂરે છે ને!

દલપતરામનો સંસ્કૃતઅભ્યાસ પંડિત કે શાસ્ત્રી સમો પ્રાવિણ્યપારંગત ન હતો. ડાહ્યાભાઈ વૈદિક ક્રિયમાણ કરાવતા, વેદપાઠી હતા, અગ્નિહોત્રી હતા. પિતા પાસે દલપતરામ વેદોક્ત ક્રિયમાણ ભણ્યા હતા, ને દિનકરરામને એ ભણાવ્યું હતું. સામસંહિતાનો કેટલોક ભાગ, સામસંગીત સાથે, પિતા કનેથી શીખ્યા હતા. અમદાવાદમાં રહી સારસ્વત વ્યાકરણ, કુવલયાનન્દનું કાવ્યશાસ્ત્ર, ને બેએક મહાકાવ્યો વાંચ્યાં હતાં. પાછળથી સંસ્કૃત વાંચન વીસાર્યું ન હતું ને સ્મૃતિપુરાણો યથાશક્તિ જોયાં હતાં. સંસારની સફર આદરી ત્યહારે દલપતરામના ઝોળામાં ગીર્વાણ ભાષાજ્ઞાનનું ભાતું શુકલવેદિયાથી વધારે, શાસ્ત્રીપંડિતથી ઓછું, ને કાવ્યમીમાંસાના સભામંડપ જેટલું હતું. સાધુસન્તોની સદીચ્છા પ્રમાણેના દલપતરામ સંસ્કૃત કવિ ન નીવડી શકયા. કાળ ના કહેતો હતો. પણ સંસ્કૃતે ખોયું તે ગુજરાતી પામી.

# પ્રકરણ ૯ મું, મનોરથો

આવ, ગિરા ગુજરાતી ! તને
અતિ શોભિત હું શણગાર સજાવું;
જાણની પાસ વખાણ કરાવું,
ગુણીજનમાં તુજ કીર્તિ ગજાવું;
ભારતવર્ષ વિશે બીજી ભારતી.—

દલપતરામ ભણી ઉતર્યા. સદ્‌ગુરુઓ વરસ્યા તે ઝીલાય એટલું ઝીલ્યું. કેટલોક દેશ દીઠો હતો, કેટલોક દેશ જોતા હતા. આયુષ્યના આદર્શો એમના ઘડાતા જતા હતા. દલપતરામ ધર્મસિદ્ધાન્તોને જીવનારા હતા. ત્હો ય હજી જીવનલક્ષ્યની પૂરી સ્થિરતા ન્હોતી થઇ, હજી જહાજે દિશા પારખી લઇ સફર ન્હોતી આદરી. હજી તરંગો વિધવિધના ઉછળતા હતા, ને એ તરંગમાળામાં દલપતરામનું જહાજ ઝોલાં ખાતું હતું.

અને છતાં સફર માંડતાં પહેલાં ભરવું જોઇતું નીરમ એમણે જહાજના ભંડારે બહુ ને બહુમૂલું ભરી લીધું હતું. એ નીરમે દલપતરામની નૌકાને દુનિયાંનાં તોફાનોમાં ડૂબવા દીધી નહિ. અન્નપાણી જેવાં બે વાનાં એમને લાધ્યાં હતાંઃ એક સદ્ધર્મ ને બીજું સદાચરણ. એ બન્ને ય દલપતરામને સ્વામીનારાયણ સંપ્રદાયે અર્પ્યાં હતાં. એ બે જાણે દલપતરામની નાસિકાની ઇંગળા ને પીંગળા નાડીઓ હતી. જગતના રંગરંગમાં ઘૂમ્યા, સંસારની તડકીછાંયડી જોઇ, નવસંસ્કૃતિના ઉદ્‌બોધક થયા, નવયુગના નવમાર્ગો માંડયા ને

મ'હી ગુજરાતને દોરીપ્રેરી ચાલતાં શીખવ્યું, કંઇ કંઇ વંટોળ ને આંધી અનુભવ્યાં: એ સહુ મહાપ્રવૃત્તિઓમાં દલપતરામનું દિલ તો અડોલ જ હતું: 'હૈયું જાણે હિમાલય.' જાણે એ વાયરા એમને વાયા જ નથી: यथा दीपो निवातस्थः नेंगते એવા દલપતરામ ઝંઝાવાતોમાં યે અણીશુદ્ધ રહ્યા તે એ સદ્ધર્મ ને સદાચરણે. સ્વામીનારાયણ સંપ્રદાયના પંચ વર્તમાનોએ એમને સદ્ધર્મ શીખવ્યો, સન્તોના સમાગમે એમને આતમબળ આપ્યું. રંકતા દીઠી, લક્ષ્મી દીઠી; નિરાશાઓ નિરખી, જાહોજલાલી નિરખી; લોકકીર્તિની તુમુલ ઘોષણાઓ સાંભળી, ને જ્યહાં જાય ત્યહાં 'કવીશ્વર' 'કવીશ્વર' પછી કહેવાયા: સ્તુતિનિન્દાથી પર કેટલાક છે ? એ સહુ લહરીઓમાં દલપતરામ સહેજ કય્હારેક ડોલી જતા—જાણે ડાળલટકયું ફૂલ ડોલ્યું; પણ તરત પાછા નિજ આત્મસ્વરૂપમાં સ્થિર થતા. અમીરોની વચ્ચે એ આત્માના અમીર હતા, ધનાઢયોની મધ્યે એ આત્મલક્ષ્મીવન્તા ધનાઢય હતા. એ આત્મલક્ષ્મી ને એ આધ્યાત્મિક અમીરાત દલપતરામને સ્વામીનારાયણ સંપ્રદાયે બક્ષ્યાં હતાં. એ સદ્ધર્મભંડારને કારણે દુનિયાના વંટોળોમાં દલપતરામ સદા આત્મનિષ્ઠ રહેતા.

સદ્ધર્મ અને સદાચરણ ઉપરાન્ત દલપતરામને સંપ્રદાયમાંથી સાંપડયું હતું તે સંકલ્પબળ. ભીષ્મ સમા બ્રહ્મચારીઓ, શુકજી સમા વૈરાગ્યવન્તાઓ, તપસ્વીઓ, યોગીઓ ત્ય્હારે સત્સંગમાં હતા. દલપતરામ એમનો સહવાસ સાધતા અને એમના સત્સંગે સંકલ્પબળ પામતા. દલપતરામ યોગી ન્હોતા, તપસ્વી ન્હોતા, વૈરાગી ન્હોતા, બ્રહ્મચારી ન્હોતા; ત્ય્હારે

ન્હોતા, તેમ જીવનભરમાં ન્હોતા. દલપતરામ દૃષ્ટાન્તે દાખવવા સમા ગૃહસ્થાશ્રમી હતા; ને ગૃહસ્થાશ્રમના વિષમ પ્રસંગોમાં ધર્મ ગણાય એટલું બ્રહ્મચર્ય, એટલો વૈરાગ્ય, એટલું તપ, એટલો યોગ સન્તો ને સદ્ગુરુઓ કનેથી એમણે સંચી લીધાં હતાં. દલપતરામે પંચવર્તમાન ધારણ કર્યાં હતાં ને પાળતા.

ધર્મ ને નીતિની બે પાંખો તથા અન્તર્ગત હૈયા સમું સંકલ્પબળ દલપતરામને સંપ્રદાયે બક્ષ્યાં હતાં. અને પાકટ હૈયે ને બે પાંખે પંખી જેમ આભ ઓળંગે છે એમ દલપતરામ સંસાર તરી ગયા.

ફૂટ દઈ પડજો ફાટી, જનિતા જગમાં કપૂત જણનારી;
એમ જ જાજો તૂટી લખતાં લેખણ અનીતે લખનારી.

હીરાદન્તી ને કમળલોચનીની સામળશાહી સ્ત્રીચાતુરીની કાવ્યવાર્તાઓને શાપી બાળી મૂકનાર કવિ અનીતિ ઉત્તેજતી લેખિનીને એમ શાપે છે. અને નિજની લેખિનીને પડકારીને ચેતવે છે કે

કાજળની કોટડીમાં વારે વારે વિચરતી
અરે ઓ કલમ! ત્હેને વિનતિ હું કરૂં છું;
શ્યામ મુખવાળી પણ શ્વેત તણી સંગતિમાં
ભાળી ત્હેને આજ ત્હારો ભરોંસો હું ભરૂં છું.
ત્હારી કને મનોમર્મ ઉઘાડીને વિનવું છું કે નિર્લજ
વચન ને પરનિન્દા લખી ડાઘ લગાડતી મા.

ખડિયાને દેખી કહે કવિને કોઇક બાઈ,
રોશનાઈ એમાં રહે? કે કવિ! કહો, શિહાઇ?
શિહાઇ છે? કે રોશનાઇ છે, કહો કવીશ્વર! એમાં?
બાઇ! સુણો, વસ્તુ બન્ને છે ત્હમે કહી તે ત્હેમાં.

નીતિ સહીત સપૂત લખે તે રોશનાઇ—અજવાળું;
કરે કપૂત શિહાઇ ભૂંશી ધોળા ઉપર કાળું.

ઉત્તરાવસ્થામાં દલપતરામને ગુજરાતના મિલ્ટનનું બિરદ કેટલાક આપતા, તે એ આંગ્લ કવિના ને આપણા ગુર્જર કવિના પ્રજ્ઞાચક્ષુપણાના માત્ર બાહ્ય સામ્યને લીધે નહિ. એ ખરૂં છે કે મિલ્ટનની લેટીનમય ઈંગ્રેજી શબ્દાવલિ સમી સંસ્કૃતમય ગુજરાતી શબ્દાવલિ કે મિલ્ટન જેવું Epic દલપતરામે લખ્યાં નથી. પણ સદ્ધર્મનો ઉત્કટ ધૂપ, દેશહિત કાજેનો ભોગ, એ કવિતધનાઢ્યોની અલ્પધનિકતા ને સાદી રહેણીકરણી, એમના સંસારોની કાંઇક કટુતા, અને એમનાં જીવન કવન ને સંસાર ઉપર સદા છત્રપેરે છવાતો ઉભયનો Highly Puritanic ethical tone: એ સદ્ગુણોના આન્તરસામ્યના એ લોકબિરદમાં ધ્વનિ હતા.

દલપતરામની નીતિઅનીતિની વ્યાખ્યા સરળ વિશાળ ને વ્યવહારશુદ્ધ હતી.

બેટી બહેનો પિતુભ્રાત પાસે
જે બોલતાં બોલ બહુ લજાશે
એવું લખે તે કહિયે અનીતિ,
રૂડા જનોની નહિ એહ નીતિ.

દલપતરામના વિદેહ થયા પછી ત્રીશેક વર્ષે મહારાષ્ટ્રની સુશિક્ષિત સન્નારીઓએ દલપતરામના એ શ્લોકની સાક્ષી પૂરી છે. મહારાષ્ટ્રની પાટનગરી પૂનામાં ઈસ્વી ૧૯૨૭ માં મરાઠી સાહિત્યસંમેલન ભરાયું હતું. અચ્યુતરાવ કહોલટકર પ્રમુખપદે હતા. દક્ષિણની એ સાહિત્યપરિષદમાં અશ્લીલ વાંગ્મય વિરૂદ્ધ સન્નારીઓએ પોકાર પાડ્યો. પછી તો અ-

પ્ર. ૯, પા. ૧૮૮

શ્લીલ વાઙ્મય કોને કહેવું એ સાહિત્યપ્રશ્ન થયો. ત્ય્હારે ત્ય્હાં, જાણે દલપતરામનો શ્લોક ઉચ્ચરતાં હોય એમ, દક્ષિણી સન્નારીઓએ કહ્યું કે બ્હેન ભાઈ પાસે વાંચી ન શકે એ અશ્લીલ વાઙ્મય.

ધર્મનીતિની જે પાંખો પોતાને તારશે એવી અવિચળ શ્રદ્ધા હતી એ આત્મપાંખો દેશબન્ધુઓને પ્રગટાવવાના દલપતરામને કોડ હતા. દલપતરામના સમસ્ત કાવ્યદેહની એ બે પ્રાણરૂપ ભાવનાઓ હતી.

પુણ્યને દલપતરામ રસ કહેતા, પાપને દલપતરામ રસાભાસ કહેતા. ઝાંઝવાંનાં પાણીથી પ્રજાની તરશ છીપે નહિ. પરકિયા ને સામાન્યા નાયકાઓનો એમને મન શૃંગારરસ ન હતો, બીભત્સ રસ હતો. સ્વામીનારાયણ સંપ્રદાયનો કો સત્સંગી વણગાળ્યે પાણી ન પીએઃ વ્રજભાષામાંના નવરસ દલપતરામે ગાળીગાળીને પીધા હતા. પ્રાકૃત ને સંસ્કૃત રસ-શાસ્ત્ર દલપતરામ સાધુસન્તો પાસે ભણ્યા હતા, ને સન્તોએ પુણ્યનિર્મળી છાંટી છાંટીને શીખવ્યાં હતાં. દલપતરામની શૃંગારરસની ભાવના પુણ્યમર્યાદિત હતી, ને Married Love સુઘડ ગૃહસ્થાશ્રમીઓના દામ્પત્યસ્નેહમાં પરિસમાપ્ત થતી.

રામસીતાના સ્નેહનું વર્ણન રસશૃંગાર.

રામવનવાસના પ્રસંગનાં દલપતરામનાં પદો ત્ય્હારે તેમ આજે યે ગુજરાતી નવકવિતામાં દામ્પત્યપ્રેમનાં વિરલ કાવ્યો છે.

મ્હારાથી ન્હાનેરીઓ એ સહુ મ્હારી પુત્રીઓ ને મ્હારી સરખી સમાણીઓ એ સહુ મ્હારી ભગિનીઓ છે

એ દલપતરામનું પરમ જીવનસૂત્ર હતું. ને કોક જ ગાઈ શકે તે એમણે ગાયું છે કે

સહુનો સાળો સહુનો સસરો છે દ્વીજ દલપતરામ :

શોભા શીયળની.

ગુર્જર સુન્દરીઓને દલપતરામ કહે છે કે

હું ત્હમારો વડો ધર્મનો વીર છું.

અને પોતાની કવિતાલક્ષ્મી સન્નારીઓને સમર્પતાં વિનવે છે કે

વીરની આ ગણો વીરપસલી.

દલપતરામના પ્રથમ મનોરથો બે હતા : ૧, કાવ્ય-શાસ્ત્રમાં સદ્ધર્મનું પુનઃસંસ્થાપન; અને ૨, નાયકાભેદાદિ બીભત્સરસનું ઉત્થાપન.

દલપતરામનો ત્રીજો મનોરથ હતો ગુજરાતી ભાષાને શણગારવાનો, ગુર્જર ગિરાને

'ભારતવર્ષ વિશે બીજી ભારતી'

કરીને સ્થાપવાનો, ગુણીજનોમાં ગુજરાત ને ગુજરાતીની કીર્તિ ગજાવવાનો. ત્ય્હારની રાજદરબારી કાવ્યભાષા વ્રજભાષા હતી. વ્રજભાષાનાં પિંગળ ને અલંકારશાસ્ત્ર ભણી શીઘ્ર કવિતાના જોબનયુગમાં દલપતરામે વ્રજભાષાને કાવ્યભાષા તરીકે ખૂબ ખેડી હતી; છતાં ગુજરાતીને દલપતરામે પરિત્યાગી ન હતી. કાવ્યદેશમાં પહેલાં પગલાં હીરાદન્તી ને કમળલોચનીનાં બે ગુજરાતી કાવ્યગ્રન્થ રચીને દલપતરામે પાડ્યાં હતાં. વ્રજભાષાનાં પૂર ઉછળતાં'તાં ત્ય્હારે પણ વીરીપ્રેર્યો શાકોત્સવ ને શ્રીપુરોત્સવ અને અનુભવપ્રેર્યો અંગઉધારનો ઝગડો દલપતરામે ગુજરાતીમાં

લખ્યા હતા. સંસ્કૃતના અભ્યાસે ગુર્જર ગિરા પ્રત્યેની દલપતરામની ભક્તિ ઓસરી ન હતી, પણ દ્રઢતર થઇ હતી. દલપતરામ કહે છે કે સંસ્કૃતાચાર્યો ગુર્જર વાણીની છટાનું અનુકરણ ઉપદેશતા.

શોધ્યું સંસ્કૃત દીક્ષિતે ભટ્ટજીએ, અન્તે તજી ગર્વને
ભાષા સોરઠની છટાથી ભણવા શિક્ષા કહી સર્વને.

**यथा सौराष्ट्रिका नारी 'अरां' ईत्याभिभाषते,**
**एवं रंगं विजानीयात् खे अरां इव खे दयाम्.**

સંગીતશાસ્ત્રમાં લખેલું છે કે નારદજીએ લાસ્યનૃત્ય પહેલવહેલું સૌરાષ્ટ્રની સન્નારીઓને શીખવ્યું, ને સૌરાષ્ટ્રની સ્ત્રીઓએ જગતસુન્દરીને શીખવ્યું. ભાષાના ઉચ્ચારણની છટા ને લહેક પણ સરસ્વતીએ સોરઠિયાણીઓને પ્રથમ શીખવી હતી કે શું ?

દલપતરામની દ્રઢાસ્થા હતી કે કલ્પનાના પતંગ ચાહે સો ઉડાવો, પણ હરિઇચ્છા હશે એવી પ્રેરણા તો પ્રગટશે.

કલ્પનાકૈલાસ શૈલ ઉપર આસન કરી,
અવની આકાશ પાસ કોડે દૃષ્ટિ કરૂં છું;
દીસે જે દેખાવ ત્હેનો ભાવ ભલી ભાતે ભણું.

દૃશ્ય ને વ્યકતની ભીતરમાં ભાળી એમના અન્તર્ભાવ હું ભાખું છું: એવા મનોરથવન્તા દલપતરામ કહે છે કે

બ્રહ્મલીલાનો આ મ્હારો તો ગ્રન્થ છે;
ઇશ્વરની લીલા તણો ગ્રન્થ આ આદરૂં છું.

મ્હારા કોડ એવા છે; પણ પ્રેરણાનાં કિરણો પ્રગટશે એવી કવિતા થશે.

ઉઠે શબ્દ અનેક તાલસ્વરના વાજાંની પેટી વિશે,
વાજાંની નહિ શક્તિ શબ્દ વદવા, કર્તાની જુક્તિ દિસે;
એ રીતે મુજ અન્તરે જગદીશે બુદ્ધિ ધરેલી હશે,
તેવા તર્ક વિતર્ક ચિત્ત ચ્હડતાં તેવી કવિતા થશે.

કાવ્યકળામાં દલપતરામને શ્રદ્ધા હતી; દલપતરામ ભણ્યા હતા એટલી કાવ્યકળા નવયુગનો કોઈ કવિ ભણ્યો નહિ હોય; છતાં કાવ્યપ્રેરણામાં દલપતરામને અધિકતર શ્રદ્ધા હતી. સહુ સાચા કવિઓનો એવો જ અભિમત હોય. સોનું ઇશ્વરદત્ત છે, રાજેન્દ્રો ને કવીન્દ્રો તો સીક્કા પાડે છે.

દલપતરામનો ચોથો મનોરથ હતો કે રાજદરબારમાં રાજકવિ થવાનો.

કાવ્ય અલંકાર તણા ગ્રન્થનો અભ્યાસ કરી
જીવ જોડી રાખ્યો' તો મેં કવિતાની જકમાં;
શોધતો હતો હું કોઈ શાણો સરદાર નર,
બોધતો હતો હું મહીનાથને મુલકમાં;
કોઇ દિલદાર ને ઉદાર દરબારમાં હું
રહેવાની રુચિ અતિ રાખતો ઇશકમાં.

પ્રાચીન કાળથી રાજકવિ તે રાજ્યઅંગ ગણાય છે. સંગ્રામવિજેતા સુભટોથી રાજસભા સદા શોભતી, પણ સુભટો કરતાં યે કવિપંડિતથી રાજસભા અધિકી સોહાતી. વિક્રમાદિત્યના કે અકબરશાહના રાજદરબાર નવરત્ન દરબાર કહેવાતા તે ત્હેમના સંગ્રામસ્વામીઓની તેજસ્વિતા કરતાં એમના કવિકોવિદોના પ્રતિભાપ્રતાપે. જગતજેતાઓને યે કવિઓ શું રસચર્ચાના કોડ થતા. નેપોલિયને જર્મની જીત્યું ત્યહારે વીમરમાં કવિવર ગોઇઠે સંગાથે Sorrows of Wherter

સંબંધીની, અને તૈમૂરજંગે ઇરાન જીત્યું ત્હારે શીરાઝમાં ગઝલોના પરમ પરન્દા હાફિઝની સંગાથે 'બ ખાલે હિન્દુ યશ બક્ષમ સમરકન્દો બુખારારા' એ વિશ્વવિખ્યાત કવિતચરણની રસચર્ચા કરી હતી. કવિરાજ કરણીદાનજીને હાથીઅંબાડીએ પધરાવી એમની સન્મુખ એમના અસ્વાર સમ ઘોડેસ્વાર થઇ જોધાણનાથ અભયસિંહજીએ કવિરાજનો સન્માનવરઘોડો ત્રણેક કલાક પાટનગરી જોધપુરમાં ફેરવ્યો હતો. પાટલીપુત્રની શારદાપીઠમાં પંડિતેશ્વરને ને ઉજ્જયિનીની કાવ્યપીઠમાં કવીશ્વરને પટ્ટબન્ધ બન્ધાવી બ્રહ્મરથમાં વિરાજાવી સારસ્વત મહોત્સવ ઉજવવાનો પ્રાચીન શારદસંપ્રદાય હતો. સિદ્ધરાજ મહારાજે હેમચન્દ્રાચાર્યના દ્વાશ્રય મહાકાવ્યનો ગ્રન્થ હસ્તિસેઘાડંબરે પધરાવી, સામન્તોને પંડિતેશ્વરોને કોટયાધીશોને દર્શન કરાવી, ગ્રન્થ ભંડારમાં મૂકયો હતો. ગ્લેડસ્ટન ને ટેનીસન ૧૯ મી સદીના ઉત્તરાર્ધના ઇંગ્લાંડના બે મહારથીઓ ને દલપતરામના આયુષ્યભરના સમકાલીનો એકદા સંગાથે માસેકની સાગરસફરે નીકળ્યા હતા ને જળતીર ખેડતા ખેડતા ગ્લાસગો શહેરમાં જઇ ચ્હડયા. ગ્લાસગોની નગરસભાએ ઉભયને માનપત્ર અર્પ્યું ને નગરસન્માન દીધું. એ નગરોત્સવમાં ઉત્તર વાળતાં બ્રિટિશ મહારાજ્યના એ દુનિયાંઉથલાવનારા મહામન્ત્રી ઉચ્ચર્યાં હતા કે પચ્ચીસપચ્ચાસ વર્ષે ગ્લાડસ્ટનને ત્હમે વીસરી જશો, ને પૂછશો કે ગ્લાડસ્ટન કોણ હતો ? ને ગ્લાડસ્ટન શું કરી ગયો છે ? પણ રાજકવિ ટેનીસન તો ઇંગ્રેજી ભાષા જેટલા આયુષ્યવન્તા છે. પ્રાચીન કાળના રાજકવિઓ કાલિદાસ કે બાણ એટલે રાજર્ષિઓના પૂજ્ય; વિક્રમાદિત્ય ને

ભોજદેવ ને શ્રી હર્ષને પણ કાવ્યોદ્યાનમાં એમને પગલે ચાલવાના કોડ થાય. મધ્યકાલીન રાજકવિઓ, પૃથુરાજના ચન્દ, પ્રતાપના દુરશીજી આઢા, અકબરશાહના ગંગ ફૈઝી ને બીરબલ, કે શિવાજી મહારાજનો ભડવીર ભૂખણઃ એટલે મહારાજવીની આત્મકળીઓને કવિતાનાં છાંટણાં છાંટી પ્રફુલ્લાવી પુષ્પમંજરીએ બહલાવનાર રસમાળી. રાજકવિઓ જતે આજ રાજદરબાર કરમાણા છે. સતીનો ચાલ બન્ધ કર્યે સંસારે સતીઓ વધી નથી; રાજકવિઓ ગયે રાજદરબારે ક્ષત્રિયવટ મ્હોરી–પાંગરી નથી. બાગવાનોના વંશ વધે તેમ તેમ બગીચાઓના લતામંડપો વધે ને ફૂલકયારાઓ ખીલી નીકળેઃ મ્હારેટગઢવીના પુનરુદ્ધારમાં ક્ષત્રિયવટનો પુનરુદ્ધાર છે. રાજકવિ રૂપી માળી વિના રજપૂતાઇને પાણી કોણ પાશે?

દલપતરામને કાજકવિ થવાના કોડ હતા, ને રાજકવિ થવાના દલપતરામના વિધાત્રીના લેખ હતાઃ કો રાજદરબારના નહિ, પણ નવસંસ્કૃતિના રાજકવિ થવાના બ્રહ્મબોલ હતા.

પ્રારબ્ધના એવા આંકડા હતા. પણ એ યોગને હજી વાર હતી, થોડાંક વર્ષોના પડદા હજી આડા પડયા હતા. આર્યાવર્તના પશ્ચિમબાહુ સમો સિન્ધુનદનો મુખપ્રદેશ હજી તો જીતાતો હતો. ભારતવર્ષનાં મસ્તક ને મુગટ સમા પંજાબ ને કાશ્મીરમાં પંજાબકેસરી રણજીતસિંહની હજી હાક વાગતી. હિન્દના હૈયા સમા દિલ્હીઆગ્રાને સિંહાસને મુગલાઇના છેલ્લા પડછાયા સમો કવિબાદશાહ ઝફર વિરાજતો હતો, ને 'ચન્દ રોઝ' ની ગઝલ ગાતો હતો. સ્વયં ઈંગ્લાંડમાં ય તે ૧૮૩૦ માંના કેથોલિક ઇમેન્સીપ-

શનથી શરૂ થયેલું ને ૧૮૪૫ના કોર્ન લૉઝથી સમાપ્ત થયેલું નિઃશોણિત મહાવિપ્લવકારી વર્તમાન બ્રીટનને ઘડનારૂં પંદર વર્ષોનું પ્રજાપુનર્જીવનનું પખવાડિયું હજી માંડ માંડ પૂરૂં થયું હતું. ગુજરાત સુબ્રાઉન ચિલિયનવાલાના સંગ્રામ હજી ખેલાયા ન હતા, હજી ઈંગ્રેજોનાં ઘોડાંએ અટકનાં પાણી પીધાં ન હતાં. જીતવાનું હજી બાકી હતું, એટલે જમાવટની ઘડીને હજી વાર હતી. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓ, જેસલતોરલની સમાધોની પેઠે, ક્ષણે ક્ષણે સમીપ આવતી જતી હતી, પણ હજી સંસ્કૃતિઓનો સંગમ સંડાણો ન હતો. સંસ્કૃતિઓના સંગમકાળ આડા હજી થોડાંક વર્ષના પડદા લટકતા હતા. પ્રાચીન ને અર્વાચીન સંસ્કૃતિઓના સંગમતીર્થે ગુજરાતે દલપતરામની દહેરી મંડાવાની ને પૂજાવાની હતી. સંસ્કૃતિઓનો એ સંગમકાળ પાસે પણ હજી પડદા પાછળ હતો.

ધ્રાંગધ્રે રાજ સાહેબ શ્રી રણમલસિંહજીનું પ્રથમ રાજસન્માન પામીને ઘેર આવ્યા ત્યહાં દલપતરામને સમાચાર મળ્યા કે સરએજમાં માધવાનન્દ સ્વામી ( પિતા ) કૈવલ્યપદને પામ્યા છે. વેદિયા અગ્નિહોત્રી ડાહ્યાભાઈના નામ પ્રમાણે ઉત્તરક્રિયા કરવી ઘટે, ઝાલાવાડને ન્હોતરવો જોઇએ, દક્ષિણા આપ્યા વિના ચાલે નહિ; એમ મ્હોટેરાઓએ કહેવા માંડયું. દિનકરરામને હમણાં પરણાવેલા, મૂળીબાના સીમન્તની નાત કર્યે થોડુંક થયેલું. મૂડી ખર્ચાઈ ગઇ હતી; કરજ ચ્હડયું હતું, અમૃતબાનું ઘરાણું યે રહ્યું ન હતું. લાલચંદજી ગોરજીને ઘર ઘરાણે લખી આપી રૂપિયા લીધા—બસેંકનું ખર્ચ થયું હતું.

ઉત્તરક્રિયા થઇ રહ્યે કરજે દલપતરામને ચટકા ભરવા માંડયા. ભાર ક્યહારે ઉતરશે ? ઘર રહેશે કે જશે ? વ્યાજ કેટલુંક વધ્યે જશે ? કાંઇક પુરુષાર્થ કરવો જોઇએ. નસીબ અજમાવવા દેશાટણનો નિશ્ચય કીધો. મૂળીબાના પિતા ખેતી કરતા; ને ઝાલાવાડમાં સં. ૧૮૮૯ નો નેવાશિયો કાળ પડયો તે પછી તેઓ વઢવાણથી વાગડમાં લોદ્રાણીએ જઇ રહ્યા હતા. સંગાથ જોઇ મૂળીબાને ને બાળક પુરુષોત્તમને પીયર લોદ્રાણી મોકલ્યાં, ને પોતે રાજસ્થાનોને પ્રવાસે નીકળ્યા.

લોકવાયકાથી સાંભળ્યું હતું કે ભાવનગર મહારાજ વજેસિંહજી ઉદાર છે, કાવ્યરસિક છે; એટલે ભાવનગર ભણી પગલાં માંડયાં. વઢવાણથી ગઢડે ગયા. પ્રેમાનન્દ સ્વામી–સ્વામીનારાયણ સંપ્રદાયના 'પ્રેમ સખી'–ને શુક મુનિ ગઢડામાં હતા. એ મહાનુભાવોના સન્તસમાગમને અર્થે અઠવાડિયુંક દલપતરામ ગઢડામાં રહ્યા. કેટલાંક કીર્તનો યે ઉતારી લીધાં. ગઢડેથી ઉમરાળે થઇ કવિ શિહોર ગયા. ભાવનગરના પાટવી કુંવર ને રાજમાતા શિહોરમાં રહેતાં હતાં. કુંવર માંદા હતા; ને નિત્ય નિત્ય તરેહવાર લોકવાયકાઓ નીકળતી. કુંવરને અપરમા કામણ કરે છે; મન્ત્ર જપવા બ્રાહ્મણોને બેસાડયા છે; આજ બ્રાહ્મણો તેલે ન્હાયા; આજ બ્રાહ્મણો ઘીએ ન્હાયા; આજ બકરું હોમ્યું; આજ ભુંડ હોમ્યુંઃ એવાં એવાં મેલી વિદ્યાનાં ગામગપ્પાં ફૂંકાતાં હતાં. એ કામણટૂમણ વાળવાને ને આરોગ્યમન્ત્રો જપવાને રાજમાતાએ શિહોરમાં બ્રાહ્મણોને બેસાડયા હતા, ને ચંડી-

પાઠનો પાઠ કરવાને દલપતરામને પણ વરૂણીમાં લીધા હતા. રાજમાતાએ પડો વજડાવ્યો હતો કે મ્હારા કુંવરને સાજો કરે ત્હેને મ્હોં માગ્યું આપું. પણ ધન ખરચ્યે આયુષ્ય આવતાં હોત તો ધનવાનો સૌ અમર હોત. કુંવર દેવ થયા; ને અપરમા કાણે આવ્યાં ત્યહારે શિહોરના લોકે રાણીજી ઉપર કાંકરા વરસાવ્યા હતા. ઘરધણીનો ગાડવો ફૂટ્યો ને શેખચલ્લીનો તરંગસંસાર ફૂટ્યો; એ વાતવાળું દલપતરામને થયું. આ શોકતિથિઓમાં કવિતા કોણ સાંભળશે? કરીને દલપતરામ પાછા ફર્યા. એમને પ્રથમગ્રાસે મક્ષિકા આવી.

લીમડી આવ્યા ત્યહાં નાતનો મ્હોટો દેહ તેડવાનો છે એમ સાંભળ્યું. એ દેહતેડાની કંકોત્રીઓ ગામેગામ આપવા જવાનું દલપત વેદિયાને સોંપાયું, ને પ્રાપ્તિ થશે ધારી સ્વીકારાયું. દેશતેડું એટલે નાતદેશને આંગણે ન્હોતરવો તે. મૂળે એ કાળની તે Conference હતી; જો કે પછી એવું થોડું રહ્યું હતું. પ્રથમ 'શ્રીમાળીઓની કાશી' ધોળકે ગયા; ત્યહાંથી બે રૂપિયા શીખના મળ્યા. ધોળકેથી અમદાવાદ આવ્યા, ને મહુરત પોળે કેવળ જોશીને ત્યહાં ઉતર્યા: કંકોત્રીમાં એમનું નામ હતું. કંકોત્રીઓ આપતા ને દક્ષિણા લેતા લેતા દલપતરામ અમદાવાદથી સોજીત્રા, સોજીત્રાથી ખંભાત, ખંભાતથી ભરૂચ, ભરૂચથી શુકલતીર્થ થઇ બરકાલ ગયા. શુકલતીર્થ ને બરકાલ પ્રાચીન કાળથી વેદવિદ્યાનાં ને અગ્નિહોત્રનાં તીર્થ હતાં. બરકાલમાં નર્મદાસ્નાન કરી વ્યાસ શુકદેવની પૂજા કીધી. બરકાલથી દલપતરામ વડોદરે આવ્યા. મારગમાં ડભોઇ આવે ને આપણા વૈષ્ણવ

કવિવર દયારામભાઈ ત્ય્હારે ડભોઈમાં રહેતા; પણ દલપતરામનો ને દયારામભાઈનો કવિસમાગમ થયો જાણ્યો નથી. વડોદરામાં કોટ્યાધીશો છે, ગાયકવાડ મહારાજ છે: એમ ઘણી ઘણી આશાઓ બાંધી વડોદરે ગયા હતા. ત્ય્હાં જઈને તપાસ કરી કે કવિતારસનો કોઈ ગ્રાહક છે? ત્ય્હારે કોઈકે કહ્યું કે કોટીધ્વજ ભાઉ મહેરાળ કવિતાનો ગ્રાહક છે; તળાવપાળેથી પાણીવાળી પાછી આવે તો મહેરાળ પાસેથી ગુણીજન કો પાછો આવે. ભાઉ મહેરાળ તે ગાયકવાડ સરકારના નાણાવટી,–વડોદરા રાજ્યની Bank of England. દયારામભાઈના એ મિત્રના હતા. ઇસ્વી ૧૮૦૮ માં મોરબીનું ટંકારા પરગણું એમને ઘેર ગીરો હતું. મહેરાળના વિશાળ વાડામાં દયારામભાઈની સંગીતમહેફિલો ભરાતી. પૂછતા પૂછતા દલપતરામ વૃદ્ધ ભાઉ સાહેબને મહેરાળવાડે ગયા. કારભારીને કહ્યું ભાઉ સાહેબને મળવું છે. ત્હેમણે કહ્યું આ ગણપતિનું મન્દિર છે, મન્દિરમાં જઈ બેસો; હમણાં ભાઉ સાહેબ પૂજા કરવાને આવશે. પચ્ચાશેક હજાર રૂપિયા ખર્ચીને મહેરાળે ગણાધીશનું એ મન્દિર બન્ધાવ્યું હતું. દલપતરામ ત્ય્હાં જઈને બેઠા. મન્દિરનો ઠાઠ ભારે હતો. કેટલાક બ્રાહ્મણો પાઠ કરતા હતા, હાંડી તખ્તા ઝુમ્મરના મંડપશણગાર હતા, બુદ્ધિને ને સિદ્ધિને બે પડખે કીંમતી વસ્ત્રાભૂષણો ધરાવેલાં હતાં. બ્રાહ્મણોએ પૂછ્યે કહ્યું કે કવિતા કરૂં છું, મહેરાળને મળવું છે. બ્રાહ્મણોએ કહ્યું ગણાધીશની કવિતા કહો. દલપતરામે ત્ય્હારના મનોભાવ શાર્દુલવિક્રીડિતમાં કહ્યાઃ

રે ગૌરીસુત ! સિદ્ધિ બુદ્ધિ સતીઓ નારી ત્હમારી ભલી,
બુદ્ધિ તો દલપત્તરામ ઉપરે રાખે કૃપા એકલી;
સિદ્ધિને સ્હમજાવીને પણ કહો કાંઈ કૃપા તે કરે;
સિદ્ધિ જો નહિ સાનુકૂળ થઇ તો બુદ્ધિ થકી શું સરે ?

બ્રાહ્મણનું નસીબ બે ડગલાં આગળનું આગળ. એમ કાવ્યવિનોદ થતો હતો ત્યહાં ચાકરે આવી સૌને કહ્યું કે ભાઉ સાહેબને શરીરે ઠીક નથી, આજ નહિ આવે. ગણાધીશને વન્દી, કડવો ઘૂંટડો પી, દલપતરામ ચાલી નીકળ્યા. વડોદરામાં બીજા કરોડપતિ ત્યહારે હરિભક્તિવાળા કહેવાતા. દલપતરામ હરિભક્તિની હવેલીએ ગયા. ત્યહાં કોઈ પુરુષ જ ન હતો. બાઇઓ હતી ને પુત્ર ન્હાનો હતો; બાળપુત્ર પંડ્યાની નિશાળે ભણતો હતો. વડોદરાના ત્રીજા ધનેશ્વરી સામળ બ્હેચરવાળા ગણાતા. દલપતરામ એ મોતીલાલ શેઠ પાસે ગયા. એક છપય સંભળાવ્યો. શેઠે બે રૂપિયા આપ્યા ને કહ્યું કે ઠાકોરજી જવું છે તે ઉતાવળ છે. દલપતરામની આશાઓ વડોદરે નિરાશાઓ નીવડી. પણ કોઇના યે લીધા શ્રમ છેક મિથ્યા થયા છે? મન્દિરમાં સમર્થ વિદ્વદ્વર, ગીતાજીના સંસ્કૃત ટીકાકાર, ને સમાધિસિદ્ધ યોગીપુરુષ ગોપાળાનન્દ સ્વામી હતા. એ મહાનુભાવના સત્સંગનો લાભ દલપતરામને મળ્યો.

વડોદરે સાંભળ્યું કે પચાસેક સન્તોના મંડળ સહિત નિત્યાનન્દ સ્વામી ઉમરેઠમાં વિરાજે છે. નિત્યાનન્દ સ્વામીનાં દર્શને દલપતરામ ઉમરેઠ ગયા, ને ઉમરેઠથી વડતાલ દર્શન કરી વતનમાં પાછા ફર્યા. વણઋતુના આંબાઓની જેમ મનોરથો વણફળ્યા રહ્યા. પચાશેકની પ્રાપ્તિ થઈ તે ગોરજીને

દેવા પેટે ભર્યા. પ્રસંગોને શ્લોકે શ્લોકે આવતા ધ્રુવપદ સમું ગોરજીનું દેવું એ દલપતરામના પૂર્વજીવનનું અખંડ ધ્રુવપદ હતું.

વઢવાણમાં હોય ત્ય્હારે દરબારમાં દલપતરામનો જવર-અવર હતો; ને વેદવિદ્ પવિત્ર બ્રાહ્મણ તરીકે, અગ્નિહોત્રીના સન્તાન લેખે, કવિતાના રસછાંટણે રીઝવનાર ગણી સત્કાર-સન્માન પામતા. રાજભાયાત સામતસિંહજીને દરબાર પણ દલપતરામની બેઠક હતી. સામતુભા કાવ્યરસિક, શાસ્ત્ર-શ્રદ્ધાળુ, ક્ષત્રિયધર્મના વટવાળા હતા. એક વેળા કવિ સામ-તુભાને દરબાર ગયા ત્ય્હારે ત્ય્હાં શ્રીમદ્ ભાગવત વંચાતું હતું, ને બળીરાજાનું આખ્યાન ચાલતું હતું. કથા ઉઠયે સામતુભાએ કવિને પડકાર્યા; સાંભળ્યું ? વામનજીએ ત્રણ પગલાંમાં રાજ્ય ને પૃથ્વી ભરી લીધાં. છે કોઇ બ્રાહ્મણ એવો આજ ? કવિએ કહ્યું ગંગાજી ધર્મનાં પાણી પાય છે, ગંગાનો મહિમા હજી છે. વેદ છે ત્ય્હાં સૂધી બ્રાહ્મણો યે છે. પણ વામનજીએ વામનસ્વરૂપે પૃથ્વી માગી, ને સંકલ્પ થઇ રહ્યે વિરાટસ્વરૂપ ધારણ કીધું. બળી રાજાના ગુરુ શુક્રા-ચાર્યજી બોલ્યા કે કપટ છે. બળી રાજાએ આચાર્યને કહ્યું મ્હારી રાજપ્રતિજ્ઞા મિથ્યા ન થાય. આજ કળીકાળમાં એવા અટંકા રાજવી છે તો ખરાને ? એક ચારણ ત્ય્હાં બેઠા હતા તે બોલી ઉઠયાઃ અટંકા રાજવી ન હોય શું ? પૃથ્વી નક્ષત્રી થઇ નથી. મારવાડમાં એક ઠાકોરને સ્વપ્નું આવ્યું કે ચારણને ગામ આપ્યું. પરભાતે ઉઠી એ ચારણને ન્હોતરી ગામનો પટો દીધો. દલપતરામે કહ્યુંઃ તો તો સારૂં. છ માસમાં

એવો બ્રાહ્મણ લાવીશ જે ત્રણ પગલામાં રાજ્ય ભરી લે. સામતુભાએ હસીને કહ્યું કે વારૂ, લાવજો.

દિવસો વીત્યા ને વાત વિસારે પડી. પછી ભાદ્રપદની બીજ આવી. સામતસિંહજીએ નોકરને કહ્યું કે જા, દલપતરામ ઘેર હોય તો તેડી આવ. ખવાસે કવિને ઘેર જઈને કહ્યું કે ઠાકોર સાહેબ યાદ કરે છે. કવિએ કહ્યું જા, આવું છું. જતાં કાંઈક વાર લાગી એટલે સામતુભાનું બીજું તેડું આવ્યું. દલપતરામ દરબારમાં ગયા. સામતુભાએ કહ્યું આવો; કેમ આજ વાર લાગી? દલપતરામે કહ્યું: લીમડીના બે વાણિયા આવ્યા'તા. કવિતાના સ્હમજુ હતા, 'ગૂઢાર્થ'ના જાણકાર હતા. આપની યે વાત નીકળી'તી; ગીતાપાઠ કરે છે, પ્રવીણસાગર વાંચે છે, મોતીના દાણા જેવા બોડિયા અક્ષર લખે છે. વાણિયાઓએ કહ્યું કે વહિયાવટિયા અક્ષર લખીવાંચી જાણે એવો ગરાશિયો તો કો જાણમાં નથી. અક્ષર હોય તો બતાવો; કોઈક કવિતા લખી લીધી હોય. વાણિયા ગયા ને હું અંહી આવ્યો. વાર એમ લાગી. સામતુભાને બિરદ સ્હડચું: લાવો ત્ય્હારે અક્ષર આજ લખિયે. દલપતરામે કહ્યું આજે લખો તો એમનો વાણોતર વાંસે રહ્યો છે, મોકલાવાય. સામતુભાએ પૂછયું શું લખીશું? દલપતરામે કહ્યું ધ્યાનમાં બેસે તે લખો. સામતુભા બોલ્યા: ના; ત્હમે કહો તે લખિયે. કવિએ કહ્યું રૂક્મિણીહરણનો ગ્રન્થ હમણાંહમણાં લખવા માંડયો છે. કુંદનપુરમાં દેવીપૂજા કરવાને રુકમણિ ગયાં'તાં ત્યહાંથી હરણ કરી કૃષ્ણજી દ્વારકાને માર્ગે પડયા ને રૂક્મૈયો શિશુપાળ જરાસન્ધ સૌ પાછળ ચ્હડયા. જાદવસેના લઈને બળદેવજી સ્હામે મળ્યા ને યુદ્ધ થયું. એ

પ્રસંગનો સવૈયો છે. સામતસિંહજીએ કહ્યું પ્રસંગ રસભર્યો છે, લખાવો. રૂક્મિણીજીનાં રાજમાતાએ દાસીને પૂછ્યું કે ત્યહાં શું થયું ? ત્યહારે દાસીએ ઉત્તર દીધો કે

लखी तेगझले समता संगुजी हवि भूइ, जिते तिर वैरीदले,
पितरी मंडियां नरु पाय पडे, अकबो विन ना अिमि
औकी गले;
लखी श्री करसान रिपून करा छत रुप, युं आप अनंत हले;
गिरिमाप लखावय जादव, आलि! खतावपने बलि
सो तपले.

સામતુભાએ ચીપીચીપીને બોડિયા અક્ષરે સવૈયો લખ્યો. દલપતરામે અર્થ સ્હમજાવ્યો કે તેગનો ઝલકાર જોઇ સંગીઓની સમતા ભોંય પડી, ને અરિદળનાં બાણ જીત્યાં. પ્રીત માંડીને આપણા નર પાયે પડ્યા, ને આકડો વાળ્યો નથી (પણ રૂક્મિણીજીએ શ્રી હરિને જોયા છે) એમ કહી થૂંકેલું ગળવા લાગ્યા. એ જોઇને શ્રી કૃષ્ણે નિજ (વિરાટ) રૂપ રિપુઓને છતું કર્યું, ને પોતે અનન્તમાં પેઠા. હે સખી! જાદવોએ (આપણાઓ કને) પર્વતનું માપ લેવરાવ્યું — એ રૂપ જોઈ આપણાઓ વિન્ધ પર્વતમાં નાઠા. એમ અપયશપણે આપણા બળિયાઓને એવા તપાવ્યા-સન્તાપ્યા.

કવિએ કહ્યું આજ લખ્યું છે તે મિતિ નાંખો. સામતુભાએ સં. ૧૯૦૨ (ઝાલાવાડી, ગુજરાતી સં. ૧૯૦૧) ના ભાદરવા વદ ૨ ની તિથિ નાંખી, નીચે લખીતંગ કર્યું; લિ. ઝાલા સામતસિંહજી હઠૂભાઇ સહી દા. પોતાના.

પ્ર. ૯, પા. ૨૦૨

શુલાલ છાંટી અક્ષર સૂકવ્યા. પછી બીજી કવિતાઓ સંભળાવીને કંઈક વારે દલપતરામે દરબારની રજા માગી. ત્યહારે સામતુભાએ કહ્યું બળેવની રાખડી બાંધી ગયા છો, પણ દક્ષિણા નથી લઈ ગયા; લેતા જાઓ. ને આ કાગળ પણ પણ લ્યો. દલપતરામે ખોબો ધર્યો. દક્ષિણાનો રૂપિયો ને કાગળ દરબારે ખોબાસાં પડતાં સૂકયાં, ને કહ્યું બોલો સ્વસ્તિ. કવિએ હાથ પહોળા કરી દીધા ને કાગળ ને રૂપિયો ભોંયે પડયા. સામતુભાએ પૂછ્યું એમ કેમ કર્યું? દરબારના કારભારી ભૂરો શેઠ ત્યહાં બેઠા હતા. કવિએ ભૂરા શેઠને કહ્યું ભૂરાભાઈ! જૂવોને; ઠાકોર સાહેબ શેનો કાગળરૂપિયો આપે છે ને શેની સ્વસ્તિ કહેવરાવે છે? ભૂરા શેઠે કાગળ ન્યહાળી જોયો ને બોલ્યાઃ આ શું? સવૈયો લખ્યો'તો એ કાગળ કયહાં ગયો? ને આ કાગળ કયહાંથી? દરબારે કહ્યું એ જ કાગળ છે; વાંચતાં આવડે છે કે નહિ? વાંચો. ભૂરા શેઠે કાગળ વાંચ્યોઃ

લખીતંગ ઝાલા સામતસંગજી હઠૂભાઇ. જત તરવાડી દલપતરામ ડાયાને રૂપિયા ૫૨) અંકે બાવનનો અસે આ કાગળ લખી શ્રી કરસાનરપન કરો છે. તે રૂપિયા આપિયે ના તંહી લગી રામ ૫) લેખે વયાજ દેવું. આ લખત બાપના બોલ સોત પાળું.

પછી દલપતરામ હસી પડયા; ને કહ્યું ત્રણ પગલાંમાં રાજપાટ ભરી લે એવા બ્રાહ્મણ હજી છે, હો! સામતુભાએ ભૂરા શેઠને કહ્યું બાવન રૂપિયા લાવો. કવિ બોલ્યા આ તો કાવ્યવિનોદ છે. કાગળ મ્હેં હાથમાં ઝાલ્યો નથી, સ્વસ્તિ યે કહી નથી, રૂપિયા લેવાના હોય નહિ. દરબારે કહ્યું આટલા

માટે પ્રતિજ્ઞા તોડું ? ભૂરા શેઠે કહ્યું રૂપિયા લ્યો, ને ઠાકોર સાહેબનો ટેક રાખો; ત્હમે એમને ભણાવવાને આવો છો. સૌના આગ્રહે દલપતરામે રૂપિયા લીધા. એ અટંકા ભાયાતના વંશજ આજ વઢવાણની ગાદીએ છે.

મૂળીમાં દેવાનન્દ સ્વામી પાસે દલપતરામ ભણતા ત્યહારે વઢવાણનો એક બીજો વિદ્યાર્થી પણ ત્યહાં ભણતો હતો. મન્દિરો ને મઠમાં ત્યહારે આપણી ઉંચી કેળવણીનાં શિખર હતાં. એનું નામ જેઠો વ્યાસ. એ જ્યોતિષ ભણતો. જેઠો વ્યાસ ભોળો હતો, સારો સત્સંગી હતો, વર્ષોવર્ષ શ્રાવણ માસમાં શિવપૂજન કાજે મૂળીમન્દિરમાં રહેતો. એક વેળા એને કવિતાનો શોખ જાગ્યોઃ કવિતાનો શોખ એવો ચેપી શોખ છે. આચાર્યજી મહારાજ કને સભામાં એ આવ્યો ને બોલ્યોઃ આ બધા ત્હમારા કમોદ ભરડે છે. એકાદો સંસ્કૃત શ્લોક તો બનાવે ! દલપતરામ પ્રાકૃત કવિતા કરે છે, અમારા સંસ્કૃત શ્લોકો સાંભળો; શ્રીજી મહારાજ ન્હાયા હતા એ અથડક વાવના છે.

અથડક તે વાવં શોભિત સુન્દરં, પગથિયાં મણિજડિતં
અપારં;
ત્હેમાં તે ભરિતં ગંગાજળં, ઉધરં મશરૂના કોસ ને વર્તં
હીર સારં.
બળદિયા સોના કેરા કરોલિતં, હાંકનારં રૂપા કેરા ધરોલિતં;
થાળુ રત્ને જડિત ઉદ્ધરિતં, તેમાં એ ગંગજળ ભરિતં.
તે માંહી નાહી કરે ગુમસ્નાનં, ત્હેના તે પાપ સર્વે બળિતં:
તે ફરતાં ખરસાંડીના ઝાડિતં, ને ફરતાં લીંબડી લીંબાડિતં.

જેઠા વ્યાસનું ડિંગળ સાંભળી સભા હસી પડી. મદ્રાસ ભણીનું કહેવાય છે તેમ જેઠા વ્યાસ માનતા કે છેડે અનુનાસિક આવે તે સૌ સંસ્કૃત. કોઇકે પૂછ્યુંઃ વ્યાસ ! લીંબાડિતં એટલે શું ? વ્યાસજી નિર્ભ્રાન્ત ઉચ્ચર્યા કે લીમડીઓને લટકતી હતી તે લીંબાડિતં કહેતાં લીંબોળીઓ. જેઠા વ્યાસનો શબ્દકોષે સ્વયંરચિત હતો. આવા યે કાવ્યવિનોદ ત્યહારે થતા ને મોલિયેર ને રળિયા ગઢવીના જેવા પ્રહસનો ભજવાતાં.

સં. ૧૯૦૧ ના માગશર માસમાં ડાહ્યાભાઇનું વર્ષી વાળી મૂળીબાને તેડવા વાગડ જવાનો નિશ્ચય દલપતરામે કીધો. સાંભળ્યું કે હળવદને માર્ગે રણ હજી સૂકાણું નથી તે નહિ ઉતરાય. એટલે ઉપરવાસે રણ ઉતરવાને વીરમગામ બજાણા પાટડી થઇ દલપતરામ સંખેશ્વર ગયા. મારગમાં પંચાસરનો ટીંબો ને રૂપેણનો નિર્જળ પટ જોયા. સંખેશ્વર જૈનતીર્થ છે, અમદાવાદની અંજનશલાકાના જેવી પ્રાચીન મન્દિરમાળા ત્યહાં છે. મારવાડના જૈન સંઘ ત્યહાં થઇને સિદ્ધાચળે જતા. મૂળીબાના પિત્રાઇ ભાઈ ને દલપતરામના બાલમિત્ર તરવાડી પરશોતમ પ્રભુજી ત્યહાંના વહીવટદાર અને વાણોતર હતા. અમિઉછંગે બેઠેલી હીરાદન્તી ને કમળલોચનીની દલપતરામની સામળશાહી વાર્તાઓનાં કેટલાક દોહરાચોપાઇ એમને કંઠસ્થ હતા ને વૃદ્ધાવસ્થામાં લલકારતા. આનન્દી હતા, કડાભીડ હતા, ઉત્તરાવસ્થામાં યે જોબનઉમંગી હતા. એમણે દશેક દિવસ દલપતરામને રોકયા ને મહેમાની કરી.

ઘણા યાત્રિકો સંખેશ્વરની યાત્રાએ આવતા. રાધનપુરના મશાલિયાવાળા મોતી શેઠના કુટુંબી નથ્થુ શેઠ એવે ત્યહાં

આવ્યા હતા. દહેરાસરના વહીવટદારને દલપતરામે દોહરા લખાવ્યા એમાંથી ખત વંચાણું; પશા મામાને કવિત લખાવ્યું એમાંથી ફારગતી થઈ; એ જોઈ જોઈ નથ્થુ શેઠ રાજી થયા ને કહ્યું રાધનપુર ચાલો. નવાબ સાહેબ જોરાવરખાનજી ઉદાર છે. કવિને નથ્થુ શેઠ રાધનપુર તેડી ગયા. રાધનપુરમાં પેસતાંજ નવાબ સાહેબની સવારી મુંજપર મહાલે જતી સ્હામી મળી. ચારપાંચેક દિવસ નથ્થુ શેઠે પછી કવિને પોતાને ત્ય્હાં રોકયા, ને શીખ આપી વિદાય દીધી. દલપતરામ ત્ય્હાંથી ફતેહગઢ થઇ લોદ્રાણી ગયા.

લોદ્રાણીમાં સાંભળ્યું કે કચ્છના મહારાવ દેશળજી બાવા ઉદાર રાજા છે. ભૂજ જવાનું ને રા'બાવાને મળવાનું મન થયું. પણ મન હોય ત્ય્હારે કેટલાકને મળાય છે? લોદ્રાણીથી દેશળપર રાપર આધોઇ અંજાર બિદડે થઇને કવિ ભૂજ ગયા. સત્સંગીઓને કાજ શ્રીજીએ ગામેગામ સદાના ઉતારા સ્થાપ્યા છે. ત્ય્હાં સ્વામીનારાયણના મન્દિરે જઇ ઉતર્યા. રા'બાવાના જ્યોતિષી સત્સંગી હતા, એમનો સમાગમ થયો. જોશીજી કવિને દરબારમાં તેડી ગયા. મહારાવે જોશીને પૂછ્યું મહેમાન કય્હાંના છે? જોશીએ કહ્યું વઢવાણના છે, વિદ્વાન છે. ત્ય્હાં તો અણચિન્તવ્યું કાંઇક કામ આવ્યે રા'બાવો ઉઠયા ને પધાર્યા. દલપતરામ ઉતારે ગયા; બેએક દિવસ રહ્યા; મહારાવશ્રીનો મેળાપ થયો નહિ. પાછા લોદ્રાણી જઇ મૂળીબાને તેડી કવિ વઢવાણ ગયા. ભાવનગર, વઢવાણ, જૂનાગઢ, ઇડર; એ રાજ્યો ઉત્તરાવસ્થામાં દલપતરામને વર્ષાસન આપતાં. ગુજરાતનો કોઇક જ રાજદરબાર–હિન્દુ કે ઇસ્લામી–હશે જે પ્રસંગેઅવસરે

દલપતરામને નહિ ન્હોતરતો હોય. **स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते** એ શ્લોકાર્ધની પછી તો દલપતરામ જાણે કાવ્યપ્રતિમા હતા. પણ આજે દલપતરામ સ્હામે પગલે રાજદરબારે જતા ત્ય્હારે મેળાપદર્શન મોંઘેરાં હતાં. હજી દલપતરામનાં નસીબનાં બાર ઉઘડ્યાં ન હતાં; પાછળથી કોઇક આગળિયાને ચાંપી રાખતું હતું.

થોડેક કાળે દલપતરામને બીજીવારકું કચ્છનું ન્હોતરૂં આવ્યું. એ ન્હોતરે કવિઓની શાળાનાં કાવ્યતીર્થનાં કવિએ દર્શન કીધાં, શીઘ્ર કવિતાઓ સંભળાવી, પણ મહારાવનો મેળાપ ન થયો. ત્હો ય એ બીજું કચ્છપર્યટન વિજયશાળી હતું. એ આમ બન્યું.

સં. ૧૯૦૩ ના ફૂલડોળ ઉપર અયોધ્યાપ્રસાદજી મહારાજ મૂળીએ પધાર્યા હતા. ત્ય્હારે કચ્છના હરિભક્તોએ વિનતિ ઉચ્ચારી કે કચ્છમાં પધાર્યે વર્ષો થયાં; હવે અમારૂં આંગણું પાવન કરો. મહારાજશ્રીએ કચ્છ જવાનું નિર્ધાર્યું ને દલપતરામને સાથે ન્હોતર્યા. કહ્યું: કચ્છમાં પોશાળ છે, જોવાશે; કવિઓ મન્દિરે આવશે, સમાગમ થશે; ચાલો. આચાર્યજી મહારાજની ધર્મસ્વારીમાં દલપતરામ સંગાથે ગયા. કૃષ્ણસ્વરૂપદાસજી પુરાણી પણ હારે હતા. જેવી દરબારી રાજસ્વારીઓ ફરતી એથી સવાઇ ત્ય્હારે નગરનગરે ને પ્રજાજનમાં ધર્માચાર્યની ધર્મસ્વારીઓ દેશમાં ફરતી.

પ્રથમ ધ્રાંગધ્રે ગયા, ને ધ્રાંગધ્રેથી હળવદ. હળવદ જૂનું શહેર છે. હળવદમાં શિવા જાની કરીને હરિભક્ત હતા. શિવા જાનીએ આચાર્યશ્રીને પધરામણીએ ન્હોતર્યા, પણ આડ બાંધી કે ઢોલત્રાંસાં વગાડનાર પરવર્ણ કો મ્હારે

ત્ય્હાં ન આવે. મહારાજશ્રીએ સત્સંગીની વિનતિ સ્વીકારી, ઢોલત્રાંસાંની ધામધૂમનો સંસારી આડંબર પરિત્યાગ્યો, ને સાત્ત્વિક વિધિએ પધરામણીએ જવાનું સ્વીકાર્યું. જૂના કાળમાં પાટણ પડ્યા પછી હળવદ વિદ્યાનું ધામ હતું. શિવા જાનીએ શહેરમાંથી વેદવિદ્ બ્રાહ્મણોનું બ્રહ્મમંડળ જમાવ્યું. આગળ કીર્તનિયા કીર્તન કરે, પછી બ્રહ્મમંડળ સંહિતાના વેદમન્ત્રો ભણતા જાય, ને એમની પાછળ સાધુબ્રહ્મચારીઓ અષ્ટક ઉચ્ચરતા આવે: એમ શિવા જાનીને ત્ય્હાં અયોધ્યાપ્રસાદજી મહારાજ પધરામણીએ પધાર્યા.

હળવદથી આચાર્યશ્રીને ઘાટીલે જવાનું હતું. ઘાટીલામાં એક રામાનન્દી વેરાગી રહેતો હતો. એ બોલ્યો હશે કે સ્વામીનારાયણિયા અંહી આવે તો પાંચસાત ખૂન કરૂં. હરિભક્તો રાજસાહેબ પાસે ગયા, ત્રણેક સવારો માગી લાવ્યા. મહારાજ ઘાટીલે પધાર્યા, ને ગામથી ગાઉએકને છેટે વગડામાં તળાવપાળે ઉતર્યા. હરિભક્તોએ, દરબારી સવારોએ આગ્રહ કીધો કે ગામમાં પધારો. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજીએ કહ્યું કે અમારે કોઇનું દિલ દૂભવવું નથી; સન્તોની સેવા કરવી હશે તે અંહી આવશે. પછી ત્ય્હાં તળાવની પાળે સમારંભ થયો. શ્રીજીનો ભાવ ને શિક્ષાપત્રીમાંની આજ્ઞા પરસંપ્રદાય પ્રત્યે આવાં મહાનુભાવી છે. એ મનમ્હોટપને પાળે ત્હેવા ત્ય્હારે સ્વામીનારાયણના ધર્માચાર્યો યે મહાનુભાવ હતા.

વીરત્વ ને કવિત્વના પોષિન્દા મોડજી દરબારના બાપૂ ત્ય્હારે માળિયા ઠાકોર સાહેબ હતા. એમના પાર્ષદ આચાર્યશ્રીને આમન્ત્રણે આવ્યા, ને મહારાજ માળિયે પધાર્યા. માળિયા

ઠાકોરસાહેબે બડી ધામધૂમથી સામૈયું કીધું, દરબારમાં પધ-
રામણી કરી, બે દિવસ રોકી કથાવાર્તા સાંભળી. ત્ય્હાંથી
રણ ઉતરી આચાર્યશ્રી આધોઇ આવ્યા. પછી ફરતા ફરતા
અંજાર થઇ ભૂજ પધાર્યા. મહારાવ દેશળજીએ સારો સત્કાર
કીધો. પાદર તંબુ ખડા કરી આચાર્યશ્રીએ ઉતારા
કર્યા હતા.

ભૂજની આ યાત્રા તો કવિને કાવ્યયાત્રા હતી. કાવ્ય-
કલાની ભૂજની શારદાપીઠનાં દલપતરામને ત્ય્હારે પ્રથમ
દર્શન થયાં.

ભૂજના કેટલાક કારભારીઓ સત્સંગી હતા, ને ધર્મ-
ધુરન્ધરનાં દર્શને ને હરિકથા સાંભળવાને સભામાં આવતા.
આચાર્યજી ક્ય્હારેક ક્ય્હારેક સભામાં દલપતરામ કને
શીઘ્ર કવિતા બોલાવતા ને હરિરસ ભેળો કાવ્યરસ પણ
સભાજનને પાતા. એ શીઘ્રકાવ્યોની વાર્તા કારભારીમુખેથી
પોશાળમાં ગઈ. પોશાળમાં ત્ય્હારે ભટ્ટાર્કજી જીવણરામજી
આચાર્યપદે હતા, અને એમના શિષ્યમંડળમાં ઈડરભણીના
ધીરજી ગઢવી પંકાતા. વાર્તા સાંભળીને ભટ્ટાર્કજીએ ધીરજી
ગઢવી તથા એક બીજા શિષ્યને ધર્મસભામાં પાઠવ્યા કે
જાવ ને શિઘ્રકાવ્યોનો ચમત્કાર જોઇ આવો. પોશાળના
વિદ્યાર્થીઓ સભામાં આવ્યા, આચાર્યશ્રીને વન્દન કરી બેઠા,
કાવ્યવાર્તા થઇ. પછી ધીરજીએ પૂછયું કે સવારીમાં શીઘ્રકવિ
સાંભળ્યા છે ને? દલપતરામ સભામાં જ હતા. મહારાજે
એમને દાખવ્યા કે આ સત્સંગના કવિ. ધીરજીએ દલપત-
રામને પૂછયું કાંઈક શીઘ્ર કવિતા સંભળાવશો? દલપતરામે
કહ્યું વિષય દાખવો એતું કાવ્ય સંભળાવું. ગઢવીએ આચા-

ર્યજી મહારાજ ભણી જોયું. મહારાજ ત્હારે આંગળીઓના ટાચકા ફોડતા હતા. ધીરજીને કાવ્યનો વિષય જડયો. દલપતરામને કહ્યું આચાર્યજી આ ટાચકા ફોડે છે એનું કવિત કહો. પલીતો સળગાવ્યે હવાઇ ફૂટે એમ કવિનો કવિતતરંગ ક્ષણેકમાં ફૂટી નીકળ્યો:

तर्जनीसें पूर्वजोंको पूजा परिपूर्न कीनी,
तातें परिब्रह्महुकी गादी आप पाये हो;
मध्यमा अंगुष्ट मीली मन्त्रजाप व्होत कीनो,
इष्टदेव अर्चीके अनामिका रिझाये हो;
छायादानवृत छिति छिरको कनिष्ठिकाने,
आप आप कृत्य कछु न्यून न रहाये हो;
कहे दलपतिराम, सुनो, अयोध्याप्रसाद !
कायको अंगुलिको मरोरीके दुभाते हो ?

મહારાજ ! પાંચે આંગળીએ દેવ પૂજ્યા છે, તો ભગવાનની ગાદી—આ ધર્મસિંહાસન પામ્યા છો. એકે આંગળીએ ન્યૂનતા રાખી નથી. તો આંગળીઓને મરડી મરડી કાં ભલા ! દૂભવો છો ?

મહારાજ હસ્યા, સન્તો હરખ્યા, પોશાળના શિષ્યો આશ્ચર્યાનન્દ પામ્યા. શિષ્યોએ જઇને ભટ્ટાર્કજીને વાત કરી. વળતે દિવસે ધીરજી ગઢવી દલપતરામને મળ્યા ને કહ્યું કે ભટ્ટાર્કજી મળવા ઇચ્છે છે, ચાલો. કવિએ કહ્યું: મહારાજશ્રીની સ્વારીમાં આવ્યો છું, આચાર્યજીની રજા વિના ન અવાય. ધીરજીએ આચાર્યશ્રીને વિનતિ કરી કે કવિને મોકલો. મહારાજશ્રીએ કહ્યું: પોશાળમાં કવિતા દેવી સાક્ષાત વિરાજે છે, દલપતરામ રોજ દર્શને આવશે. એકાદ

વેળા તો ભટ્ટાર્કજી હરિકથા સાંભળી જાય. એનામાં બેસીને પછી ભટ્ટાર્કજી સત્સંગસભામાં આવ્યા. આચાર્યજીએ આદરમાન દીધું. આચાર્યજીને વન્દી, દલપતરામને મળી ભટ્ટાર્કજીએ કહ્યું કાંઇ શીઘ્ર કવિતા સંભળાવો. દલપતરામે કહ્યું આપ કહો ને ત્હેનું શીઘ્ર કાવ્ય સંભળાવું. એવામાં સહજ ભાવે મહારાજે મૂછે હાથ ફેરવ્યો. ભટ્ટાર્કજીએ એ જોઇને કવિને કહ્યું આ સહજ ચેષ્ટાનું કાવ્ય કહો. ક્ષણ–બે ક્ષણમાં ફૂવારાની ધારાઓ જેવી કવિતધારાઓ ઉડી રહીઃ

सुनहु, सकल सतसंगीनके गुरु तुम!
कायकु दयालु होके दीनकों दहत है?
अधर्मकी सेना तव ताते छिन्नभिन्न कीनी,
जहां तहां जायके रहनको चहत है;
काम क्रोध लोभ तपतें बहूत त्रास पाय,
विमुख भूपाल भेख द्वीजमे रहत है;
जब महाराज! आप मूछपे धरत हाथ,
वहां रहे पुनि अति त्रासको लहत है.

આપના પિતા શ્રીજી મહારાજે અધર્મની સેનાને છિન્નભિન્ન કરી નાંખી, ને કામ ને ક્રોધ ને લોભ અધર્મી કો રાજવી જોગી ને બ્રાહ્મણમાં જઇ ભરાણા. મહારાજ! આપ મૂછે હાથ દ્યો છો ત્યારે ત્યહાં બેઠા–બેઠા યે એ ત્રાસે છે કે અંહિયે હવે અમને રહેવા દેશે કે નહિ?

પ્રસન્ન થઇ, આશીર્વાદ દઇ, કવિને પોશાળે આવવાનું આમન્ત્રણ આપી ભટ્ટાર્કજી ગયા. દલપતરામ પછી વારંવાર પોશાળે જતા, કવિતા સંભળાવતા, ને સરસ્વતીના હંસલા સમા ઉછરતા કવિઓને પ્રોત્સાહન પાઇ આવતા. વર્ષો પછી

ઈસ્વી ૧૮૫૮ ના બુદ્ધિપ્રકાશમાં 'ભૂજની કવિતાની શાળા' નો લેખ લખી પોશાળનું સંભારણું દલપતરામે જાળવી રાખ્યું છે. આજે યે પોશાળ છે, ને કાવ્યકલાપીઓને કાવ્યકલા સજાવે છે.

તાત્કાળિક કવિતા એ કાંઇ દૈવી ચમત્કાર નથી, માનુષી ચમત્કાર છે. લોકને જાદુ લાગે તે વિજ્ઞાનવાદીને નિત્યખેલ હોય. સહસ્રપુટ અબરખની પેઠે–પ્રધાનભાવે–બહુઘૂંટી કલ્પના ને–ગૌણભાવે–વિપુલ ભાષાભંડોળ ને છન્દસ્વામીત્વનો એ માનુષી ચમત્કાર છે. કલ્પનાશક્તિ તેજસ્વી હોય ત્હેને તર્કતરંગ તરત ઉઠે; ભાષાભંડોળ વિશાળ હોય ત્હેને પ્રાસાનુપ્રાસ સહેજે સાંપડે; છન્દપરિવારનું સ્વામીત્વ હોય ત્હેનો કાવ્યપ્રવાહ અસ્ખલિત વહે. કેળવી–કેળવીને ભૂમિને અસાધારણ ફળદ્રુપ કરાય, ને ફળદ્રુપ ભૂમિમાં નાંખ્યા બીજના ફણગા વ્હેલા ઉગે. ત્હેમાં યે રસાયને રસેલા કણ તો તરત ફૂટે પાંગરે. ઉખર જમીનમાં બીજે બળી જાય. 'કવિતા કહિયે કલ્પના' એ વ્યાખ્યાકાર દલપતરામની કલ્પનાશક્તિ પ્રભાવશાળી હતી, વિશાળ વાંચનથી ભાષાભંડોળનો ભંડાર ભર્યો હતો, છન્દઅલંકારનાં શાસ્ત્રગ્રન્થો ભણી પ્રભુત્વ પામ્યા હતા. અભ્યાસથી ઘૂંટી ઘૂંટીને અન્તર્ભૂમિને કેળવી ફળદ્રુપ કીધી હતી. રસાયનપાયા મેથીના દાણાના અંકુર તરત પ્રગટે છે; અને એવા મેથીકણ છાંટીને નિપુણ બાગવાન ન હોય ત્ય્હાં ધરો સમો હરિયાળો ગાલીચો તાત્કાળિક પાથરી દે છે; શીઘ્ર કાવ્યનાં પણ એવાં ચમત્કૃતિ ને આનન્દ છે. કુશળ ને સિદ્ધ હસ્તે સહસા સરજાય છે એટલી શીઘ્રકાવ્યની વિરલતા ને ચમત્કૃતિ. કહે છે કે વાંસ ફૂટે એવો

ફૂવારાની ધારા પેઠે ગગને ચ્હડે. એક રીતે તો તાત્કાલિક કવિતા એ જ સાચી પ્રેરણાજન્મી કવિતા. આશુને યે વિભાગી જોયે એમાં વિદ્યુત્તણખા નિરખાયપરખાય છે, એમ શીઘ્ર કાવ્યના ભીતરમાં અભ્યાસ શ્રમ કેળવણીનાં માનવદીધાં પુટ ને માનવગુણોની ગુણાન્વિતતા પરખાશે. શીઘ્ર કાવ્યની વિરલતા એ જ એનો ચમત્કાર. કાવ્યતણખો ઇશ્વરી બક્ષિશ છે; કાવ્યવિસ્તાર એ કવિસાધ્ય કલા છે.

દીવાસળીનો પ્રચાર દેશમાં ન્હોતો ત્યહારે બાઇઓ પાડોશીને ત્યહાં દેવતા લેવા જતી. કડછીમાં બેએક અંગારા લાવતી, એમાંથી ચૂલો હોલો પ્રગટાવતી, આખી કુટુંબ-રસોઇ કરતી. એકબે આણ્યા અંગારે બાઇઓ ભોજનસામગ્રી રાંધતી. દુનિયાં આખી દેવદીધું આરોગે છે. દેવદીધા એવા પ્રેરણાપ્રતિભાના તણખાઅંગારાને કેળવી કેળવી, ચારીઓ ભરી ભરી, ચરૂઓ ચ્હડાવી ચ્હડાવી કવિઓ દેશ કાજે ભોજન-સામગ્રી સરજે છે ને પ્રજાજનને પીરસે છે. મહાકવિઓ પ્રજાના અખેપાત્ર છે.



# પ્રકરણ ૧૦ મું, તેડું ને વતનમાંથી વિદાય

નામ મ્હારૂં સાંભળી સુદામ મોકલી મનુષ્ય
વ્હાલા ! ત્હેં મ્હને તેડાવી લીધો વઢવાણથી.

કાવ્યકળાની એ જગત્‌અદ્વિતીય પાઠશાળાના આચાર્ય ભટ્ટાર્ક જીવણરામજીને તથા હરિનિવાસી ધીરજી ગઢવી આદિક એમના શિષ્યપરિવારને પોતાની શીઘ્રકાવ્યકલાની ચમત્કૃતિઓના ચમકારાઓથી એમ રીઝવીને દલપતરામ અયોધ્યાપ્રસાદજી મહારાજની સવારી સંગાથે માંડવી બંદરે ગયા. વ્યાપારનો વીરત્વનો ભક્તિભાવનો કચ્છ પરાક્રમશાળી દેશ છે. ઉદ્ધવના અવતાર મનાતા રામાનન્દ સ્વામીના વારાથી કચ્છ દેશમાં સ્વામીનારાયણ સંપ્રદાયનો સત્સંગપ્રસાર વિશાળ ને સત્સંગીઓ ધીંગા ને ધોરી છે. સાગરના તરંગો ને રણના વંટોળોની મધ્યે ઉછરેલાં પાણીદાર વછેરાવછેરીઓ જેવાં કચ્છનાં રૂઆબદાર નરનાર ભાવઝરૂખતાં વૃક્ષવેલીઓ સમાં વિલસે છે. એમના સદ્‌ભાવ ઝીલતા ઝીલતા મહારાજ મધ્યકચ્છમાંથી સાગરતીરે પધાર્યા. દલપતરામ પણ સાથે જ હતા, કાવ્યો સંભળાવી સત્સંગસભાઓને ને ધર્મસ્તંભોને રાજી કરતા.

દલપતરામ એમ ઉત્તરમાં જતા હતા, પણ ધરતી એમને દક્ષિણમાં બોલાવતી હતી.

માંડવીમાં ડાહ્યાભાઈના મામાના દીકરા વીરેશ્વર રહેતા હતા ત્હેમને ઘેર દલપતરામ ઉતર્યા હતા. એકાએક ત્ય્હાં સમાચાર આવ્યા કે દેશમાં અમૃતબા માંદાં છે. અમૃતબાને

દમનો જૂનો રોગ હતો. પણ દમનો વ્યાધિ કાંઈ જીવલેણ વ્યાધિ નથી એમ ધારીને માતુશ્રીને માંદા મૂકી દલપતરામ ધર્માચાર્યજીની સંગાથે કચ્છમાં ધર્મયાત્રાએ નીકળ્યા હતા ને ભૂજમાં કાવ્યકળાના તીર્થે તીર્થ કરવા ગયા હતા. ઠેઠ નારાયણસર સૂધીનો સંકલ્પ હતો. અમૃતબા કનેથી નીકળ્યે પખવાડિયું માંડ થયું હશે. એટલામાં માતુશ્રીનો મન્દવાડ વધી જવાના સમાચાર દલપતરામને મળ્યા. સન્તાનો ભાંડુઓ ને વડિલો પ્રત્યે દલપતરામ વ્હાલસોયા હતા. ત્હેમાં યે મામાના સહવાસે સત્સંગ થયો ને પિતાએ પરિત્યાગ્યા પછી વિપદ-વાસી દલપતરામનો ભાંડુભાવ ગુણગોરંભે પ્રફુલ્લેલો હતો. પિતૃ-રોષે મા સંગાથે મોસાળમાં દેશવટો માણેલા દલપતરામની અમૃતબા પ્રત્યેની માતૃવત્સલતા વેદભાખી માતૃદેવો ભવની ઋચા સમી હતી. માતુશ્રીનો મન્દવાડ સાંભળી માતૃવત્સલ પુત્રે ધર્મયાત્રા સમેટી, મહારાજશ્રીની રજા લીધી, ને ઉતાવળે પગલે દલપતરામ ઝાલાવાડને માર્ગે પડયા. પણ પવનવેગી સાંઢણી યે અવસરના મેળાવાની પળ ચૂકાવે છે. અમૃતબાનાં અમૃત પી ઉછરેલો પુત્ર ઝંખતો જતો'તો કે જાઉં ને માતાનાં દર્શન કરૂં. પણ ફૂલડોલ ઉપર મૂળીએ જતાં પૂર્વે કીધાં હતાં એ જ દલપતરામને માતાનાં છેલ્લાં દર્શન હતાં.

ફાગણનો વસન્તમાસ ત્હારે ઉતરતો હતો. માંડવીથી ભૂજ થઇ દલપતરામ અંજાર આવ્યા, ને અંજારથી ખારી-રોહે ગયા. ત્હાંથી ખાડી ઓળંગી વવાણિયે ઉતર્યા, ને વવાણિયેથી માળિયા થઇ ઝાલાઓને જૂને પાટનગર હળવદ ગયા. હળવદમાં એમના નાતીલા માધવ ઓઝાને ત્હાં દલ-પતરામ ઉતર્યા હતા. ઓઝાએ ત્હાં સમાચાર આપ્યા ને

કહ્યું કે દલપતરામ ! ત્હમારે બે સ્નાન છે. ત્હમારા વચટ સામા ધોળેરે કાટ લેવાને ગયા હતા ત્હેમને ત્ય્હાં કોગળિયું થયું ને ગૂજરી ગયા; અને (સં. ૧૯૦૩) ચૈત્ર શુદ ત્રીજની તિથિએ વઢવાણમાં અમૃતબા દેવ થયાં. અન્તરિયાળ હળવદમાં દલપતરામે માનું સ્નાન કીધું, ને ત્ય્હાંથી બે દિવસે પછી વઢવાણ પહોચ્યા. પણ માની મૃત્યુતિથિ દલપતરામને હૈયે કોતરાઇ રહી; અને તે પછી એકાવન વર્ષ વીત્યે એ જ તિથિ તે દલપતરામની મૃત્યુતિથિ નીવડી.

વઢવાણમાં જઇને જોયું તો દિનકરભાઇએ અમૃતબાની ઉત્તરક્રિયાની મ્હોટી તૈયારી કરેલી હતી. ઝાલાવાડનાં દસ ગામ ઉત્તરક્રિયામાં ન્હોતરવાં ને બ્રાહ્મણોને ત્રયોદશાને દિવસે પા પા રૂપીઓ દક્ષિણા આપવાનો સંકલ્પ દિનકરભાઇનો હતો. ઘંઉ લીધા હતા, ને માધવાનન્દ સરસ્વતીના જેવું—પિતાના સરખું મ્હોટું કારજ માતાનું કરવાની તૈયારી કીધી હતી. વાણિયો વરઘોડે ને બ્રાહ્મણ વરે. પણ ફૂલણજીની ગરબી ગાનાર દલપતરામ વ્યવહારચતુર હતા; ફૂલણજીનો માર્ગ દલપતરામનો માર્ગ ન હતો. ન્હાનેરા ભાઇ દિનકરરામને દલપતરામે સ્હમજાવ્યા કે પિતાના કારજનું દેવું હજી પૂરૂં પતી રહ્યું નથી; કમાવાની મુશ્કેલીઓ આપણે અનુભવી છે; ભગવાન સાનુકૂળ હશે ને કમાશું તો વર્ષો ઉપર ઝાલાવાડને ન્હોતરશું. દિનકરરામે દલપતરામનું વેણ માન્યું. એ રામલક્ષ્મણની બાંધવબેલડીનો સંબંધ આયુષ્યની અવધો પર્યન્ત વ્યવહારસ્પષ્ટ ને ભાંડુજનને શોભતો હેતાળ રહ્યો હતો. વર્ષો પછી એક જ બાળપુત્રીને પાછળ મૂકી દિનકરરામ વિદેહ થયા ત્યહારે એ પુત્રીને દલપતરામે મ્હોટી કરી

પરણાવી હતી. પોતાની ભરીભાદરી કુટુંબવેલે દલપતરામ જીવી બ્હેનને કુટુંબમાં કુટુંબપુત્રી પેરે રાખતા.

અમૃતબાના દેવલોક પામ્યા પછી બેએક માસે જેઠ શુદ પંચમીને દિવસે દલપતરામની જ્યેષ્ટ પુત્રી રાયકુંવરનો જન્મ થયો. જાણે અમૃતબા જ કુળમાં પાછાં પધાર્યાં હોય એવાં રાયકુંવર ભોળાં નિખાલસ ને હેતાળ છે. ચાર પુત્રીઓને પાછળ મૂકી દલપતરામ દેવ થયા હતા. એમના વંશવડલેથી ન્હાની પુત્રીઓએ વ્હેલી વિદાય લીધી; એમની જ્યેષ્ટ પુત્રી આજે ૮૬ વર્ષનું વય ભોગવતાં ને દુનિયાંને નવીજૂની થતી જોતાં હજી હયાત છે. ત્ય્હારની ગરીબીમાં ને કરજના ભારની સંતપ્ત ઋતુમાં તો, દલપતરામ લખે છે કે, 'દુકાળમાં અધિક માસ જેવી એ સુવાવડ થઇ.'

ઈસ્વી ૧૮૪૭ માં કંઇક યજમાનો પાસેથી દક્ષિણા આવી એમાંથી, કંઈક ચોરીપૂજ કીધાં એમાંથી, અને આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સાથે ફરવામાં કંઇક પ્રાપ્તિ થઇ એમાંથી ગોરજીનું દેવું ધીરે ધીરે ભરાયું, ને પંદરેક રૂપિયાની મૂડી પાસે થઇ. કરજ ઉતર્યું ને કંઈક રૂપીઆ થયા એટલે દલપતરામે ત્ય્હારે વ્યાજવટાંતરનો ધંધો કીધો. વઢવાણમાં બાંધણીઓ રંગવાનો ઉદ્યોગ સારો ચાલે છે; ને બાંધણીઓ રંગનાર ભાવસાર એક ત્ય્હાં હતો. ભારે વ્યાજ આપવાનું કહી લલચાવીને ત્હેણે કંઇક ઉછીતા રૂપીઆ માગ્યા. બ્રાહ્મણ દલપતરામ લોભાયા. બે માસમાં પાછા આપવાના કરીને દલપતરામે ભાવસારને દસ રૂપિયા ધીર્યા. વ્યાજ કે રૂપિયા વાયદે આવ્યા નહિ. પછી કળિયુગના બ્રાહ્મણનો છેલ્લો ઉપાય લીધો. સીથામાં એક

સ્વજ્ઞાતિલાએ કરેલો અતખરો જોયો હતો એ આદર્યો, ને ભાવસારને ઘેર દલપતરામ લાંઘવાને બેઠા. મહામહેનતે અન્તે શેરીના લોકે સ્હમજાવ્યે ભાવસારે સુદ્દલ રકમ પાછી આપી, અને લોભવૃત્તિનું અતિવ્યાજ તો સદા ય જ્યહાં જાય છે ત્યહાં ગયું. તે પછીની (સં. ૧૯૦૪) વસન્તપંચમીએ દલપતરામે 'અંગઉધારનો ઝગડો' લખ્યો. ઉગતા કે ન્હોરેલા કવિઓ સદા અનુભવો જ ગાય છે ને ?

કવિની ત્યહારની મનોદશા અન્ધારિયાના અન્ધકાર જેવી હતી. પ્રભાત પૂર્વે અન્ધકારનાં જાળાં ઘડીક ગાઢ હોય છે ને પ્રતિપદાની પૂર્વે અમાસની તિમિરરાત્રી પથરાઈ પડે છે. દલપતરામને પણ એમ અત્યહારે ઉંડી નિરાશાની તિથિઓ હતી. મનોરથો મ્હોટા હતા, ને ફળસિદ્ધિ નહિ શી હતી. પ્રાકૃતસંસ્કૃત કાવ્યશાસ્ત્રનો યથાશક્તિ અભ્યાસ કરીને કોઈ રાજવી કે કાવ્યરસિક ધનાઢ્યની આશ્રયછાયામાં રહીને કાવ્યગ્રન્થો ગૂંથવાના કવિને કોડ હતા. રાજારજવાડાસાં ફરી આવ્યા હતા, નસીબનો પાસો નાંખી જોયો હતો. વડિલ માતાપિતાની છત્રછાંયડી યે આથમી ગઈ હતી, ને દુનિયાના સફરીને હવે આપબળે સંસારસાગર ખેડવાનો હતો. પિતાનું કારજ, માતાની ઉત્તરક્રિયા કરજ કરીને કર્યાં હતાં, ને ચોરીપૂજ કરીને મહાશ્રમે એ દેવાં વાળ્યાં હતાં. પણ કોમળ હૈયાના કવિને કરજનો ભાર લાગ્યો હતો, પાંખ ચંપાઈ હતી. નિત્યખર્ચનો પ્રશ્ન તો સન્મુખ ઉભો જ હતો. જરૂર હોય ત્યહારે ઉધાર ધીરનારે ઓછા હોય. ઘરમાં ઘી માંડમાંડ આવતું. દલપતરામ કહે છે કે ઠાકોરજીને નૈવેદ્ય ધરાવવા પૂરતો એક જ રોટલો

ધીઆળો કરાતો. લક્ષ્મીને ને સરસ્વતીને જૂનાં વેર છે એ લોકવાયકા મહિમાવન્તા ને સાધનસંપન્ન, ભર્યા ભર્યા ઘરના, धन्यो गृहस्थाश्रमः ની સાક્ષાત મૂર્તિ સમા દલપતરામે ઉત્તરાવસ્થામાં ખોટી પાડી હતી; પણ ભરજોબનનો ઉમરો ઓળંગતાં અઠ્ઠાવીશેકની ઉમ્મરે તો રંકતા એમને ઘેરીને પડી હતી, ને ઘરને ખૂણે ખૂણે દર્શન દેતી. ઉદ્યમની નિષ્ફળતા એમણે અનુભવી હતી. મનોરથો ઝાંઝવાં જેવા ભાસતા. એ ઝાંઝવાની પાર અન્ધકારના પડદા લટકતા, ને દલપતરામને દિશા યે દેખાતી નહિ; જો કે દિશાઓની પાછળ તો દેવળ ઉભાં હતાં. ઝીંદગીને એક વા બીજે અવસરે માનવીને નિરાશા ઘોળી ઘોળીને પીવી પડે છે. એવા કસુંબા-ઈસ્વી ૧૮૪૮ ના પૂર્વકાળમાં ને ૧૮૬૫ ના ઉત્તરકાળમાં એમ બે વાર દલપતરામને પરાજય ને દિશાઅન્ધકારના ઘૂંટડા પીવા પડ્યા છે. એમાંનો આ અવસર અધિકો જીવનમન્થનકારી ને તેથી અન્તે અધિકો કલ્યાણકારી હતો.

દલપતરામ કહે છે કે આ બધાં કારણોથી પોતે છેક જ હતાશ થઈ ગયા હતા. ને પછી સામળભટ્ટના જેવી પ્રતિજ્ઞા કરીને બેઠા કે હવે તો કોઈ તેડાવે તો જ જવું, નહિ તો જવું નહિ.

પોતાના જીવનચરિતની નોંધમાં દલપતરામ લખાવે છે કે 'એ અરસામાં રાત્રીમાં મ્હને સ્વપ્નાં આવતાં ત્યહારે એમ થતું કે હું ઉડું છું. વળી એમ થતું કે જાણે અમથો કાંઇક શેરીમાં બેઠો હોઉં ને ધૂળ ફેરવું ત્યહારે વઢવાણમાં ચાલતા રાતાચોળ ચાર ખૂણાળા ચોકિયા પૈસા જ પૈસા હાથ આવતાઃ કોઇ વખત દસ, કોઇ વખત પાંચ; કોઇ વખત

ત્રીસ-બત્રીસ પણ નીકળતા; ધૂળમાંથી કાંકરા નીકળે છે એમ નીકળતા.'

ભૂતકાળના તેજછાયાના પડછાયા તો પ્રત્યેક માનવીના અન્તર્દેશે પડેલા હોય છે; પણ વિધાતાના રસાયનથી રસાયેલા આત્માઓ આવતા ભવિષ્યના ઓળા પણ ઝીલે છે: પછી જેટલી એ દૈવી રસાયનની વિશેષતા, એટલી એ ભાવીના પડછાયા ઝીલનારની પણ વિશેષતા. પડછાયા બધા કંઇ પુરુષની પાછળ જ નથી ચાલતા, કેડી દાખવતા પુરુષનાં પગલાંમાં આગળ આગળ પણ ચાલે છે. આંખ એ આત્માની આરસી છે, પણ પરને કાજ; હૈયું એ આત્માની આરસી છે, તે પોતાને કાજ. સંચિત એટલે જન્માન્તરનાં વાવેલાં, પણ ભવિષ્યની વાડીઓમાં પાંગરનારા, નિર્માણમન્ત્ર. પ્રત્યેક માનવીનું સંચિત એટલે ભૂતભાવીનો સંગમભંડાર. ને જેટલાં સરોવરજળ નિર્મળાં, એટલા સરજળમાંના આભપડછાયા પણ નિર્મળા; એમ જેટલાં અન્તર્જળ નિર્મળાં, એટલા અન્તરમાંના ભૂતભાવીના પડછાયા પણ નિર્મળા. ભૂતભાવીના એ ઓળાઓ દલપતરામને ત્‍યહારે ઝંખાતા, પણ સ્‍હમજાતા નહિ: ઝંખાતા; પણ ગહન, અગોચર, આભમાંના કાળલેખના જેવા.

મનમાં દલપતરામ એક ઘાટ ઘડતા હતા, ત્‍યહારે વિશ્વવિધાત્રી બીજો જ ઘાટ ઘડી રહી હતી. कर्तुम्, अकर्तुम्, अन्यथा कर्तुम् એ મહામાયાનો મહિમા અદ્‌ભુત જ છે. સ્વયં ભગવાને મહામાયાને मम माया दुरत्यया ભાખેલી છે.

ઇ. સ. ૧૮૪૩ ના નવેમ્બરની ૧૫ મી તારીખે સ્કૉટલાન્ડનો એક સપૂત હિન્દુસ્થાનને કિનારે ઉતર્યો; અને અહમદનગર ખાનદેશ મુંબઈ એમ ફરતો ફરતો ત્રણેક વર્ષે

અ. ૧૦, પા. ૨૨૦

૧૮૪૬ ના નવેમ્બર માસમાં ગુજરાતના પાટનગરે આવ્યો. એ પચ્ચીશેક વર્ષના જુવાનડાને ગુર્જરરાષ્ટ્રના ક્ષત્રિય વીરોનો રાસો લખવાના કોડ જાગ્યા. સ્કોટલાન્ડની વે વીરભૂમિ–પ્હાડપાથર્યા ગિરિમંડળના યે ઉત્તરદેશમાં એના વંશનું વતન આબરડીનમાં હતું. એના દેશબન્ધુ કર્નલ ટોડે રાજસ્થાનના ક્ષત્રિયત્વની અમર ગાથા લખી હતી, ને ગ્રાન્ટ ડફે સિંહાદ્રિના સિંહોના ઇતિહાસરાસા રચ્યા હતા. આ જોબનવન્તાને ગુજરાતની ક્ષત્રિયવટનાં આકર્ષણ આવ્યાં. ગુજરાતનાં વન, ગુજરાતનાં ખંડેરો ને મન્દિરો, ગુજરાતનાં ઇતિહાસ ને મહિમા, ગુજરાતની સુઘડ સંસ્કૃતિ, રોમ ને ગ્રીસથી યે પ્રાચીન ગુર્જરલોમના શ્રીકૃષ્ણપુરાણા કાળલખ્યા કાંડ વાંચવા ને વંચાવવાના એને અભિલાષ થયા. ટોડ ડફ સાલ્કમ ફોર્બ્સઃ એ સ્કોચ સજ્જનોએ ભારતના વીરત્વને ઓળખ્યું, ઓળખાવ્યું, બિરદાવ્યું છે. વીર વીરને પિછાને. બ્રિટિશ રાજમંડળમહારાજ્યના વડાપ્રધાન મિ. મેકડોનાલ્ડે કહ્યું છે કે It requires a Highlander to understand a Rajput. ડુંગરવાસી નહિ, પણ પર્વતમંડળની યે ઇશાનમાં ભૂળે સાગરવાસી એ કુટુંબના સ્કોટવંશજ ફારબસે ગુજરાતની ક્ષત્રિયવટને ઓળખી; ગુજરાતનાં સરોવરો ને કુંજોમાં, ડુંગરમાળ ને વનોમાં સ્કોટલાન્ડને જોયો. એને થયું કે ટોડે રાજસ્થાનનું મહાભારત લખ્યું છે, હું ગુર્જરરાષ્ટ્રનું રામાયણ રચું. સ્કોટલાન્ડનો એ સપૂત તે એલેકઝાન્ડર કિન્લોક ફોર્બ્સ–કવીશ્વર દલપતરામના પરમ મિત્ર ફારબસ સાહેબ, ફારબસવિરહના ધીરોદાત્ત નાયકઃ અને ફારબસરચ્યો ગુજરાતની ક્ષત્રિયવટનો રાસો તે રાસમાળા.

ફારબસના સદભિલાષે ગુજરાતને અનેક રીતે ફળ્યા છે. એના અભિલાષે ગુજરાતમાં પ્રથમ છાપું છપાયું, પ્રથમ પુસ્તકાલય થયું, પ્રથમ નિશાળ મંડાઇ, પ્રથમ કન્યાશાળા સ્થપાઇ, નવા ગ્રન્થો રચાયા, જૂના ગ્રન્થો સંગ્રહાયા, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ શોધાયો, અમદાવાદમાં ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી જન્મી, મુંબઇમાં ફારબસ ગુજરાતી સભા થઈ. ગુજરાતની વાડીઓમાં ફારબસે એવા એવા આંબા વાવ્યા. દલપતરામ એ સૌમાં ફારબસના સહચારી જોડિયા; અને પછી એમણે કવિતારસનાં પાણી પાઇ પાઇ મિત્રવાવ્યા એ આંબા ઉછેર્યા. ફારબસરોપ્યો એ એકએક આંબો દલપતરામના પ્રતાપે આજ કબીરવડ જેવડો ફૂલ્યોફાલ્યો છે. પણ ફારબસે ગુજરાતને દીધેલાં અમર વરદાન તે એ: રાસમાળા ને દલપતરામ. વઢવાણથી તેડાવી ફારબસે દલપતરામને ગુજરાતને પાટનગરે સ્થાપ્યા. ફારબસે દલપતરામને ગુજરાતને ઓળખાવ્યા, ને કહ્યું કે સંસ્કૃતિઓના સંગમકાળે નવસંસ્કૃતિને ઘડનારો આ ત્હારો યુગપુરુષ.

કર્નલ ટોડે રાજસ્થાનની ગાથા લખી ત્ય્હારે ત્હેમની કને એક જતી હતા. જૂના કવિઓનાં કાવ્યો ને રાસાઓ એ જતી શોધી લાવતા, કર્નલ ટોડને એમના અર્થ કહેતા, દેશના રીતરિવાજ સ્હમજાવતા, પ્રાચીન ઇતિહાસતીર્થોની દન્તકથાઓ વર્ણવતા, હિન્દની સંસ્કૃતિના માહિતગાર કરતા. અર્થસ્ફોટન સંગ્રહસૂચન પૂરવણી સંસ્કારઉદ્‌બોધનનો ભાષ્યધર્મ જતીજીનો હતો. રાસમાળા રચવામાં એવા સહાયક ને ઉદ્‌બોધક ગુર્જર યતિજી ફારબસને જોઇતા હતા, કે જે વ્રજભાષા ને ચારણી ભાષામાંના જૂના રાસાઓના અને સંસ્કૃત

પ્રાકૃત ને જૂની ગુજરાતીમાંના જૈનરાસાઓના અર્થ ઉકેલાવે, ને પ્રજાના અણસ્હમજાતા રીતરિવાજ સંસ્કારપ્રકરણો અને સંસ્કૃતિના થર ઉપર લખેલા કાળમન્ત્રો ભણાવે. આપણો પ્રાચીન ઇતિહાસ રાસાઓના કાવ્યગ્રન્થોમાં હતો; એટલે ઇતિહાસસંશોધનને અંગે કવિતાનો શોખ પણ ફારબસને જાગ્યો હતો. કવિતા સ્હમજનાર ને સ્હમજાવનાર, ઇતિહાસ ઉકેલાવનાર, દેશાચારના અન્તર્રહસ્ય ભાખનાર, પ્રજાની કાળપગલીઓમાંની રેખાઓમાંના અક્ષર વાંચીને વંચાવનાર, કર્નલ ટૉડને મળ્યો હતો એવો દેશની સંસ્કૃતિનો ભોમિયો, ફારબસ સાહેબ શોધતા હતા. ફારબસને માત્ર નોકરી ન્હોતી કરવી કે અમલ ન્હોતો કરવો; ફારબસને તો ગુજરાતની કાળવહી વાંચી વાંચીને વંચાવવી હતી. એ કાળવહીની લિપિ ભણાવનારને, ગુજરાતની કાળવહીના વહીવંચાને ફારબસ સાહેબ શોધતા હતા.

લોકભાષામાં શિક્ષક કહે છે, પાદરીઓ પંડિત કહે છે, મુસાફરો ભોમિયો કહે છે; એવા ઇતિહાસગ્રન્થોના, કાવ્યકલાના, ગુર્જરપ્રજાના દેશાચાર ને સંસ્કૃતિસંસ્કારના કવિપંડિતને ફારબસ સાહેબ ઝંખતા હતા.

પ્રથમ તો ફારબસે અમદાવાદના વીસનગરા નાગર કવિ ઉત્તમરામજીને બોલાવી પાસે રાખ્યા; સન્તોષ ન થયો. પછી પ્રાચીન કવિઓના વતનરૂપ વિજાપુરથી એક બ્હારોટ કવિરાજને તેડાવી રાસાઓ ભણવા માંડયા; સન્તોષ ન થયો. પછી નડિયાદથી કવિ રણછોડ બ્હારોટને બોલાવ્યા, પણ સન્તોષ ન થયો. ઇતિહાસસંશોધકનો, કવિતરસિયાનો,

પ્રાચીન સંસ્કાર ને સંસ્કૃતિના વિદ્યાર્થીંનો મુમુક્ષુઆત્મા પરિતર્પાયો નહિ.

અમદાવાદમાં ફારબસ સાહેબ આસિસ્ટન્ટ સેશન્સ જજ હતા તે સમયે શ્રી ભોળાનાથ સારાભાઈ અમદાવાદની દિવાની અદાલતમાં નવાસવા મુનસફ હતા. છવ્વીશેક વર્ષના ભોળાનાથભાઈનું નોકરીનું એ પ્રથમ પગથિયું હતું. એમનું કુટુંબ સાહેબલોકમાં આવરોજાવરો સારો રાખતું. તેઓ ને ફારબસ બન્ને કંપની સરકારના એક જ ખાતાના અમલદારો હતા એટલે ઘણી વેળાએ મળતા. એક વેળા ફારબસ સાહેબે એ અમલદારબન્ધુને વાતચીતમાં કહ્યું કે ત્હમારી જાણમાં કો સારા કવિ હોય તો મ્હારે જોઇએ છીએ. દલપતરામ પાસે ભોળાનાથભાઇ પિંગળશાસ્ત્ર ભણ્યા હતા ને દલપતરામનો એગને સારો પરિચય હતો; એટલે ભોળાનાથભાઇએ સાહેબને પોતાના કાવ્યગુરુનું નામ કહ્યું, પોતાનો ને પોતાના પિતાનો પરિચયપ્રસંગ વર્ણ્વ્યો, કાવ્યગુણો ભાખ્યા. સાહેબે કહ્યું એમને લાવજો. ભોળાનાથભાઇએ કહ્યું કે એ તો હમણાં એમને વતન વઢવાણ રહે છે; અંહી તો બેએક વર્ષ ઉપર હતા. ફારબસ સાહેબે કહ્યું ત્હારે એમને વતનમાંથી તેડાવો: મ્હારે એમનું કામ છે.

સાહેબે તો કહ્યું કે બોલાવો; પણ ન્હોતું ત્હારે તારખાતું કે ટપાલખાતું કે આગગાડી કે દલપતરામને તાર કરાય, કાગળ લખાય, કે માણસ મોકલાય. વિચાર કરીને ભોળાનાથભાઈ અમદાવાદના નગરશેઠ હેમાભાઇને મળ્યા. હેમાભાઇ શેઠની પેઢી વખતચંદ ખુશાલચંદના નામથી વઢવાણમાં ત્યહારે ચાલતી હતી. શેઠનો કાગળ એ પેઢીના

મૂનિમ ઉપર લીધો; ને ભોળાનાથભાઇએ પણ સાથે દલપતરામને કાગળ લખ્યો કે એક સાહેબને કવિતાનો શોખ છે, કવિતા ભણવી છે, કવિને પાસે રાખવા છે, માટે આ વાંચી તરત આવશો. કાગળો લેઇને ખાસ ખેપિયો વઢવાણને માર્ગે પડયો. લોકહિતવાહક એવા ખેપિયા આપણા ઇતિહાસમાં વિરલ ગયાઆવ્યા હશે.

સં. ૧૯૦૪ ની નવરાત્રીમાં જગદંબાના કલ્યાણદૂત જેવો ખેપિયો વઢવાણ વખતચંદ શેઠની દુકાને આવ્યો. મૂનિમે દલપતરામને દુકાને તેડાવ્યા; એમના ઉપરનો કાગળ આપ્યો, પોતાના ઉપરનો કાગળ વંચાવ્યો. દલપતરામ કહે છે કે 'કાગળ વાંચીને બહુ સન્તોષ જેવું લાગ્યું નહિ. મનમાં એમ થતું કે સાહેબ શું? ને આપણે શું? આપણી કવિતામાં એ સ્હમજે શું?' દ્વારકાથી સુદામાપુરીમાં પાછા વળ્યે નિજની ઝુંપડીને સ્થાને સુવર્ણમન્દિર બનેલાં તે પ્રથમ દર્શને સુદામાજીએ ઓળખ્યાં ન્હોતાં એવું દલપતરામનું થયું. ઘડીક મનમાં ઘોળાયાં કીધું કે જવું કે ના જવું? ને આપણા મહાકવિ પ્રેમાનન્દ કહે છે તેમ

ઋષિ આવાગમન હિન્ડોળે ચ્હડયા.

સાહેબના પ્રથમ ન્હોતરે થયેલાં એ આશ્ચર્ય ને વિધિની અગમ્યતા વર્ષો પછી પણ ઉતર્યાં ન હતાં, એવાં જ અગમ્ય રહ્યાં હતાં. વીશેક વર્ષ પછી ફારબસવિરહમાં દલપતરામે ઉચ્ચાર્યું છે કે,

ક્ય્હાં કિન્લાક અંગરેજ? ક્ય્હાં હું વિપ્ર આંહીનો?

બનવો જ અશક્ય બનાવ બને, વરતાય નહી વિધિકૃત્યની વાત;
દિવમાંહિ દિવાકર દૂર વસે, જળમાંહિ જૂવો જનસ્યું જળજાત;
કહિ કાગળપત્ર પિછાન નહી, ઉપજી કશી રીતથી પ્રીત અઘાત ?
પ્રિય ! ક્યહાં તુજ ને મુજ મિત્રપણું થવું ? ક્યહાં ઇસ્કૂકાટલંડ ?
ક્યહાં ગુજરાત ?

સદાત્માઓને અન્તે સદ્‌વિચાર પ્રગટે છે ને સન્નિર્ણય સૂઝે છે. વૃદ્ધ, હિતસ્વી, અનુભવી, શ્રીજીને મળેલા, મૂળજી શેઠની દલપતરામે સલાહ પૂછી. શેઠે આશીર્વાદ ઉચ્ચાર્યો કે ‘ સુખેથી જાવ; સુખી થશો ને કીર્તિ પામશો. ’ કો તેડાવે તો જ જવાની પોતાની પ્રતિજ્ઞા પળાતી હતી, ને તેડું આવ્યું હતું. મનને મનાવી દલપતરામે નિર્ણય કીધો કે ‘ તો પણ ચાલો. ’

ઇસ્વી ૧૮૪૮ ના ચૈત્ર માસમાં માતુશ્રી અમૃતબાનું વર્ષી વાળ્યું હતું, ને એ માતૃઋણ બાકી ન્હોતું. પિતા તો એ પૂર્વે કૈવલ્યપદને પામ્યા હતા. દિનકરરામ બ્રાહ્મણી ક્રિયમાણના, ને સારા હસ્તાક્ષર લખતા તેથી લહિયાના, બ્રાહ્મણઉદ્યોગોમાં સ્થાયી થયા હતા એટલે એ ભાંડુભાવની ચિન્તા પણ ઉતરી હતી. દલપતરામને માથે હતો એક પોતાનો જ કુટુંબભાર. નવરાત્રી વીતી હતી, દસેરા ને શરદપુનમ હમણાં જ ગયાં હતાં. ઓક્ટોબરના ઉત્તરાર્ધમાં ચન્દની પડવાની ચન્દનછાંટી તિથિએ સંસારનો લિશાળો મહાસાગર ખેડવાને દલપતરામ વતનમાંથી નીકળ્યા. એમ આજથી નેવુક વર્ષ ઉપર મનોરથોનાં સ્વપ્નાં સેવતો, અઠ્ઠાવીશેક વર્ષનો એક કાઠિયાવાડી જુવાનડો સારા ગુજરાતને સદ્‌બોધવાને ગુજરાતને માર્ગે પડયો.

માતાપિતાને વળાવ્યાં હતાં એટલે વડિલનાં વાત્સલ્ય પાછળ બોલાવે એમ હતાં નહિ. મઠ ને મન્દિરોમાં ત્હારે આપણી બ્રહ્મવિદ્યા હતી, ને વ્રજભાષા ને ગીર્વાણ ભાષામાં ત્હારે આપણાં કાવ્યશસ્ત્રો હતાં એ એણે યથાશક્તિ ભાતે ભરી લીધાં હતાં. સ્વામીનારાયણ સંપ્રદાયનો તે વખતનો તેજર્નિમળો સદ્ધર્મ ને પુણ્યનિર્મળો સદાચાર જીવનકોઠારે સભર સંઘર્યો હતો. ગદ્ધાપચ્ચીશીને પાછળ મૂકીને, સામળશાહી સ્ત્રીચાતુરીની કવિતાને અગ્નિઝાળને અર્પીને, કાવ્યચર્ચાના પ્રસંગો જીતીને, રાજસ્થાનોના અનુભવો સારવીને, કચ્છમાંડવીથી ખરકોલ ને આરાસુરથી શુકલતીર્થ સૂધીનું ગુજરાતનું દેશાટણ પરિવ્રાજકની રીતે કરીને, ચારણોના વતન મૂળી ગામમાં દેવાનન્દ જેવા સન્તકવિ પાસેથી કાવ્યદીક્ષા પામીને, અર્ધી સદી સૂધી પોતાની નવકવિતા ગાઇ ગાઇ ગુર્જરલોકને ઉદ્‌બોધવાને, સાહિબને ભણાવવાને, ગુજરાતે નવો યુગ ઘડવાને પરિવ્રાજક પેઠે પાયે ચાલી એ જુવાનજોધ, નવયુગનો પ્રથમ પરિવ્રાજક, વતનમાંથી ચાલી નીકળ્યો. પણ આવેનાં એ ઉજમાળાં ભવિષ્ય ત્હારે એને સ્પષ્ટ ન્હોતાં દર્શાતાં. ઝાલાવાડના ખારાપાટમાંનાં ઝાંઝવાંનાં જેવી ત્હો યે કાંઇક કાંઇક મૃગજળની ઝાંખ એને ઝંખાતી. પણ પુણ્યાત્માને માયાનાં મૃગજળે સાચ થઇ સન્મુખ ઉભે છે, એમ અન્તે એનાં મૃગજળે સાચાં પડયાં.

માતપિતાને વળાવીને દલપતરામે વતન છોડયું. અમદાવાદની વાટ તો દલપતરામને સુપરિચિત હતી. વઢવાણથી નીકળી શમલે થઇ દલપતરામ લીંબડી આવ્યા, ને લીંબડીથી ધોળકે થઇ અમદાવાદ ગયા. પન્થે પ્રવા-

સીને શરદના તાવની ઝપટ લાગી હતી, પણ તે પીપર ને મધને ગરમાવે ઉતરી હતી.. લીમડીમાં જ દલપતરામને શુભ શુકન થયા ને સફરસંગાથી સળ્યા. શ્રી હરિની વિશ્વયોજના અકળિત છે. ભવસાગરે એકાકી જહાજની પેઠે એકલમલ્લ દલપતરામ નવસંસાર ખેડવાને વતનમાંથી નીકળ્યા, પણ પ્રથમ મજલેજ એમને સંગાથ સાંપડ્યો. એ માત્ર પન્થ-સંગાથ ન હતો, જીવનસંગાથ હતો; ને બન્ને હયાત હતા ત્હાં સૂધી અખંડસંગાથ રહ્યો. વઢવાણથી દલપતરામ અમદાવાદ જવાને નીકળ્યા એ જ તિથિએ લીમડીના એક શાહુકાર, શેઠ મલીચંદ જેચંદ, વ્યાપાર ખેડવાને ને ગુજરાતનાં મ્હોટાં બજારોમાં નસીબ અજમાવવાને, લીમડીથી નીકળ્યા હતા. ચાર મુસાફ્રોએ મળી, લીમડીથી અમદાવાદનો પ્રત્યેકનો દોઢ દોઢ રૂપીઓ ભાડું ઠરાવીને છકડો ભાડે કર્યો હતો. એ ગ્રહયોગ જ દૈવયોગ હશે કે બન્નેય સફરસંગાથીઓને લૂંબે ને ઝુંબે ફળ્યો. બન્ને ય અમદાવાદના વતની થયા, નિજ નિજને ચોરે મોડવી થયા, પોતપોતાના દિશાદેશે પ્રતિષ્ઠા ને ગૌરવ પામ્યા, જાહોજલાલી જમાવી ને માણી, ને આયુષ્યભરની મૈત્રી ભોગવી. શેઠ મલીચંદ જેચંદની ગાડી પાછળ પાછળ ચાલતા ચાલતા દલપતરામ અમદાવાદ આવ્યા. વાવકૂવેથી એ બ્રાહ્મણ પાણી ભરી લાવતો ને પ્રવાસસંગાથીઓને પાતોઃ એ શ્રીમાળી તો સમસ્ત દેશને પાણી પાવાને નીકળેલો હતો ને ? અમદાવાદના માણેકચોકમાં શરાફી પેઢી સ્થાપવાને લીમડીથી પોતે કેટલી લક્ષ્મી લઇ જાય છે તે મલીચંદ શેઠ જાણતા હતા. પણ એ વહિયાવટી શેઠે ન્હોતા જાણતા કે

એમની ગાડીની પાછળ પાછળ ચાલતો વઢવાણનો પરિવ્રાજક બ્રાહ્મણ પોતાના ઝોળામાં કેવીક આત્મલક્ષ્મી ગુજરાતની નગરીઓને વધાવવાને લઈ જતો હતો.

વઢવાણ એટલે વર્ધમાનપુરી; મહાવીર સ્વામીના વારાનું પ્રાચીન નગર; બ્રાહ્મણ ને જૈન સંસ્કૃતિઓનું જૂનું ધામ. અને ફારબસ એટલે ભરતખંડમાં આવતી નવસંસ્કૃતિનો સુજન ને સુઘડ સંસ્કારજોધ. ટોડનાં પગલાંમાં પગ મૂકી એને ગુજરાતની ક્ષત્રિયવટને પૂજવી હતી; એની ઝોળી નવયુગની ભાવનાઓથી ભરેલી હતી. દલપતરામમાં પ્રાચીનતાનું ઉત્તમ ઉત્તમ સંગ્રહાયું હતું, ફારબસમાં અર્વાચીનતાનું ઉત્તમ ઉત્તમ સંગ્રહાયું હતું. વર્ધમાનપુરીમાંથી દલપતરામ અમદાવાદ ચાંદાસૂરજને સાહેબને બંગલે ગયા એ જાણે પ્રાચીનતાનાં ગૌરવ ને મહિમા અર્વાચીનતાની મહેમાનીએ ઉતર્યાં; એ જાણે પૂર્વપશ્ચિમના પૂરપ્રવાહ મળ્યા. ગુજરાતનું ધન્ય ભાગ્ય કે એના નવયુગનાં મંડાણ મંડાતાં હતાં એ વિરલ ને અદ્દ્ભુત ઇતિહાસયોગે—પ્રાચીન અર્વાચીન સંસ્કૃતિઓના સંગમકાળે ફારબસ ને દલપતરામ જેવા ઘર્દશીં ઠરેલબુદ્ધિ દેશહિતચિન્તક પુણ્યાત્માઓનો ોગ ગુજરાતને લાધ્યો. ફારબસ ને દલપતની બેલડી નરી ાંખ પેખે છે એથી અધિકા ઇતિહાસ ઉચ્ચારતી. સંસ્થાઓ ાપીને, ભાવનાઓ રોપીને, સત્તરેક વર્ષમાં ફારબસ તો અક્ષરવાસી થયો; અર્ધી સદી સૂધી કવિતાનાં પાણી પાઇ પાઇને દલપતરામે એ નવવાવેલી ગુર્જરી કુંજોને મ્હોરાવી.

એમ [illegible] સ્હોત્રીનો કાવ્યદીક્ષિત સપૂત પ્રાચીનતાના વહેણમાંથી અર્વાચીનતાના ચ્હડતાં પૂરમાં તરવાને પડ્યો.

卐 卐 卐

# શાવળી

## શ્રીમાળી બ્રાહ્મણ, ઉંડિયા ગાધે, વાછાણી વંશની.

રાજ જટાશંકરભાઇએ પૂરવણી પૂરેલી, સં. ૧૯૪૪ માં. )

મહીધર — સં. ૧૫૧૫ માં પાટણમાં હતા.
|
નાસો
|
હરદેરામ
|
જત્તો — સં. ૧૬૦૧ માં જામ રાવળના ભાઈ હરધોળજીના તેડાવ્યાથી ધ્રોળ ગયા.
|
વાછો
|
હકો
|
દેવેશ્વર

૧ વસિષ્ઠ ઋષિ–રામચન્દ્રજીના ગોર
૨ શક્તિ
૩ પરાશર–પારાશરી સ્મૃતિ, કલિની
} પારાશર કહેવાય

૪ વ્યાસ ઋષિ, જેણે ભારત ને પુરાણો રચ્યાં.
૫ શુકદેવજી, જેણે રાજા પરીક્ષિતને ભાગવત સ

ભરતખંડની રાજધાની દિલ્હીમાં સ્થપાયા પછી બ્રાહ્મણો શ્રીમાળ નગરમાં એટલે ભિન્નમાળમાં આવીને શ્રીમાળી કહેવાયા. તે શિવાય બીજાં ૧૩ ગોત્રના શ્રી એક કુળને ગાદેની છાપ ભિન્નમાળમાં પડી. હાલ મા વગેરેમાં ગાદેકુળના શ્રીમાળી ઘણા છે.

- કલ્યાણજી
  - પ્રેમાનંદ
    - કાનજી
      - ડાહ્યાભાઈ — અંબાશંકર
      - ગંગાશંકર — હરિશંકર
    - દેવશંકર
      - મૂળજી
        - પ્રભાશંકર — નરોત્તમ
        - લક્ષ્મીશંકર
        - છગનલાલ
      - જેશંકર
        - હરીશંકર
        - શિવશંકર
        - …રામ
        - હિંમતરામ
        - અજારામ
        - હરજીવન
  - દયાળજી
    - પરશોતમ
      - રણછોડ
        - પ્રાણશંકર
        - નવલશંકર
        - પ્રભાશંકર
      - ડાહ્યાભાઇ
      - હકાભાઇ
        - અમૃતલાલ
        - હેમશંકર
        - મણિશંકર
    - પ્રાણજીવન
    - જગનેશ્વર — કૃપાશંકર
  - લક્ષ્મીધર
    - લીલાધર
      - શિવશંકર
        - જગજીવન
        - ઇશ્વરલાલ
        - ત્ર્યંબકલાલ
      - મૂળશંકર — ત્રિભોવન
      - જટાશંકર
        - રવિશંકર
        - રતિલાલ
        - બબૂ
    - મકનજી — દયાશંકર — હરિનન્દ
      - બ્હેચરલાલ
      - જગજીવન
  - નરસી
    - મંગળજી — મૂળશંકર — જેશંકર — નગરમાં રહે છે.
    - ગંગાધર

ધ્રોળમાં રહે છે.

- અબળેશ્વર — આંબો — લાધો
  - બાવો — જટાશંકર — જામનગરમાં છે.
  - ડાહ્યો

- નારણજી
  - લાધો — મૂળજી
    - બાવો — દેવશંકર
      - હરિલાલ
      - રતિલાલ
      - ગોંડળમાં છે.
    - ગગુ — છગનલાલ — ધ્રોળમાં છે.
    - કાળો



(કુંડલે । ગયા)
મૂળજી
કરસનજી
રામજી
નથુ
જીવણ
પરશોતમ
કલો
ગોકળ—રણછોડ
મણિલાલ
મૂળશંકર
વલ્લભજી
સુંદરજી
પ્રભાશંકર
જમનાદાસ
દેવશંકર
ત્રીકમજી
લાલજી
નારણ
કુંડલામાં છે.
નારણજી
જીવરામ
લખમીરામ
ઈશ્વર
છોટાલાલ
અમૃતલાલ
કલ્યાણજી
રેવાશંકર
ધારીમાં છે.




ધનેશ્વર
મૂળજી
(કચ્છમાંડવી ગયા)
પરશોતમ
રણછોડ
જગો
અંબારામ
પ્રાણશંકર
ત્રીકમજી
ખરાશંકર
ઉમિયાશંકર
પ્રભાશંકર
નથુરામ
જટાશંકર
ઈશ્વરલાલ— હરજીવન
બાવો અથવા જદૂરામ
માંડવીમાં રહે છે.




(નગરે ગયા)
ડોસો
વેલજી
ડાહ્યો
હકો
જુઠો
હરિનન્દ
કાળીદાસ
ગંગાશંકર
રાજારામ—દેવશંકર
રેવાશંકર—વજેરામ
પોપટ
હેમતરામ— કેશવજી
દયાળજી—પૂંજો
જામનગરમાં રહે છે.

## સંસ્થાન ઘોળના પારાશરગોત્રી, સામવે[dot]
( દલપતરામે [illegible]ખેલી, સં. ૧૯૨૮ માં; વૈ

સંવત ૧૧૭૬ થી સાત દુકાળી પડી ત્યારે ભિન્નમાળ ભાગ્યું, ને પાટણ આવ્યા. ત્યાં સિદ્ધરાજ જયસિંહ રાજા હતો. પાટણમાં આશરે અગિયાર પેઢીઓ થઇ ગયા પછી મહીધર ત્રવાડી થયા. અંગ્રેજો કહે છે કે રામાવતારને ત્રણ હજાર વર્ષ થયાં છે. જો તેમ હોય તો સઇકડે ત્રણ પેઢી લેખે ગણતાં પરાશર ઋષિથી પંચોતેરમી પેઢીએ મહીધર ત્રવાડી હોવા જોઇએ. નિર્વંશ ગયા એમનાં નામ આમાં લખ્યાં નથી. જેટલા જીવતા છે તેઓની સં. ૧૯૪૪ ( દલપતરામની પ્રતમાં સં. ૧૯૨૮ ) સાલ સૂધી ઉમરનાં વર્ષ આશરે લખેલાં છે. ( એ વર્ષો લીધાં નથી. ) ભૂલચૂક હોય તે કોઈ ભાઇ જણાવશે તો સારૂં.

હરિ
બળભદ્ર
(કુંડલે | ગયા)

મૂળજી
કરસનજી

અજરામર

# સાલવારી

---

| વિક્રમ સંવત | ઇસ્વી સન | |
|---|---|---|
| | ૫૭૫–૬૨૭ | માઘ કવિ |
| | ૬૦૬–૬૧૨ | શ્રી હર્ષનો દિગ્વિજય |
| | ૬૨૯–૬૪૫ | હ્યૂએનસંગની હિન્દયાત્રા |
| ૧૧૭૬ | ૧૧૨૦ | શ્રીમાળ ભાગ્યું; પાટણ આવ્યા. |
| ૧૫૧૫ | ૧૪૪૯ | મહીધર તરવાડી પાટણમાં હતા. (પાટણથી ઉંડ કોણ ને ક્યહારે ગયું?) |
| ૧૬૦૧ | ૧૫૪૫ | બત્તો તરવાડી ઉંડથી ધ્રોળ ગયા. |
| ૧૭૮૦ | ૧૭૨૪ | દેવરામ તરવાડી ધ્રોળથી જામનગર ગયા. |
| ૧૮૩૬ | ૧૭૮૦ | જામનગરમાં ડાહ્યાભાઇનો જન્મ. છપૈયામાં શ્રીજી મહારાજનો જન્મ. |
| ૧૮૪૪ | ૧૭૯૮ | નીલકંઠ બ્રહ્મચારી ગુજરાતે આવ્યા. |
| ૧૮૬૯ | ૧૮૧૩ | ડાહ્યાભાઇ જામનગરથી વઢવાણ આવ્યા. |
| ૧૮૭૦ | ૧૮૧૪ | ડાહ્યાભાઈનું અમૃતબા સાથે લગ્નઃ બીજો ઘરવાસ. |
| ૧૮૭૨ | ૧૮૧૬ | જેકોરબાનો જન્મ. |
| | ૧૮૧૮ ૨૪ મી મે | મહારાણી વિકટોરિયાનો જન્મ |
| ૧૮૭૬ મહા શુદ ૬–૭, ૨૧ મી જાનેવારી | ૧૮૨૦ | દલપતરામનો જન્મઃ યમદમ યોગી. |

| | | |
|---|---|---|
| ભાદ્રપદ | | અન્નપ્રાશન |
| ૧૮૭૭ | ૧૮૨૧<br>૭/૭/૨૧ | ફારબસનો જન્મ |
| ૧૮૭૯ | ૧૮૨૩ | ભાઇ દિનકરરામનો જન્મ |
| ૧૮૮૦ | ૧૮૨૪ | શીતળાની ઘાત |
| ૧૮૮૧ | ૧૮૨૫ | દીવાની ઝાળથી દાઝી જવું.<br>મહર્ષિ દયાનન્દ સરસ્વતીનો જન્મ. |
| ૧૮૮૨ | ૧૮૨૬ | કૃત્રિમ વેદમન્ત્ર |
| નવરાત્રી | | બહુચરાજીએ બાળમોવાળા ઉતરાવ્યા. |
| ૧૮૮૩ | ૧૮૨૭ | ખોટી જનોઇ |
| | | દેવનાગરી મૂળાક્ષર ઘૂંટવા બેઠા. |
| ભાદ્રપદ બળેવ | | હાંસડી ખોઇ |
| ૧૮૮૪ | | બારાક્ષરી ભણ્યા. |
| વસન્ત-પંચમી | ૧૮૨૮ | ઉપનયન |
| ફાગણ શુદ ૮ | | ગઢડામાં શ્રીજી મહારાજનાં દર્શન |
| ચૈત્ર | | પંડ્યાની નિશાળે બેઠા |
| ૧૮૮૫ | ૧૮૨૯ | બહુચરાજી અંબાજી સિદ્ધપુરના સંઘમાં |
| | | शास्त्रीयविधा नास्ति |
| | | વઢવાણમાં સ્વામીના મૂડિયા |
| ૧૮૮૬ | ૧૮૩૦ | વેદાભ્યાસ, ક્રિયમાણ |
| ભાદ્રપદ | | પિતાનો માર, છૂટું તરબાણું માર્યું. |
| | | દાદાભાઇની ગાય |

| | | |
|---|---|---|
| | | અજવાળિયાંમાં વરત ને ઉખાણા શેરીમાંની રમતો |
| જેઠ વદ ૧૦ | | સ્વામીનારાયણ અક્ષરધામે ગયા. |
| ૧૮૮૭ | ૧૮૩૧ | વેદાભ્યાસ; બ્રાહ્મણ, આરણ્યક, સામ-સંહિતા. હુડૂલા; સામળની વાતો વંચાતી. |
| | | વાવતળાવે કિશોરખેલ |
| ૧૮૮૮ | ૧૮૩૨ | પીતાંબર પંડયો દટાઇ મૂવા |
| | | કાશીએ જવા ઘેરથી નાઠા. |
| | | વેદ ગયો ત્‍હારે વંશ ગયો. |
| | | બાળકોને લઇ અમૃત બા પીયરમાં જઇ રહ્યાં. |
| | | જેકોરબાનું લગ્ન |
| ૧૮૮૯ | ૧૮૩૩ | શામળની વાર્તાઓ વંચાતી. |
| | | દલપતરામનું મૂળીબા સાથે લગ્ન. |
| | | કમળલોચની ને હીરાદન્તી—એ કાવ્ય વાર્તાઓ રચી. |
| ૧૮૯૦ વસન્ત-પંચમી | ૧૮૩૪ | મૂળીને સમૈયે, ભૂમાનન્દ સ્વામી, વર્તમાન ધારણ કીધાં. વ્રજલાલને સમાધિ. |
| | | ડાહ્યાભાઇ ઘર તજી ધર્મતળાને ... જઇ રહ્યા. |
| | | સામળશાહી કમળલોચની હન્તીને બાળી નાંખી. |

પા. ૨૩૨

ફાગણ — જડેશ્વરમાં દિનકરરામના વાળ ઉતરાવ્યા. વાંકાનેરમાં જેકોરબાને સીમન્તનું મોસાળું પૂર્યું.

ચૈત્ર — વઢવાણમાં દિનકરરામને જનોઇ.

જેકોરબાના નારાયણનો જન્મ.

શ્રાવણ — મૂળીએ શ્રાવણી પૂજાનાં તુલસી ચ્હડાવવાને. દેવાનન્દ સ્વામીનો સમાગમ ને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ.

કકડે કકડે ૭ વર્ષ વ્રજભાષાનો અભ્યાસ; સં. ૧૮૯૦ થી ૧૮૯૭.

શિક્ષણપદ્ધતિ વિષયનો મેકોલેનો ડિસ્પાચ.

૧૮૯૧ ૧૮૩૫ શ્રાવણ — ફરી મૂળીએ શ્રાવણી તુલસીપજ કાજે. ન્હાનાં ન્હાનાં કીર્તનો કરવા માંડયાં.

૧૮૯૨ ૧૮૩૬

૧૮૯૩ ૧૮૩૭

૧૮૯૪ ૧૮૩૮

૧૮૯૫ ૧૮૩૯

૧૮૯૬ ૧૮૪૦

કાવ્યગ્રન્થોઃ — છન્દશૃંગાર, ભાષાભૂષણ, સત્સંગ શિરોમણિ, વિવેકચિન્તામણિ — મુક્તાનન્દ

વ્રજભાષા — બ્રહ્મવિલાસ, ધર્મવંશ પ્રકાશ — બ્રહ્માનન્દ

કેશવદાસજી કૃત કવિપ્રિયાઃ ખેંગાર ગઢવી પાસેથી.

,, રસિકપ્રિયાઃ યતિ લાલચંદજી પાસેથી.

શિક્ષાપત્રીનો અનુલોમપાઠ.

| | |
|---|---|
| પોસ શુદ ૧૧ | શાકોત્સવ ને શ્રીપુરોત્સવ રચ્યાં. |
| | ડાહ્યાભાઈએ વૌઠામાં સંન્યાસ લીધો. |
| | વૈષ્ણવાનન્દજી ભૂજ પોશાળમાં ગયા. |
| ૧૮૯૭ ૧૮૪૧ પોસ માસ | જ્ઞાનચાતુરી, કાવ્યચાતુરી } લખવા માંડ્યા. |
| જન્માષ્ટમી | વૈષ્ણવાનન્દ સ્વામી ભૂજથી ભણીને આવ્યા. સહાધ્યાયીઓની પરીક્ષા. |
| ૧૮૯૮ ૧૮૪૨ | વાગડની મુસાફરી. |
| | દિનકરરામનું લગ્ન. |
| ચાતુર્માસ | વઢવાણમાં રામલીલા. |
| ૧૮૯૯ ૧૮૪૩ | શીઘ્રકાવ્યનો ઉછેર ને ખિલાવ. |
| | મૂળીબાને સીમન્ત. |
| જેઠ માસ | પુત્ર પુરુષોત્તમનો જન્મ. |
| ૧૫ મી નવેમ્બર | ફ્રારબસ મુંબઇને કિનારે ઉતર્યો. |
| ૧૯૦૦ ૧૮૪૪ કાર્તિક | પ્રથમ રાજસન્માન–ધ્રાંગધ્રે. |
| માગશર શુદ ૧૪ | માધવાનન્દ (ડાહ્યાભાઇ) સ્વામીનું સરખેજમાં કૈવલ્યપદ. |
| | નસીબ અજમાવવાને દેશપર્યટન. |
| ભાદ્રપદ | સામતુભાનો પ્રસંગ. |
| | સરકારી કચેરીઓની ભાષા ઇંગ્રેજી જાહેર થઇ. |
| ૧૯૦૧ ૧૮૪૫ માગશર | ડાહ્યાભાઈનું વર્ષી. |

| | |
|---|---|
| | સંખેશ્વરને માર્ગે લોદ્રાણી ને ભૂજ. |
| શનીવાર, વૈશાખ વદ ૧૦ | આખ્પાની પીપર. |
| જન્માષ્ટમી | કુસુમ કવિ સાથે કાવ્યચર્ચા. |
| ભાદરવા શુદ ૭ | સંસ્કૃત કાવ્યશાસ્ત્ર ભણવા વઢવાણથી અમદાવાદ ગયા. |
| શુદ ૧૦ | અમદાવાદ પહોચ્યા. સારસ્વતનો અભ્યાસ. |
| | શ્રી મણકીવાળા છોટાલાલભાઇ, શ્રી ગિરધરલાલભાઇ ધ્રુવ, શ્રી સારાભાઈ બાપાભાઈ — ના પ્રસંગ ને પરિચય |
| ૧૯૦૨ ૧૮૪૬ | ભોળાનાથભાઇને પિંગળ શીખવ્યું. |
| | જ્ઞાનસ્વરૂપાનન્દ સ્વામી પાસે કુવલયાનન્દનો અભ્યાસ. |
| | યોગાનન્દ સ્વામીનું ચિત્રકાવ્ય જોઇ ચિત્રકાવ્ય કીધાં. |
| | કોઠારીની પજવણી. |
| | પુત્ર પુરુષોત્તમના મૃત્યુસમાચાર. |
| ભાદ્રપદ | આચાર્યશ્રીની રજા લીધા વિના વઢવાણ જતા રહ્યા. |
| આસો | માસેક ત્યહાં રહી આચાર્યજીના આગ્રહે પાછા અમદાવાદ આવ્યા. |
| ઓકટોબર | ફારબસ સાહેબ અમદાવાદમાં આવ્યા. |
| ૧૯૦૩ ૧૮૪૭ | છપૈયા માહાત્મ્ય લખવા માંડ્યું. |

પા. ૨૭૫

| | |
|---|---|
| મહા વદ ૫ | અંજનશલાકાનો મહોત્સવ. |
| | આચાર્યજીએ શાલપાઘડી ને રૂા. ૩૦ આપ્યા. ભણી ઉતર્યા. |
| ફૂલડોલ | મૂળી સમૈયે. ત્યહાંથી મહારાજ સાથે કચ્છમાં. |
| ચૈત્ર શુદ ૩ | અમૃતબાનું અવસાન. |
| | નિરાશાનું વર્ષ બેઠું. નિશ્ચય. |
| | ધૂળમાંથી પાંચીકા હાથ આવતા. |
| જેઠ શુદ ૫ | પુત્રી રાયકુંવરનો જન્મ. |
| ૧૯૦૪ ૧૮૪૮ | ભાવસારને ધીરધાર, લાંઘવા બેઠા. |
| વસન્તપંચમી | અંગઉધારનો ઝગડો. |
| ચૈત્ર | અમૃતબાનું વર્ષી. |
| નવરાત્રી | અમદાવાદથી બેપિયો આવ્યો ને કાગળ લાવ્યો. |
| ઓક્ટોબર ચન્દની પડવો ઉત્તરાર્ધ | ફારબસનું તેડુ આવ્યે વઢવાણથી ગુજરાતને પાટનગર અમદાવાદ ગયા. |